ग्रंथांक
१४५ थी १४७

विविध ग्रन्थमाला

वर्ष १३ मुं
सं. १९७९

# टुंकी वार्ताओ

## भाग ७ मो.

प्रकाशकः—मस्तु साहित्य वर्धक कार्यालय.

સ્થળ—
મુંબાઈ. ૨

અને
અમદાવાદ

विविध ग्रन्थमाळा: अंक १४५ थी १४७, वर्ष १३ मुं. सं. १९७९
चालु वर्षनुं कद पृष्ठ. १५००, मूल्य ३।। अने पाकां पूठां साथे ४।।, पो. माफ.

# टुंकी वार्ताओ-भाग ७ मो.

## शेखसादीकृत "गुलिस्तान"ना भावार्थरूप "सुबोध पुष्पवाटिका" सहित.

સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલય તરફથી
સંપાદક અને પ્રકાશક: ભિક્ષુ–અખંડાનંદ.
અમદાવાદ અને મુંબઇ.

આવૃત્તિ પહેલી; પ્રત ૫૦૦૦: વિ. સં. ૧૯૭૯

મૂલ્ય વાર્ષિક ફાળે ૦ાાા=, પાકું પૂંઠું ૧।= પો. માફ.
છૂટક રૂ ૧। અને ૧ાા, પો. જુદું.

# प्रत्येक वांचनारने.

પ્રિય વાંચનાર ! આ જગતમાં જન્મીને ધર્મ, અર્થ, કામ, મોક્ષની પ્રાપ્તિ માટે મનુષ્યે જે જે કર્તવ્ય બજાવવાનાં છે, તે પૈકી સદ્ગ્રંથોના સમાગમરૂપી કર્તવ્ય-કે જે એક પ્રકારે સત્પુરૂષોના સમાગમની ગરજ સારે છે-તે કેટલું મહત્ત્વનું અને ઉપકારક છે તે તું જાણી ચુકયો છે; એટલુંજ નહિ પણ અનેક સદ્ગ્રંથોના પરિચય દ્વારા એ બાબતનો અનુભવ પણ તું લઇ ચુકયો છે. સદ્ગ્રંથોને સ્વલ્પ મૂલ્યે પ્રસિદ્ધ કરવા રૂપ આ સંસ્થાની સેવા પણ તને જ્ઞાતજ છે.

પરંતુ એ ઉપકારકતા તથા સેવાને જાણનારા અને તેનો લાભ લેનારા જેટલા મનુષ્યો આ દેશમાં છે તેના કરતાં તે નહિ જાણનારા મનુષ્યોની સંખ્યા ઘણીજ વધારે છે.

માટે એવાં માણસોનું એ ઉપકારકતા તથા સેવા તરફ લક્ષ ખેંચાય અને તારી પેઠે તેઓ પણ સદ્ગ્રંથોનો લાભ લેતા થાય તેમ કરવું; એ પણ તારૂં એક ઉત્તમ કર્તવ્ય છે; અને અન્ય સ્વાભાવિક કાર્યોની પેઠે આ કાર્ય પણ જો તારા ધ્યાનપર આવેલું હોય તો તે પ્રસંગોપાત સ્વાભાવિક રીતેજ થયા કરે તેવું છે. અક્ષરજ્ઞાન એ ત્રીજા નેત્રરૂપ હોવા છતાં તેનો સદુપયોગ કરાય નહિ ત્યાં સુધી તે હોય કે ન હોય તે સર્વ સરખુંજ છે; અને તેટલા માટે માણસોને તે જ્ઞાનનેત્રનો યોગ્ય ઉપયોગ કરવા તરફ દોરવવા, એ એક અગત્યનો પરોપકાર પણ છે. જો પ્રભુની કૃપાથી તને શુભ વાંચનની જિજ્ઞાસા અને સસ્તા સાહિત્યની સેવાનો લાભ મળ્યો છે; તે જિજ્ઞાસા અને સેવાનો લાભ બીજાઓને પણ મળે તેમ કરવું એ એક પ્રકારનું દેવઋણ અથવા ઋષિઋણ ચુકવવા બરાબર પણ છે.

સામાન્યરૂપે તો એ પુણ્ય કર્તવ્ય સદાને માટે લક્ષમાં રાખવા જેવું છે; પરંતુ હાલમાં તેને લગતાં નીચલાં વિશેષ નિમિત્ત અને સાધન નીકળી આવવાથી તે તરફ વિવિધ ગ્રંથમાળાના પ્રત્યેક વાંચક બંધુએ વિશેષ લક્ષ આપવા આવશ્યકતા છે.

## ૧–દયાળુ માતા અને આદર્શ પુત્રી.

આ એક સ્ત્રી વર્ગ માટે અતિ ઉપયોગી ૧૫૦ ઉપરાંત પૃષ્ઠનું પુસ્તક છે. ટુંકી વાર્તાઓના આ સાતમા ભાગમાંની પ્રથમની બે તથા છેલ્લી બે મળી ચાર ઉત્તમ વાર્તાઓ આ પુસ્તકમાં આપેલી છે કે જે સ્ત્રીવર્ગને માટે મનોરંજક, બોધદાયક અને અસરકારક છે.

એક સદ્‌ગૃહસ્થ તરફથી આ પુસ્તકની પાંચ હજાર પ્રત તૈયાર કરાવાયલી હોઇને તેમાંથી વધારે ભાગની પ્રતો નાનાં ગામો તથા કસ્બાઓમાં સ્ત્રી તથા કન્યાવર્ગમાં વિના મૂલ્યે ભેટ વહેંચવાનું તથા થોડા ભાગની પ્રતો માત્ર નામના મૂલ્યે આપવાનું નક્કી થયું છે. આ બાબતને લગતી વધુ હકીકત આ પછીનાં પૃષ્ઠોમાં નવાં નીકળેલાં પુસ્તકોના પેટામાં આપેલી છે. માટેઃ—

અક્ષરબોધવાળી જે સ્ત્રીઓ તેમજ કન્યાઓ પોતાના ગામમાં હોય તેમને ત્યાં તે વિષે ખબર આપી તે પુસ્તક તેઓ પોસ્ટેજ મોકલીને મંગાવી લે, એવી પ્રેરણા કરવાની છે; અને એથી અધિક ઉદારતાની જરૂર તથા રૂચિ હોય, તો પોસ્ટેજ પણ ભોગવી લેવાનો લ્હાવ લેવાનો છે.

## ૨–"પુરુષોત્તમ જ્ઞાનયજ્ઞ" અને "ગ્રંથ લહાણી."

આ નામનું એક છુટું ચોપાનિયું આ સાથે પ્રત્યેક ગ્રાહકપર મોકલ્યું છે, તે પ્રત્યેક ગ્રાહક બંધુએ ધ્યાનથી વાંચી બને તેટલા વધુ માણસોના વાંચવામાં આવે તેમ કરવાનું છે.

જે બંધુઓ એમાંની "પુરૂષોત્તમ જ્ઞાનયજ્ઞ" ની યોજના વાંચ્યા પછી તે ખાતે કાંઇ પણ દ્રવ્ય મોકલવા ઇચ્છે, તેઓએ તે સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલય—અમદાવાદ એ શિરનામે મોકલવું; અને સ્વહસ્તે વહેંચવાને માટે સટીક "એકાધ્યાયી ગીતા"ની જેટલી પુસ્તિકાઓ મંગાવવી હોય તે પણ પુરા શિરનામા સાથે લખવું. એ પ્રમાણે મોકલનારને પછી એ પુસ્તિકાઓ બદલ જુદી કિંમત કે ટપાલ ખર્ચ એમાંનું કાંઈ પણ આપવાનું રહેતું નથી.

એ પછીની "**ગ્રંથસેટ અથવા જ્ઞાન લહાણી**" વાળી બાબત પણ ધ્યાનથી વાંચી જઇ પોતાને ત્યાં આવતા નાના મોટા ધાર્મિક, સામાજીક પ્રસંગોપર–બીજા ખર્ચમાં કસર કરીને પણ–પોતાની નાતમાં, ગામમાં અથવા છેવટ માત્ર મહેમાનો અને સગાં સંબંધીઓમાં પણ યથાશક્ય નાનાં મોટાં પુસ્તક પુસ્તિકાઓ ભેટ વહેંચવાની ગોઠવણ કરવી જોઇએ; અને બીજાઓને ત્યાં તેવા પ્રસંગો આવતાં તેમને તેમ કરવાને પ્રેરવા જોઇએ.

## ૩–સસ્તા સાહિત્યનાં પુસ્તકોનું વિગતવાર સૂચીપત્ર.

સ. સા. નાં પુસ્તકો વિષે જેઓ જાણે છે તેઓ ખૂબ જાણે છે; પણ લખી વાંચી જાણનારાઓનો મોટો ભાગ તે વિષે હજી કશું નથી જાણતો. આવા અજાણ્યા સજ્જનોમાં ફેલાવવા સારૂ આ ૩૨ પૃષ્ઠનું વિગતવાર સૂચીપત્ર તૈયાર કરવામાં આવ્યું છે. એમાં શરૂનાં થોડાંક પૃષ્ઠોમાં ગ્રંથ મહિમાનો વિષય આપી બાકીનાં પૃષ્ઠોમાં તૈયાર પુસ્તકોનું વર્ણન આપેલું છે; તથા થોડા સમયમાં જે પુસ્તકો નવાં તથા બીજી આવૃત્તિરૂપે નીકળનાર છે તે પણ જણાવવામાં આવ્યું છે. એમાં કેટલાંક પુસ્તકોનું વર્ણન તો તેના સારાંશરૂપ હોવાથી તથા સાથે "ગ્રંથ મહિમા" વાળી બાબત જોડાયલી હોવાથી આ ચોપાનિયું એ માત્ર સૂચિપત્રજ નહિ, પણ બોધદાયક વાંચનરૂપ પણ છે.

લખી વાંચી જાણનારા ભાઇ બહેનોને ત્યાં આ ચોપાનીયાની એકેક પ્રત માત્ર મુંગે મોઢે પહોંચાડવાથી પણ અનેક ભાઇ બહેનોમાં શુભ વાંચનની જીજ્ઞાસા જાગવા સંભવ છે.

અન્ય સજ્જનોમાં ફેલાવવા માટે ઉપલાં બંને ચોપાનિયાંની વધુ નકલો મંગાવનારને તરતજ મોકલી અપાશે.

આશા છે કે ઉપલી બાબતો તરફ પ્રત્યેક વાંચનાર યથાશક્ય લક્ષ આપશેજ.

આવી રીતે વિવિધ ગ્રંથમાળાના વાંચકોનું લક્ષ ખેંચવું પડે એવી અનેક ખાસ તકો ઉપજાવીને કૃપાળુ પરમાત્મા તેમનું તથા તેમના દ્વારા સર્વ પ્રાણી માત્રનું હિત કરે કરાવે.

# આર્થિક સહાય.

ગ્રંથમાળાના "સ્વામી વિવેકાનંદ–ભાગ ૮" માં જણાવ્યા પછીથી ૧૯૭૯ના પોષ વદ ૦)) સુધીમાં સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલયને મળેલી નીચે મુજબની આર્થિક સહાય ધન્યવાદ સહિત સ્વીકારવામાં આવે છે.

| | | |
|---|---|---|
| ૨૦૧) | શ્રીયુત કલ્યાણદાસ રામજી–મુંબઈ | તા. ૨૧–૮–૨૨ |
| ૧૫૦) | ,, મણીલાલ છગનલાલ બક્ષી–મુંબઇ. | તા. ૧૮–૩–૨૨ |
| ૫૫) | ,, વિશ્વનાથ મગનલાલ ભટ્ટ–ઉમરેઠ. | ૧–૧–૨૨ |
| ૫૧) | ,, પદ્મશંકર દલપતરામ પ્રહ્લા–મુંબઇ | ૧૧–૧૧–૨૨ |
| ૧૮॥ | ,, ચુનીલાલ દેવશંકર પાઠક–દારેસલામ. | ૯–૮–૨૨ |
| ૧૦) | ,, છોટાલાલ કસળચંદ શાહ–ખંભાત. | ૧–૧૨–૨૨ |
| ૫) | ,, અમૃતલાલ નગીનદાસ–સુરત. | ૧૦–૧૧–૨૨ |
| ૫) | ,, વિઠ્ઠલદાસ કાનજી ઠક્કર–મુંબઇ. | ૮–૧૦–૨૨ |
| ૫) | ,, અમૃતલાલ મથુરાંદાસ પરીખ–અમદાવાદ. | ૧૮–૧૦–૨૨ |
| ૨) | ,, અમૃતલાલ મથુરાંદાસ પરીખ–અમદાવાદ. | ૨–૪–૨૨ |
| ૧) | ,, વસનજી ભાણાભાઇ–કોલંબો. | ૧૬–૨–૨૨ |
| ૧) | ,, મુંજીરામ મનઃસુખરામ વ્યાસ–દેહગામ. | ૨–૮–૨૨ |
| ૧) | ,, પી. એચ. ગાંધી–જેતપુર. | ૨૩–૧૦–૨૨ |

૫૦૫॥ કુલ સરવાળો.

એ ઉપરાંત ૨૫૦ યશોદાબાઇ ઠાકુરના વીલની રૂએ તેમના એકઝીક્યૂટર રા. બા. રમણભાઇ મહીપતરામ નીલકંઠ તરફથી, કેલીકો મીલના શેર–ત્રણ બક્ષીસ મળેલા; તેનું વ્યાજ તથા વેચાણના મળીને રૂ. ૩૧૩૬॥ ઉપજ્યા તે પણ ધન્યવાદ સાથે સ્વીકારવામાં આવે છે.

# तैयार थइ चुकेलां पुस्तको.

## શ્રીદાસબોધ.

બીજી આવૃત્તિ, પૃષ્ઠ ૬૨૦, પાકા પૂંઠા સાથે રૂ. ૨॥, મુંબઈમાં ૨॥। તરતમાં મંગાવનાર માટે પાંચ આના કમી. ટપાલ તથા વી. પી. ખર્ચ ०॥= જુદું. વધુ વિગત માટે છેવટનાં પૃષ્ઠોમાં આપેલી જા. ખ. જુઓ.

## મરાઠી ટીકા સહિત શ્રીમદ્ભગવદ્ગીતા.

૩૨ પેજી પૃષ્ઠ ૨૩૦, સળંગ કાપડી અથવા રેશમી પૂંઠા સાથે મૂલ્ય આઠ આના અને પટીવાળા પાકા પૂંઠા સાથે છ આના. પોસ્ટેજ માફ. વી. પી. ખર્ચ ૧ થી ૧૮ પ્રત સુધી ०. અમદાવાદના કાર્યાલય-માંથી રૂબરૂ લેનાર પાસે પોસ્ટેજ બદલ એકેક આનો કમી લેવાશે.

## ભગવદ્ગીતાસાર.

આમાં ગીતાનો ૧૮ મો અધ્યાય ગુજરાતી ભાષાંતર સાથે આપેલો છે. આખી ભગવદ્ગીતા ન લઈ શકે તેમને માટે; તેમજ થોડા ખર્ચે ગીતાજ્ઞાનની લહાણી કરવા ઇચ્છનારને માટે આ પુસ્તિકાઓ કઢાડેલ છે. કારણ કે આ અઢારમા અધ્યાયમાં આગલા સર્વ અધ્યાયોનો સારાંશ આવી જાય છે. પૃષ્ઠ ૩૨, મૂલ્ય ०)॥, ૧૦ પ્રતનો રૂ ०। ૮. ખ. પાંચ પ્રત સુધીનું ०)॥

ઉપર પ્રમાણેની પુસ્તિકાઓ મરાઠી ટીકા સાથેની પણ છપાય છે; અને હિંદી ટીકા સાથેની પણ છપાશે. મૂલ્યાદિ ઉપર પ્રમાણે.

**મધ્યમાક્ષરની પંચરત્ન ગીતા**—ગુટકાના આકારમાં, પૃષ્ઠ ૩૨૫, મૂલ્ય રેશમી પાકા પૂંઠા સાથે ०॥≈ અને પટીવાળા પૂંઠા સાથે ०॥ પો૦ માફ.

**નાના અક્ષરની પંચરત્ન ગીતા**—કદ ગુટકાનું, પૃષ્ઠ ૨૦૦, મૂલ્ય રેશમી પૂંઠા સાથે ०≈ અને પટીવાળા પૂંઠા સાથે ०ー છે.

ઉપલાં ત્રણે પુસ્તકોનું પોસ્ટેજ પણ માફ છે તથા વી. પી. ખર્ચ રૂ. ૧૦)ના ઓર્ડર સુધી ०। જુદું ચડશે. અમદાવાદના કાર્યાલયમાં રૂબરૂ લેનાર પાસે અનુક્રમે ०)≈, ०)ના અને ०)ー દર પ્રતે ઓછો લેવાશે.

# દયાળુ માતા અને આદર્શ પુત્રી.

ટુંકી વાર્તાઓના આ સાતમા ભાગમાં આવેલી પ્રથમની તથા છેવટની બન્ને વાર્તાઓ, તથા કેટલાંક સ્ત્રીઉપયોગી કીર્તનોનો સંગ્રહ આ પુસ્તકમાં હોવા સાથે છેવટના ભાગમાં સસ્તા સાહિત્યનાં પુસ્તકોનું સૂચિપત્ર પણ જોડેલું હોવાથી આ પુસ્તકની એકંદર પૃષ્ઠ સંખ્યા ૧૭૫ ઉપરાંતની છે.

દેશમાંની જે બહેનો વાંચવા જેટલું જ્ઞાન ધરાવતાં છતાં નિર્ધનતા, બેકાળજી, પરાધીનતા કે અજાણપણાને લીધે સારાં પુસ્તકોનો લાભ ન લઇ શકતી હોય; તેઓમાં વિના મૂલ્યે તેમજ સ્વલ્પ મૂલ્યે ફેલાવવા સારૂ આ પુસ્તકની ૫૦૦૦ પ્રત એક સજ્જનના ખર્ચથી તૈયાર કરાવવામાં આવી છે. આ પ્રતો ફેલાવવાની યોજના નીચે પ્રમાણે છે.

આમાંની વિના મૂલ્યે વહેંચવાની ૪૦૦૦ પ્રત, તે તો માત્ર મુંબઇ કે અમદાવાદની બહેનોમાંજ તરત વહેંચી દઈ શકાત; પરંતુ નાનાં ગામો અને કસ્બાઓમાં રહેતી બહેનોમાંજ એ પ્રતો ફેલાવવાનો ઇરાદો હોવાથી મોટાં ગામો તથા શહેરોની બહેનોને નામની કિંમતે આપવા માટે ઉપલી સંખ્યામાંથી એક હજાર પ્રત ત્રણ આના (પોસ્ટેજ સાથે ચાર આના) મૂલ્ય છપાવીને અલગ રાખવામાં આવી છે. માટે મુંબઇ, અમદાવાદ, સુરત, ભરૂચ, વડોદરા, વલસાડ, નડીઆદ, આણંદ, ભાવનગર, રાજકોટ, જુનાગઢ

અને એવાં બીજાં મોટાં ગામો તથા શહેરોની બહેનોએ તે તેટલું મૂલ્ય મોકલીનેજ મંગાવવાની છે.

જે ચાર હજાર પ્રત નાનાં ગામો તથા કસ્બાઓમાં રહેનારી બહેનોમાં વિના મૂલ્યે ભેટ વહેંચી દેવાની છે, તે બાબતમાં સુચવવાનું કે:–

એ ભેટ મોકલવાનું તરતમાં (૧૯૭૮ ના વૈશાખ વદમાં) શરૂ થઇ પહેલા જેઠની આખર સુધીજ ચાલુ રહેશે; અને તે પછી કદાચ કાંઇ પ્રત બચી હશે તોપણ તેનો નીકાલ તરતમાંજ બીજી રીતે કરી દેવાશે; માટે પ્રથમ જેઠ આખર સુધીમાંજ આ ભેટની પ્રતો મંગાવવાની છે. એ પછી જોઇશે તેમને મૂલ્યવાળીજ પ્રત મળી શકશે.

ગામડાં તેમજ કસ્બાઓમાંથી જે બહેનોને ઉપલા પુસ્તકની ભેટ મંગાવવી હોય તેમણે, અથવા તેમના ઘરના હરકોઇ માણસે પોતાના પુરા શીરનામા સાથે ટપાલ ખર્ચ માટે એક આનાની ટીકીટ સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલય—અમદાવાદ એ શીરનામે મોકલી આપવી.

એકજ બહેને એકથી વધારે પ્રત મંગાવવી નહિ; તેમજ જે કુટુંબમાં ઈશ્વરકૃપાથી એકથી વધારે બહેનો લખી વાંચી જાણતી હોય તેમણે પણ દરેક એકેક પ્રત મેળવવાનું ન ઇચ્છતાં બને ત્યાં સુધી એકજ પ્રતથી ચલાવી લેવું; કે જેથી આ પ્રતોનો લાભ વધારે કુટુંબોને મળી શકે.

સરકારે વધારી મૂકેલા ટપાલ ખર્ચને લીધે એક આનાની ટીકીટ પણ એક આનાના કવર વિના મોકલી શકાતી નથી; માટે તે ખર્ચ બચાવવા સારૂ જેઓ એકથી વધારે મનુષ્યોની ટીકીટો ભેગી મોકલે; અથવા સલામતીને માટે મનીઓર્ડરથી ઘણાઓ તરફનું પોસ્ટેજ એકઠું મોકલે તેઓએ પણ આ પુસ્તકનું વજન લગભગ ૧૦ તોલા હોવાથી, દરેક પ્રત દીઠ એકેક આનોજ મોકલવો; અને તેની સાથે તેમાંની દરેક પ્રત માટેનું શિરનામું પણ પુરેપુરૂં લખી મોકલવું. કેમકે એક નામ ઉપર એકજ પ્રત મોકલવા ધારવું છે.

આ ભેટ એ ધર્માદા નહિ પણ આપણા લોકો સારે માઠે પ્રસંગે સામાજીક વ્યવહાર તરીકે વરો, લહાણી, વગેરે કરે છે; તેની રીતનો આ એક "ગ્રંથવરો" અથવા "જ્ઞાન લહાણી" જ સમજવાની છે. છતાં જેઓ આ પુસ્તક કિંમતથીજ મેળવવા ઇચ્છે તેઓ તેમ કરવાને પણ સ્વતંત્રજ છે. ખરી વાત તો એ છે કે સાચી શુભેચ્છાપૂર્વક અપાતી ભેટનો તેમજ બોધદાયક ગ્રંથોનો બદલો પૈસાથી નથીજ વાળી શકાતો. પોતા કરતાં ઉતરતી સ્થિતિવાળાં મનુષ્યો તથા પ્રાણીઓ પ્રત્યે ન્યાયી અને ઉદાર બનવાથી તેમજ પોતાનાં ઘરો તથા ગામોમાં ઉત્તમ જ્ઞાન ચારિત્ર્યનો ફેલાવો થાય તેમ કરવાથીજ આવા બદલા વાળી શકાય છે, અને તેની સાથે એવાં કામોથી કુદરતના નિયમ પ્રમાણે જે આંતરિક આનંદ તથા શ્રેય સધાય તે તો વળી જુદુંજ.

---

# बने तेम तरतमां अने चालु साल आखर सुधीमां बहार पडनारा ग्रंथो.

---

## સ્વામી રામતીર્થ—ગ્રંથ પહેલો.

આ ગ્રંથ, આ ટુંકી વાતો—ભાગ ૭ માનું પુસ્તક ગ્રાહકોના હાથમાં પહોંચતાં સુધીમાં છપાઇને તૈયાર થઇ જશે. એનું કદ ફેરવીને વાંચનારને ઝાલતાં ફાવે એવું ઇંચ ૪×૬॥ નું રાખેલું છે. પૃષ્ઠસંખ્યા સુમારે ૬૦૦ની થશે. મૂલ્ય રૂ. ૨॥ અથવા સેજ વધઘટ રહેશે. તરતમાં મંગાવનાર માટે ૧૨॥ ટકા કમી રહેશે.

# કાઉંટ ટૉલ્સ્ટૉયનું ચરિત્ર.

સત્યાગ્રહના આદ્ય દ્રષ્ટા તથા મ૦ ગાંધીજીના ગુરૂરૂપ આ મહાન પુરૂષનું અતિ આકર્ષક અને બોધપ્રદ જીવન ચરિત્ર વિવિધ ગ્રંથમાળાના હવે પછીના પુસ્તક તરીકે છાપવાનું ચાલુ થએલું હોઈ, તે આવતા જેઠ અષાઢના અરસામાં બહાર પડશે.

# જ્ઞાનેશ્વરી ભગવદ્ગીતા.

અર્ધ ઉપરાંત છપાઇ ચુકી છે; અને ટૉલ્સ્ટૉયનું ચરિત્ર બહાર પડવા અગાઉ એટલે કે પુરૂષોત્તમ માસની પહેલાં બહાર પડી જશે.

# સ્વામી વિવેકાનંદના સદુપદેશ-ભાગ ૧ થી ૫.

આ ભાગોની આગલી પ્રતો નહિ મળતી હોવાથી તે ફરી છાપવા શરૂ થયા છે અને બે મોટાં પુસ્તકોના રૂપમાં તે ચાતુર્માસ દરમીયાન બહાર પડી જશે.

# શ્રીમદ્ ભાગવત ભાષાંતર.

આ ગ્રંથ પણ તરતમાં છપાનારો હોઇ-ચાતુર્માસમાં બહાર પડવા પૂર્ણ સંભવ છે. મૂલ્ય રૂ ૫) ની આસપાસ રહેશે.

# શ્રીશાંતિપર્વ—મહાભારતનું.

આ પુસ્તકની બીજી આવૃત્તિ છાપવાનો આરંભ થઇ ચુકયો છે અને તે પણ દિવાળી સુધીમાં બહાર પડી જવા સંભવ છે.

# ग्रंथभेट अथवा ज्ञान लहाणी.

પોતેજ પૂર્ણ જ્ઞાની થઇને બીજાઓને જ્ઞાન આપવું, એ તો કોઇક-થીજ બને; પરંતુ મહાન જ્ઞાનીઓના જ્ઞાનોપદેશરૂપ ઉમદા પુસ્તકો તો સર્વ કોઇ બીજાઓને આપી શકે.

અનેક ઉદારાત્માઓ આ પ્રકારે પણ પોતાના ધનનો થોડો ઘણો સદુપયોગ કરેછેજ; પરંતુ દેશની વર્તમાન દશા તરફ જોતાં આ પ્રકાર સર્વત્ર મોટા પ્રમાણુમાં ચાલુ થઇ એક ઉમદા સામાજીક રૂઢિ રૂપે બની રહે-વાની જરૂર છે.

સારા માઠા પ્રસંગો ઉપર માત્ર થોડાક વધુ ખર્ચથી ( કે થોડુંક ઘી ઓછું વાપરીને પણ) શારીરિક ખાનપાન ઉપરાન્ત એવાં માનસિક ખોરાકની પત્રાવલિરૂપ ઉમદા પુસ્તકો પ્રત્યેક મહેમાનને ભેટ અપાય તો તે તેમને માટે ગમે તેવાં મિષ્ટાન્ન અને બીજી વસ્તુઓ કરતાં ઘણુંજ વધારે ઉપકારક થાય એ ખુલ્લું છે.

ઇચ્છા હોય તો " અમુક પ્રસંગ અથવા વ્યક્તિના સ્મરણુ નિમિત્ત અમુક તરફથી ભેટ " કે એવું કાંઈ મુખપૃષ્ઠપર છપાવીને, કે રબર-સ્ટાંપથી છાપીને અથવા હાથવડે લખીને તેવી ભેટ આપવાથી તે પ્રસંગ અથવા વ્યક્તિના સ્મારકનો હેતુ પણ સરી રહે છે.

એવા પ્રકારે–પોતાનાં સદ્દગત સંબંધીઓનાં સ્મરણુ નિમિત્ત સદ્-ગ્રંથોની ભેટ વહેંચવાના–જે કેટલાક પ્રસંગ આ સંસ્થાદ્વારા ગયા થોડા માસ દરમીયાન બન્યા છે; તેની નોંધ આ પછીનાં પૃષ્ઠોમાં "ધન્યવાદ"ના મથાળા નીચે અપાઇ છે.

સસ્તા સાહિત્યદ્વારા નીકળેલાં અથવા બીજાં જે પણુ પોતાને પસંદ પડે તે લોકોપકારક પુસ્તકો આવી રીતે પ્રત્યેક નાના મોટા સારા માઠા

પ્રસંગે વહેંચીને ધનના સદુપયોગનું તેમજ જ્ઞાન જેવી સર્વોપરિ વસ્તુના પ્રચારનું શ્રેય દરેક સમજુ મનુષ્યે મેળવવું ઉચિત છે.

છૂટથી ખર્ચ કરવા ઇચ્છનાર રકમના પ્રમાણમાં કોઇ એક નાના મોટા ઉપકારક પુસ્તકની ખાસ આવૃત્તિ છપાવીને વહેંચી-વહેંચાવી શકે; અને મધ્યમ કે ઓછી રકમ ખર્ચવાની હોય તો પોતાને પસંદ પડે તેવા કોઇ એક ઉત્તમ પુસ્તકની સામટી પ્રત ખરીદીને મેમાનો, પડોશીઓ, જ્ઞાતિબંધુઓ, વગેરેમાં તેની લહાણી કરી શકે. જો એકથી વધુ જાતનાં સારાં સારાં પુસ્તકો લીધાં હોય તો ભેટ લેનારને તેમાંથી પોતાને મનગમતું પુસ્તક ઉપાડી લેવાની સગવડ પણ આપી શકાય. માત્ર પાંચ દશ રૂપિયા જ આ રસ્તે ખર્ચવા હોય તોપણ ગીતાનો ૧૮ મો અધ્યાય અથવા તો બીજી કોઇ સારી બસો ચારસો પુસ્તિકાઓની લહાણી વહેંચા શકાય. છેવટે એકાદ રૂપિયો ખર્ચવો હોય તો તેટલાવડે પણ ધર્મ ગ્રંથોમાંની અથવા બીજી અસરકારક શીખામણોના સો બસો હસ્તપત્ર સુખેથી વહેંચી શકાય*

ગીતાના ૧૮ મા અધ્યાયવાળી પુસ્તિકાઓ તો હરકોઇ માણસ ચાલતાં ચાલતાં અમસ્થો પણ પાવલામાં દશ પ્રત દશ જણને ભેટ આપવાનો લ્હાવો લઇ શકે.

---

* આવાં કેટલાક પ્રકારનાં હસ્તપત્ર આ સંસ્થા તરફથી છપાવીને તૈયાર રાખવા ધારણા છે; પરંતુ તેવી માગણીઓ આવવા ઉપર તેનો અમલ થવાનો આધાર છે.

# ધન્યવાદ.

શેઠ રામદાસ કરસનદાસ (ઠે. મુળજી જેઠા મારકીટ–મુંબઈ નં–૨) તરફથી, તેમના માતામહ શેઠ વીરજી જેરામના શુભ સ્મરણ નિમિત્ત, આ સંસ્થા તરફથી પ્રસિદ્ધ થયેલી શ્રીવિષ્ણુસહસ્રનામસહિત મૂળમૂળ ભગવદ્‌ગીતાની સાત હજાર પ્રત વિના મૂલ્યે આપવા સારૂ ખરીદવામાં આવી છે. સ્વહસ્તે તેમજ આ સંસ્થાદ્વારા એમાંની અર્ધ ઉપરાંત પ્રત વહેંચાઇ પણ ચુકી છે.

**ખંભાતનિવાસી એક પાટીદાર સજ્જન** તરફથી પોતાનાં ગીતાપ્રેમી સદ્‌ગત પત્નીના સ્મરણ નિમિત્ત થોડા મહિના ઉપર ૫૦૦) રૂપિયાની સરલાર્થસહિત ગીતાની પ્રત ૧૧૪૩ સ્વહસ્તે તેમજ મિત્ર પરિચિતોદ્વારા અને આ સંસ્થાદ્વારા ભેટ વહેંચાઇ છે.

ગયા ચાતુર્માસમાં જુદા જુદા બે સજ્જનો તરફથી આ સંસ્થાને અમુક સહાય આપવાની વૃત્તિ દર્શાવવામાં આવેલી. તેઓ પ્રત્યેકની ૧૦૦૦–૧૦૦૦ ની રકમોનો લાભ સીધે સીધોજ જનસમાજને મળે; એવી રીતે તેનો ઉપયોગ કરવાનું સુચવી તેમની તે રકમો નીચે મુજબ ખર્ચાવવામાં આવી છે.*

સ્વામી રામતીર્થનો જે પહેલો ગ્રંથ (ભાગ ૧ થી ૫) ફરીથી છપાય

---

* સંસ્થાના ધનકોષમાં વૃદ્ધિ કરી કેટલીક દેખીતી અગવડો ઘટાડવાની આવી કેટલીક તકો આગલાં વર્ષોમાં મળેલી તેનો, તેમજ સસ્તા સાધના કાગળોના મોટા સંગ્રહવડે ફંડમાં પચીસેક હજારનો વધારો કરવાની આગળ મળેલી તકનો ઉપયોગ પણ સંસ્થાનો ધનકોષ વધારવાને બદલે સીધે સીધો જનસમાજના જ્ઞાનકોષનેજ વધારવા પાછળ, તથા તેમાં આડા આવતા મોંઘારત ઇત્યાદિ અંતરાયો દૂર કરવા પાછળ કરાયલો હોવાનું વિવિધ ગ્રંથમાળાના વાંચકોની જાણમાંજ હશે.

છે, તેનું મૂલ્ય મોંઘારતને લીધે આગલી આવૃત્તિ કરતાં વધુ આવવાનું; તે બાબતમાં કાઠિયાવાડ (જુંભલી) ના વતની અને હાલ મુંબઇ નિવાસી શ્રીયુત રામદાસ કુંવરજી મોદી તરફની રૂ. ૧૦૦૦) ની રકમ, તેના પ્રમાણમાં આ ગ્રંથની કિંમત જેટલી ઓછી રખાય તેટલી ઓછી રાખવા પાછળ વપરાશે. આ પુસ્તક હવે તરતમાં–વૈશાખ માસમાંજ બહાર પડનાર છે.

કાઠિયાવાડ નિવાસી એક અન્ય સજ્જન–જેમણે પોતાનું નામપ્રસિદ્ધ કરવા ના કહી છે–તેમની રૂ. ૧૦૦૦) ની રકમનો ઉપયોગ, ગામડાં તથા કસ્બાઓમાં રહેવાવાળી લખી વાંચી જાણનારી બહેનોનો જે મોટો ભાગ ઉત્તમ પુસ્તકોથી બેનશીબ રહે છે; તેઓમાં વિના મૂલ્યે તેમજ ઓછા મૂલ્યે "દયાળુ માતા અને આદર્શ પુત્રી" નામે સ્ત્રી ઉપયોગી પુસ્તકની પ્રત ૫૦૦૦) તૈયાર કરાવવા તથા ફેલાવવા પાછળ થશે. આ પ્રતો પણ તરતમાંજ તૈયાર થનાર હોવાથી તેને ફેલાવવાની યોજના આની આગલાં પૃષ્ઠોમાં અપાઇ છે.

આવી રીતે ઉપલા સજ્જનોએ પોતાનાં સદ્‌ગત સંબંધીઓ નિમિત્ત સદ્‌ગ્રંથોની લહાણી કરી જ્ઞાનપ્રચાર જેવી ઉમદા બાબત પાછળ પોતાનું ધન ખર્ચીને જનસમૂહનું, પોતાનાં તેમજ પોતાનાં સદ્‌ગત સંબંધીઓનું ઉચ્ચ હિત સાધવાની જે સદ્‌બુદ્ધિ દર્શાવી છે; તે બદલ તે સર્વ સજ્જનોને સપ્રેમ ધન્યવાદ આપી ઇચ્છીશું કે ઉપલા સજ્જનોની પેઠે અન્ય પણ સર્વ કોઇને સારા માઠા પ્રસંગો નિમિત્ત એવે ઉત્તમ રસ્તે ધન ખર્ચવાની સન્મતિ ઉદ્‌ભવે. અને તેઓ પોતાને ત્યાં આવતા પ્રત્યેક સારા માઠા પ્રસંગ ઉપર અન્ય પ્રકારે ધન ખર્ચતા હોય તેની સાથે (છેવટ તેવા ખર્ચોમાં થોડી કસર કરીને પણ) પોતાનું તેમજ પરનું ઉત્તમ અને સ્થાયી હિત સધાવનારા આવા જ્ઞાનપ્રચારના માર્ગમાં ઉદારતાથી ખર્ચ કરવાનું સૌભાગ્ય પ્રાપ્ત કરે.

# निवेदन.

“ વિવિધ ગ્રંથમાળા ” નું ચાલુ સં ૧૯૭૯ ના વર્ષનું આ પહેલુ પુસ્તક છેક ચૈત્ર વૈશાખમાંજ ગ્રાહકોને મળશે. સંસ્થાનું પોતાનું પ્રેસ વરસેક દિવસથી ચાલુ* થયું છે; પરંતુ તેને માટે માણસોની ગોઠવણ અત્યારસુધી જોઇએ તેવી નહિ મળી આવવાથી આ ઢીલ થઇ છે. વળી મુસાફરી દરમિયાન એક પતરાનો ડબો, જેમાં બીજી કેટલીક નોંધો વગેરેની સાથે આ પુસ્તકનું પણ કેટલુંક લખાણ ચોરનારાયણે માલ પાણીની ભ્રાંતિમાં ઉડાવી જવાથી તેની ફરીથી તૈયારી કરવી કરાવવી પડી; એ પણ ઉપલી ઢીલમાં કારણરૂપ થયું હતું.

---

* આ પ્રેસ કેવા સંયોગોમાં કેવી રીતે યોજાયું તે વિષે ભગવદ્ગીતાની હાલ નીકળેલી છઠ્ઠી આવૃત્તિમાં આપેલી સંક્ષિપ્ત હકીકત નીચે પ્રમાણે છે:—

*   *   *   *

*   *   *   *

“એ પ્રમાણે (ભગવદ્ગીતાની) સાત વર્ષમાં થઈને:—

“ પાંચ આવૃત્તિ પરગટ થઇ, ચકલી પેરે ઉડી ગઈ;
“ પણ છઠ્ઠીની છટકી વાત, વચ્ચે વીત્યાં વર્ષજ સાત !
“ માગણીઓ ઝાઝેરી થાય, ન મળે તેનો શું ઉપાય ?
“ મોચાદત કહે મારૂં કામ, પ્રેસ કહે નવ લેતા નામ ! ”

“ પાંચમી આવૃત્તિ પુરી થવા આવવી ને લડાઈ ચાલુ થવી. કાગ“ ળોના ભાવ વધતે વધતે પાંચ ગણા થયા અને છાપખાનાંઓ ને નવી“ નવી કંપનીઓનાં નાનાં નાનાં કાગળીયાંનીજ દશ પંદર ગણી છપાઈ“ મળવા માંડી; એટલે પુસ્તકોના મોટ મોટા કાગળો ત્રણ ગણી છપાઇથી“ પણ શેના છપાય ! હરકોઇ પ્રેસમાં જેવું પણ છપાય તેવુ છપાવી“ લેવું એ પણ ગોઠે નહિ. આવા સંયોગોમાં ગીતાની છઠ્ઠી આવૃત્તિનું“ કામ છટક્યું; વિવિધ ગ્રંથમાળા જેવી ઉપયોગી અને મુદ્દતબંધી માસિ“ પણ એક વર્ષ વસુકી ગઇ; અને રામજીની રામાયણને પણ અર્ધે છપા-

ટુંકી વાર્તાઓના આ સાતમા ભાગમાં છપાએલી વાર્તાઓની સાથે સાથેજ તેના લેખક, અનુવાદક, વગેરે વિષે જે કાંઇ જણાવેલું છે; તે ઉપરાંત તેને લગતી બીજી ઉલ્લેખ યોગ્ય બાબતોની નોંધો ઉપલા ક્રમ સાથે ગૂમ થવાથી કેટલીક યાદદાસ્ત ઉપરથી જણાવવાનું કે:—*

દયાળુ માતા, તથા સદ્ગુણી પુત્રી, આ બે શરૂની વાર્તાઓ એક સુયોગ્ય બંગાલી લેખકની કૃતિ હોઇને તે મૂળ પુસ્તકો બંગાળામાં પુષ્કળ આદર પામ્યાં છે; અને તેની એક પછી એક આવૃત્તિઓ નીકળતી ચાલે છે. આ વાર્તાઓ કેવી સ્વાભાવિક શૈલીમાં યોજાઇ છે અને સાદી ભાષાદ્વારા તેમાં કેવા ઉમદા ભાવો ગુંથાયલા હોઇને તે સ્ત્રીવર્ગ માટે કેવી ઉપકારક છે; તે તેના વાંચન ઉપરથી સમજાશે.

ઉપલી બંને વાર્તાઓ તથા આ પુસ્તકમાંની છેલ્લી બે વાર્તાઓના સંગ્રહરૂપે એક પુસ્તક યોજી તેની પાંચ હજાર પ્રત એક કાઠીયાવાડી

"ચલીહાલતમાં સાત વર્ષના સતત એકાંતવાસની સજા સ્હેવી પડી !
"સસ્તા સાહિત્યનું પ્રકાશન કાર્ય આ પ્રમાણે છેકજ દુષ્કર બનવાથી
"સ્વતંત્ર પ્રેસની આવશ્યકતા સ્પષ્ટજ હતી. સંસ્થાના ( સં. ૧૯૭૨
"સુધીના ) અહેવાલમાં પણ ( તેના બહાર પડવા પહેલાંનીજ એ અગ-
"વડ શરૂ થએલી હોવાથી ) એ વિષે જણાવાયું હતુંજ; પરંતુ કાર્ય-
"વાહકો તથા મકાન વગેરેની સ્થાયી સગવડો સિવાય પ્રેસની ગોઠવણ
"કરવી ઉચિત લાગતી ન હતી. અહેવાલ બહાર પડયા પછી એ બાબતના
"સંબંધમાં મળેલી કેટલીક માગણીઓ, સુચનાઓ તથા ઉમેદવારીઓ
"દેખીતી રીતે ઠીક જેવી છતાં પરિણામે ઉપકારક નીવડે તેવી દેખાઈ
"નહિ; એટલે છેવટે ( સં. ૧૯૭૫ ના ચાતુર્માસમાં ) સ્વાભાવિક
"રીતેજ મનનું વલણ પાછું સંસ્થાને સંકેલવા તરફ ગયું. પરંતુ ભીતાના
"કુશળ કારીગરને ગીતાગરવી આ સંસ્થા હજી ચલવવીજ હશે; એટલે
"તેણે એ પછી જે અટપટીરીતે એમાંની વધુ અગત્યની બાબત( સ્થાયી
"કાર્યકર્તાઓ ) અપ્રાપ્યવત્ છતાં પ્રાપ્યવત્ દેખાડીને અધરતાલજ
"પ્રેસની ગોઠવણ કરાવી; એટલેજ આ આવૃત્તિ અને અન્ય સદ્ગ્રંથો
"નીકળવાનો સુયોગ આવ્યો છે. કલકી રામજી જાને ! "

સજ્જન તરફથી પોતાનાં સ્વર્ગસ્થ પત્નીના સ્મરણ નિમિત્તે સ્ત્રીવર્ગમાં વિના મૂલ્યે તથા સ્વલ્પ મૂલ્યે ફેલાવવા માટે તૈયાર કરાવાઇ છે. તે વિષે આની આગલાં પૃષ્ઠોમાં જણાવ્યું છેજ.

"સદ્ગુણી પુત્રી" વાળી વાર્તાની છેવટે જે થોડાંક સ્ત્રી ઉપયોગી પદ્ય આપ્યાં છે; તે સૌ૦ કાશીબા (રા. બા. ગોવિંદભાઇ દેસાઈ નાં સ્વ૦ ધર્મપત્ની ) સંગ્રહિત "સુંદરી સુબોધ ગીત" નામે પુસ્તકમાંથી લીધાં છે.

એ પછી " કંજુસની કર્મકથા "આવે છે. પૈસાનેજ પરમેશ્વર માની તેનો સંગ્રહ કરવા પાછળ પોતાનાં આરોગ્ય, આયુષ્ય, નીતિ, ધર્મ, વગેરે સર્વસ્વનો ભોગ આપનારા, તથા આ લોકમાં "મખ્ખીચુસ" તરીકેનું માન(!) મેળવી પરલોક માટે પણ સીધી નર્કસ્થાનનીજ પેરવી કરનારા, અને છેવટે પોતાનાં પાપોનો હિસાબ આપવા સારૂ કરજદાર દેવાળીયાની પેઠે ખાલી હાથે યમરાજના દરબારમાં પહોંચી જનારા માણસો અર્થપ્રિય ગુજરાતમાં ઠેરઠેર પડ્યા છે. આવાઓ માટે આ વાર્તા ઠીક ઉપકારક ગણાય. કેમકે એવા એક મહા મખ્ખીચુસ માણસને કેવી રીતે ઠેકાણે લાવવામાં આવ્યો તે આ વાર્તામાં બહુ અસરકારક અને હસાવનારી રીતે વર્ણવેલું છે.

એ પછીની "સમાજ" નામક વાર્તા ગજવાની ગંદી રૂઢીનો લાભ લેનારાઓની દુષ્ટતાનો અને તેમનો ભોગ થઇ પડેલી ગરીબ ગાય જેવી વહુઓ તથા વહેવાઇ વહેવાણોનાં ઘોર કષ્ટોનો ખ્યાલ આપે છે. એ પછીની વાર્તારૂપે " શી રીતે હું મારા દેશની સેવા કરૂં ?" એવા મથાળાવાળો લેખ, સમાજ સેવાનો એક ઘણોજ અગત્યનો પ્રકાર સુચવે છે.

એ પછી આવતી " મધુરી અને પુષ્પા " વાળી વાર્તા કલ્પિત નહિ પણ મહાત્મા ગાંધીજીએ પોતાના જાતિ અનુભવના એક ઉમદા પ્રસંગનું સ્વહસ્તે લખેલું અસરકારક વર્ણન છે. સૂક્ષ્મ બુદ્ધિવાળાઓને સારી રીતે દેખાતું ચાલે છે કે દેશમાં કેવાં કેવાં ઉચ્ચ ભાવનાવાળાં બાળકો હવે જન્મવા લાગ્યાં છે. દેશોદ્ધારની શ્રદ્ધા આવાં બાળકોને જોઇને વધારે મજબુત બને છે. આ પુસ્તકના વાંચકો આવી આવી વાર્તાઓ

પોતાનાં સંતાનોને વારંવાર કહી સંભળાવે અને પોતે તેમજ પોતાની ધર્મપત્નીના મનમાં એવાં એવાં દાનવીર, કર્મવીર, ધર્મવીર, સત્યવીર, યુદ્ધવીર, વગેરે પ્રકારનાં બાળકો પોતાને પેટ અવતરે એવી ઇચ્છા ધારણ કરવા સાથે પોતાનું જીવન પણ તેવા જીવો પોતાને પેટ અવતરે તેવા જ્ઞાન ચારિત્ર્યવાળું બનાવતાં ચાલે; તો દેશમાં ઘેરે ઘેર એવીજ કોટીના જીવાત્માઓ ચોતરફથી આકર્ષાઈ આવે અને દેશ તથા દુનિયાનો સત્વર ઉદ્ધાર થાય.

એ પછીની વાર્તા "કનૈયાનું કલ્પાંત" એવા મથાળાવાળી છે. પરોપકારની સાત્વિક લાગણી ધનીકો અને શહેરીઓ કરતાં ગામડાના સાદા સીધા માણસોમાં કેટલી બધી હોય છે; અને તેઓ સહાય માગવાથીજ શ્રી ગણેશ કરવાને બદલે મુંગે મોઢે કેવી રીતે પોતાનો માર્ગ કહાડે છે; તે આ નાની વાર્તા બહુ સરસ રીતે સમજાવે છે. એક રીતે ટીટોડાના જેવુંજ એ બાવાજીનું દૃષ્ટાંત પણ ગણાય.

એ ઉપરાંત એ નાનકડી વાર્તા બીજી જે અગત્યની બાબત તરફ અસરકારક રીતે ધ્યાન ખેંચે છે; તે બાબત ગૌપાલનની છે. ગૌમાતાને પૂજ્ય પવિત્ર માનનારા કેટલા હિંદુઓ પોતાને ઘેર ગાય રાખે છે ? એ મતલબનો જે પ્રશ્ન એ વાર્તામાં પૂછાયો છે તે ખરેખર તેમને બહુ નીચું જોવરાવે એવો છે. આપણે હિંદુઓ માંસભક્ષી યુરોપિયનો અને મુસલમાનોને હિંસક કહીએ છીએ; પણ આપણાજ હિંદુ રાજાઓ, જમીનદારો અને ખેડુતો, ગોચરની જમીનો બીજા ઉપયોગ માટે આપે છે તથા લે છે; ઠેર ઠેર ડેરીઓ કહાડીને દેશનાં બાળકોની અને ગરીબોની દૂધ છાશ ટાળનારા, તથા મલાઇ માખણ બનાવીને શહેરોમાં મોકલી દેનારા, અને તેવાઓને ત્યાં દૂધ વેચવા જનારા પણ હિંદુઓજ હોય છે; તથા કસાઇઓને પશુ વેચનારા, દેશનાં ઉત્તમોત્તમ પશુઓને મોટી કિંમત લઇ વિદેશ વળાવનારા, અને એવી બાબતોમાં આગળ પડીને દલાલી વગેરે કરનારા પણ મોટે ભાગે હિંદુઓજ હોય છે !!

સજ્જડ જ્ઞાતિબંધારણો અને જ્ઞાતિ બહાર થવાની બીક કરતાં પણ આકરી શિક્ષા, એવાં હથીયાર હાથમાં હોવા છતાં આપણે હિંદુઓ ખુદ આપણા ભાઈઓને પણ ઉપર જણાવ્યા જેવાં અધમ કામોથી અટકાવી શકીએ નહિ; અને મુસલમાનો તથા યૂરોપિયનો તરફજ બધો વાંક ઢોળી તેમને માંસાહાર કરતા અટકાવવા ઇચ્છીએ તેમાં શું વળે ? વળી પંજાબ, કાસ્મીર, બંગાળ, મદ્રાસ, વગેરે પ્રાંતોમાં જે આપણાજ કરોડો હિંદુ ભાઈઓ ખુલ્લમ ખુલ્લાં માંસાહાર કરનારા પડ્યા છે; તેમને માંસાહારની ખરાબીઓ અનેક પ્રકારે સમજાવી નિયમ લેવરાવવાની અને તેને માટે જીવદયાની સંસ્થાઓએ સારા ચારિત્ર્યવાળા હુશીયાર વકતાઓને રોકી પ્રયત્ન કરાવવાની પણ પુષ્કળ જરૂર છે.

એ પછીની વાર્તા "દેશભક્ત કૅથેરાઇન" નામે છે. આ કલ્પિત નહિ પણ સાચી જીવનકથા છે. રાજ્ય તરફના મહાન અન્યાયો અને અંતરાયો વચ્ચે રૂશદેશની એક દેશભક્તિના મહામંત્રથી પ્રેરાયલી વીર સન્નારી કેવી ધીરજથી અને કેવાં કેવાં કષ્ટો વેઠીને પોતાનું કાર્ય બજાવે જાય છે; તથા સાયબીરિયાના દેશનિકાલનાં મહાન કષ્ટ લાંબો સમય સહીને છુટી થયા પછી પણ પાછી તેના તેજ કાર્યમાં કેવા ઉત્સાહ અને ધીરજપૂર્વક મચી પડે છે તેનું એમાં બહુ અસરકારક વર્ણન છે.

છેલ્લી "સ્વરાજ્યની કિમ્મત" વાળી વાર્તા દર્શાવે છે કે, સ્વરાજ્યના સાચા ઉપાસકો પ્રાણ જતાં સુધી પોતાના ઉદ્દિષ્ટ હેતુને કેવા વળગી રહે છે અને તે કાર્યમાં સ્વદેશભક્તિના મહામંત્રથી પ્રેરિત થયેલી આર્ય સ્ત્રીઓ, પત્ની તથા માતા તરીકે કેવું ઉદાત્ત મનોબળ દાખવી શકે છે; તથા કેવું પ્રોત્સાહક આશ્વાસન આપી તથા લઈ શકીને સ્વજનોના વિયોગ અને દેહાન્તના મર્મભેદી ઘા પણ કેટલા બધા ધૈર્ય તથા વીરત્વપૂર્વક ખમે છે. દેશમાં આવા પ્રકારના જે અનેક સાચા બનાવો બની રહ્યા છે, તે દેશના ભવ્ય ભાવીને વધારે ને વધારે જોરથી ખેંચી લાવશે એમાં સંશય નથી.

આ પુસ્તકનો છેવટનો ભાગ " સુબોધ પુષ્પવાટિકા " નામે એક બોધપ્રદ પુસ્તક રોકે છે. ઇરાનના શીરાઝ નગરમાં સાતસો વર્ષ પહેલાં થઇ ગએલા " શેખસાદી " નામે એક મહાન લેખકે "ગુલિસ્તાન" નામે એક એવો ઉત્તમ ગ્રંથ ફારસીમાં લખેલો છે કે જેની બરાબરી કરનારૂં બીજું એક પણ પુસ્તક એ ભાષામાં હજુ સુધી લખાયું નથી.

એ જગવિખ્યાત ગ્રંથનો તેમજ તેના લેખક મહાત્મા શેખસાદીનો જે સંક્ષિપ્ત પરંતુ સુંદર પરિચય શ્રીયુત પ્રેમચંદજીએ પોતાના હિન્દી પુસ્તકમાં આલેખ્યો છે, તેનો ભાવાર્થ નીચે પ્રમાણે છેઃ—

" શેખસાદીની ગણત્રી એવા મહાત્માઓમાં થયેલી છે કે, જે મહાત્માઓના વિચારોનો પ્રભાવ માત્ર તેમના દેશ ઉપરજ નહિ પરન્તુ સમસ્ત સંસાર ઉપર પડ્યો છે. તેઓ કવિ હતા એટલુંજ નહિ પણ કોઇ ઉચ્ચ ઉદ્દેશને સિદ્ધ કરવા સારૂ જન્મ ધારણ કરવાવાળા અસામાન્ય કવિ હતા. કેવલ કાવ્યપ્રેમિયોનું મનરંજન કરવામાંજ એમણે પોતાની કાવ્યશક્તિનો ઉપયોગ નથી કર્યો. એમનો ઉદ્દેશ તો પોતાના જાતભાઇઓનાં નીતિ, વિચાર અને વ્યવહારનુંજ સંશોધન કરવાનો હતો. પોતાની સંપૂર્ણ કાવ્યશક્તિ તેઓએ આ ઉદ્દેશપૂર્તિનેજ સમર્પણ કરી દીધી હતી. સંસારના જે કોઇ કોઇ કવિને માટે આપણે એમ કહી શકીએ કે, તે પોતાના બાન્ધવોને ઇશ્વરનો અમુક અમુક ખાસ સંદેશ સંભળાવવા સારૂજ આ જગતમાં આવ્યા હતા; તેવા વિરલ કવિઓમાંના એક કવિ શેખસાદી છે. એક વિદ્વાન કહે છે કે માનવચરિત્રના ભાવોનું દર્શન કરાવવાનું કામ કવિનું નથી; પરંતુ જે સત્યોનો એણે પોતાના જીવનમાં અનુભવ કર્યો હોય, તેને પ્રકટ કરવાનું તેનું કામ છે. આ દૃષ્ટિથી જોતાં સાદીનું સ્થાન અત્યંત ઉંચું લાગે છે. માનવસ્વભાવનો જેટલો અનુભવ તેમને હતો; સંસારને જેટલો અને જેવી રીતે તેમણે નિરખ્યો છે; તેટલો અને તેવી રીતે જગતમાં થોડાઓએજ નિરખ્યો

હશે. એમણે જે કાંઇ લખ્યું છે તે તેમના જાતિ અનુભવનું છે."

"એ જમાનાના સભ્ય ગણાતા સર્વ દેશોપર સાદી ફરી વળ્યા હતા. તેઓ ઘણુંખરૂં પ્રવાસજ કર્યા કરતા અને તેમાં જે કાંઈ જાણવાજોગ કે શિક્ષાપ્રદ વાતો મળતી તેનો પોતાના વિચારકોષમાં સંગ્રહ કરી લેતા. એ કારણને લીધેજ તેમનાં લખેલાં બે પુસ્તક "ગુલિસ્તાન" અને "બોસ્તાન" એટલાં બધાં પ્રચલિત થઇ રહ્યાં કે, જગતમાં એના જેટલો પ્રચાર બહુજ થોડા ગ્રંથોનો થયો હશે. ફારસી ભાષાનો અલ્પજ્ઞ પણ જરૂર શેખ-સાદીથી પરિચિત હશે. તેમનાં એ બન્ને પુસ્તકો પ્રત્યેક પુસ્તકાલય, વિદ્યાલય અને વિદ્યાપ્રેમીનાં સત્કારપાત્ર થઇ રહ્યાં છે. શેખસાદી કેવલ પદ્યમયજ નહિ પરંતુ ગદ્યમય રચનામાં પણ અદ્વિતીય હતા. જેટલો સત્કાર ગુલિસ્તાનનો થાય છે તેટલો બોસ્તાનનો નથી થતો. ગુલિસ્તાનની ઉપર તો ખુદ શેખસાદીએ પણ ગર્વ પ્રકટ કર્યો છે. બોસ્તાનની તુલનામાં આવે એવાં પુસ્તકો ફારસી ભાષામાં છે; પણ ગુલિસ્તાનની હારમાં તો કોઇ પણ પુસ્તકને મૂકી શકાય તેમ નથી. અનેક મોટા મોટા લેખકોએ એવી ઢબનાં પુસ્તકો લખવાના પ્રયત્ન કર્યા, પણ કોઇયે સફલ ન થયું. એની ભાષા એટલી મધુર, લેખનશૈલી એટલી હૃદયગ્રાહી અને વાક્યરચના એવી અણમોલ છે કે, નીતિના વિષયપર એવા ગ્રંથો વિરલ જ લખાયા હશે. હંસબનીતિકથા બહુ પ્રસિદ્ધ છે, તેમ પંચતંત્ર અને હિતોપદેશની વાતો પણ બહુ પ્રચાર પામી છે; પણ એ સર્વ પુસ્તકોમાંની વાર્તાઓ લગભગ લાંબી અને પશુ પક્ષી સંબંધીજ છે; ત્યારે આ તરફ સાદીની પાસે સ્વાનુભવની ઘટનાઓનો એટલો મોટો ભંડાર છે, અને તે તેનો એવો સમયાનુકૂલ તથા સરસ રીતે ઉપયોગ કરે છે, કે કલ્પિત કથાઓ ગુંથવાની એને જરૂરજ પડતી નથી ! આધુનિક સમયમાં અંગ્રેજીના પ્રસિદ્ધ ગ્રન્થકારો ડૉકટર સ્માઇલ્સ, બ્લૈકી, કાબેટ, મારડન વગેરેએ ચરિત્રગઠન અને નીતિના વિષયો ઉપર સારાં સારાં પુસ્તકો લખ્યાં છે; પરંતુ વિચારપૂર્વક જોતાં એ બધા લેખોમાં વયોવૃદ્ધ શેખ-

સાદીનીજ લેખનશૈલી જ્યાં ત્યાં ઝળકી ઉઠે છે. સાદીએ પુસ્તકનું નામ પણ બહુજ વાસ્તવિક રાખ્યું છે; કેમકે તે એક એવી મનોરમ પુષ્પ-વાટિકા છે કે તેની રચનાને ૭ ૭ સદીઓ વીતી ગઈ છતાં આજે પણ તે તેવી ને તેવીજ લીલીછમ, નવપુષ્પિત અને સુસજ્જિત શોભી રહી છે. સંસારમાં ભાગ્યેજ કોઇ ઉન્નત ભાષા એના અનુવાદથી વંચિત રહી હોય."

એવા મહિમાશાળી ફારસી ગ્રંથ "ગુલિસ્તાન" ઉપરથી હિંદીમાં એક પુસ્તક શ્રીયુત મહેરચંદ્ર દાસને હાથે તૈયાર થઇ કલકત્તામાં શ્રીયુત હરિદાસ વૈદ્ય તરફથી અને બીજું પુસ્તક શ્રીયુત પ્રેમચંદના હાથે તૈયાર થઇ કલકત્તાની હિન્દી પુસ્તક એજન્સી તરફથી પ્રસિદ્ધ થયેલું; તે બંનેના આધારે ગુજરાતીમાં આ " સુબોધ પુષ્પવાટિકા " સીનોરવાસી શ્રીયુત ગોવર્ધનદાસ કહાનદાસ અમીન પાસે તૈયાર કરાવી છે.

શેખસાદીનું બીજું જે જગપ્રસિદ્ધ પુસ્તક " બોસ્તાન " કરીને છે; તેમાંના પણ થોડાક દાખલા આમાંના એક પ્રકરણમાં અપાયલા જણાશે.આ ' સુબોધ પુષ્પવાટિકા " ની યોજના મોટે ભાગે નાની નાની કહાણી-ઓના ધોરણપર થએલી હોવાથી આ ટુંકી વાર્તાઓના પુસ્તક ભેગુંજ તેને પ્રસિદ્ધ કરવામાં આવ્યું છે.

આ પ્રમાણે આ ટુંકી વાર્તાઓના સાતમા ભાગની યોજના જે જે પુસ્તકો તથા માસિકો વગેરે ઉપરથી કરવામાં આવી છે; તે સર્વના મૂળ લેખક તેમજ પ્રકાશક મહાશયોનો સપ્રેમ આભાર માની ॐ तत् सत्

ઋષિકેશ, ફાગણ, વિ. સં. ૧૯૭૯ પ્રકાશક:

# ગ્રંથ-સ્વીકાર.

નીચેના ભેટ મળેલાં પુસ્તકોની પહોંચ આભારસહિત સ્વીકારવામાં આવે છે. ખરીદવા ઇચ્છનારે આ સંસ્થાપર ન લખતાં પ્રસિદ્ધકર્તાનેજ લખવું.

**ગીતા નિષ્કર્ષ**—અનુવાદકઃ-અંબાલાલ બાળકૃષ્ણ પુરાણી—ભરૂચ. પ્રકાશક, પ્રવર્તક પબ્લીશીંગ હાઉસ; મુ. નવસારી. રોયલ આઠ પેજી પૃષ્ઠ ૩૧૬, ગ્લેજ કાગળ, પાકું પૂંઠું; મૂલ્ય રૂ. ૩॥

**હિંદુસ્તાનની તીર્થયાત્રા**—લેખક અને પ્રકાશક, જેઠાલાલ દેવશંકર દવે, તંત્રી ભાગ્યોદય મુ. અમદાવાદ. રોયલ બારપેજી પૃષ્ઠ ૬૬૮, ચિત્ર-સંખ્યા ૮, ગ્લેજ કાગળ, સોનેરી પાકું પૂંઠું; મૂલ્ય રૂ. ૭)

**હાજી મહંમદ સ્મારક ગ્રંથ**—પ્રકાશક, રવિશંકર મહાશંકર રાવળ મુ. અમદાવાદ. રોયલ આઠપેજી પૃષ્ઠ ૫૪૪, ચિત્ર સંખ્યા ૪૦, ગ્લેજ કાગળ, સુંદર પાકું પૂંઠું; મૂલ્ય રૂ. ૬)

**સૈનિકની સુંદરી**—પ્રકાશક, કૃષ્ણપ્રસાદ મણિશંકર શાસ્ત્રી—મેનેજર—લલિત વાઙ્મય ગ્રંથમાળા મુ. અમદાવાદ. રોયલ સોળપેજી પૃષ્ઠ ૭૨૦, ગ્લેજ કાગળ, પાકું પૂંઠું; મૂલ્ય રૂ. ૪)

**સિરાજુદ્દૌલા**—લેખક, મહાશંકર ઇંદ્રજી દવે. પ્રકાશક, લાભશંકર જીવરાજ જોશી, ખાડીઆ મુ. અમદાવાદ. રોયલ સોળપેજી પૃષ્ઠ ૪૯૬, ગ્લેજ કાગળ, પાકું પૂંઠું; મૂલ્ય રૂ. ૩॥

**આશ્રમ ભજનાવલિ**—સંગ્રહ કરનાર અને પ્રકાશક, નારાયણ મોરેશ્વર ખરે, સત્યાગ્રહાશ્રમ મુ. સાબરમતી. રોયલ બત્રીસપેજી પૃષ્ઠ ૩૮૮, ગ્લેજ કાગળ, ખાદીનું પાકું પૂંઠું; મૂલ્ય રૂ. ૦॥

**રાષ્ટ્રીય વાંચનમાળા**—પ્રકાશક, નગીનદાસ અમુલખરાય, સર્કલ, કોટ—મુંબાઇ. સોળપેજી પૃષ્ઠ ૨૩૬, ગ્લેજ કાગળ, પાકું પૂંઠું, મૂલ્ય ૦॥

**સ્વ૦ વૈદ્ય અમૃતલાલ સુંદરજી પઢીયારની જીવનકથા**—લેખક અને પ્રકાશક, જીવનલાલ કરસનજી ઠાકર–જમાલપુર–ટોકરશાની પોળ મુ. અમદાવાદ. બાર પેજી પૃષ્ઠ ૧૯૨, ગ્લેજ કાગળ, બોર્ડપટીનું પૂંઠું; મૂલ્ય ૦ાા

**લોકગીત**—સંગ્રહકર્તા સ્વ૦ રણજીતરામ વાવાભાઈ મહેતા–પ્રકાશક, કલ્યાણજી વિઠ્ઠલભાઇ મહેતા, મંત્રી સ્વ૦ રણજીતરામ સ્મારક સમિતિ મુ. સુરત. ક્રાઉન સોળપેજી પૃષ્ઠ ૧૭૪, ગ્લેજ કાગળ, બોર્ડ પટીનું પૂંઠું; મૂલ્ય ૦ાા

**છોટમકૃત કાવ્યસંગ્રહ**—પ્રકાશક, બંસીલાલ મણીલાલ મહેતા બી. એ. એલ. એલ. બી. મુ. અમદાવાદ. ક્રાઉન સોળપેજી પૃષ્ઠ ૪૦૦, ગ્લેજ કાગળ, કાચું પૂંઠું મૂલ્ય રૂા. ૨)

**આરોગ્યપ્રાપ્તિના ૮૦ નિયમો**—લેખક, પંડિત જગન્નાથ પ્રભાશંકર. પ્રાતઃકાલ મંદિર—વડોદરા. રોયલ સોળ પેજી પૃષ્ઠ ૫૮. મૂલ્ય નથી લખ્યું.

**પ્રાણપ્રતિષ્ઠા**—પ્રકાશક, નવજીવન પ્રકાશન મંદિર મુ. અમદાવાદ. ક્રાઉન સોળપેજી પૃષ્ઠ ૧૧૨, ગ્લેજ કાગળ, કાચું પૂંઠું; મૂલ્ય ૦ા

**હિંદ સ્વરાજ**—પ્રકાશક, નવજીવન પ્રકાશન મંદિર મુ. અમદાવાદ, ફુલ્સકેપ આઠપેજી પૃષ્ઠ ૨૨૦, ગ્લેજ કાગળ, ખાદીનું પૂંઠું; મૂલ્ય ૦ાા

**ગાંધીજીનાં વિચારરત્નો**—લેખક અને પ્રકાશક ચંદુલાલ બેચરલાલ પટેલ મુ. ગોંડલ. આઠપેજી પૃષ્ઠ ૭૬, ગ્લેજ કાગળ, મૂલ્ય રૂ. ૦ા

**ચાલણગાડી–નાની**—પ્રકાશક, ત્રીકમલાલ મનસુખલાલ શાહ, મહામાત્ર–ગુજરાત વિદ્યાપીઠ મુ. અમદાવાદ. પૃષ્ઠ ૬૦, મૂલ્ય ૦)૰ા

**ચાલણગાડી–મોટી**—પ્રકાશક, ત્રીકમલાલ મનસુખલાલ શાહ. મહામાત્ર–ગુજરાત વિદ્યાપીઠ મુ. અમદાવાદ. પૃષ્ઠ ૧૨૪, મૂલ્ય ૦)

**વિવેકાનંદ વચનામૃત**—લેખક અને પ્રકાશક, ભલાભાઇ રામચંદ્ર મહેતા મુ. અમદાવાદ. સુપરરોયલ બત્રીસપેજી પૃષ્ઠ ૧૪૪, ગ્લેજ કાગળ, બોર્ડ પટીનું પૂંઠું. અમૂલ્ય.

**સ્વ૦ લક્ષ્મીપ્રસાદનું ટુંક જીવન ચરિત્ર**—પ્રકાશક, માણેકલાલ કેશવલાલ, શાહપુર ગોઝારીઆ પોળ, મુ. અમદાવાદ. રોયલ સોળ પેજી પૃષ્ઠ ૨૯૨, ગ્લેજ કાગળ, બોર્ડ પટીનું પૂંઠું. મૂલ્ય લખ્યું નથી.

**દિવ્ય જીવન**—લેખક મણિલાલ નથુભાઇ દોશી-પ્રકાશક પંડિત વાડીલાલ ડબ્બાભાઈ શાહ ઠે. પાંચકુવા મુ. અમદાવાદ. ક્રાઉન સોળપેજી પૃષ્ઠ ૧૬૦, ગ્લેજ કાગળ, સાદું પૂંઠું; મૂલ્ય રૂા. ૧)

**સુબોધ રૂદ્રમાલા**—જાદવજી ઝવેરચંદ ગાંધી. ઠે ભગુભાઈના વંડા સામે મુ. અમદાવાદ. સોળપેજી પૃષ્ઠ ૮૦, મૂલ્ય રૂ. ०।

**નંદન વનને આંગણે**–લેખક, હરિલાલ દ્વારકાંદાસ સંઘવી. પ્રકાશક, મહેતા ગુલાબચંદ વચ્છરાજ મુ. અમરેલી. પૃષ્ઠ ૧૨૮, મૂલ્ય રૂ. ૧)

**મોહનગાંઠ**—પ્રકાશક, સેવક કાર્યાલય, રીચીરોડ મુ. અમદાવાદ ક્રાઉન સોળપેજી પૃષ્ઠ ૨૮, ગ્લેજ કાગળ, મૂલ્ય રૂ. ०।

**વીર અભિમન્યુ**—લેખક અને પ્રકાશક કવિ પોપટલાલ શર્મા, ગુરૂકુલ મહાવિદ્યાલય-વરસોવા-મુંબઇ. ક્રાઉન પૃષ્ઠ ૪૦, મૂલ્ય ०।=

**મહાકવિ કાલીદાસનાં નીતિવચનો**—પ્રકાશક બાલસાહિત્ય પ્રકાશક મંદિર ઠે. મોટી દેશાઇ પોળ, સુરત. પૃષ્ઠ ૧૪, મૂલ્ય ०)॥

**શિવદયાળની શોધ**–ગાંડીવ સાહિત્ય મંદિર-સુરત પૃષ્ઠ ૩૨, ०।=॥

**ચંદ્રની ચંદ્રિકા**—લેખક અને પ્રકાશક, અમીદાસ વિ. ગોરધનદાસ ચોરવાડકર. શાન્તાક્રુઝ-મુંબાઇ. પૃષ્ઠ-૩૨, મૂલ્ય ०।=

**નીતિમય નવીન ગરબા**—પ્રકાશક, લાલજી વીરેશ્વર જાની, મુ. પલસાણા. પૃષ્ઠ ૧૬, મૂલ્ય એક આનો.

**અંત્યજસ્તોત્ર**—પ્રકાશક અમૃતલાલ વિ. ઠક્કર, સર્વંટ્સ ઑફ ઇન્ડીયા સોસાઇટી-ગીરગામ, મુંબાઇ. પૃષ્ઠ ૨૦, મૂલ્ય અર્ધો આનો.

## हिंदी पुस्तको.

**સ્વર્ગકી સીઢી** (પહલા ખંડ) અનુવાદક અને પ્રકાશક, મહાવીર પ્રસાદ ગેહમરી–સ્વર્ગમાલા કાર્યાલય–કાશી. ક્રાઉન સોળપેજી પૃષ્ઠ ૪૬૦, સાદું પૂંઠું; મૂલ્ય રૂ. ૨)

**શ્રી કૃષ્ણ ભગવાનને અંસીમેં કયા ગાયા?** અનુવાદક ઉ૦ ઉપર પ્રમાણે. પૃષ્ઠ ૩૬) મૂલ્ય ૦)=

હિન્દી નવજીવનકા જયંતિ અંક—નવજીવન પ્રકાશન મંદિર, મુ. અમદાવાદ. પૃષ્ઠ ૬૪, મૂલ્ય ૦।

**હિન્દી લઘુવ્યાકરણ**—પ્રકાશક, લાલજી વીરેશ્વર જાની. મુ. મહેસાણા; પૃષ્ઠ ૪૮, મૂલ્ય રૂ. ૦।

## શુદ્ધિપત્ર.

### દયાળુ માતા વગેરેનું.

| પૃષ્ઠ | પંક્તિ | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૩ | ૨૩ | વંકાસીને | વિકાસીને |
| ૫ | ૫ | કરત | કરતાં |
| ૧૪ | છેલ્લી લાઇન ૧૬ મા પાનની છેવટે નાખવી. | | |
| ૧૫ | ૧ | તૃપ્તિમ | તૃપ્તિમાં |
| ૧૭ | ૬ | દુગા | દુર્ગા |
| ૨૪ | ૨૫ | જુ | જુઠું |
| ૩૫ | ૧૦ | ૯ | ૮ |
| ૪૪ | ૧૩ | કયે | કર્યો |
| ૫૦ | ૮ | ૧૦ | ૯ |

| પૃષ્ઠ | પંક્તિ | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૫૧ | ૩–૪ | હરિદાસની | રામબાણુની |
| ૬૨ | છેલ્લી | તા | તો |
| ૬૩ | ૮ | અશ્રધારા | અશ્રુધારા |
| ૬૭ | ૮ | ધળધાણી | ધૂળધાણી |
| ૧૨૬ | ૬ | મુખથી | મુખથી |
| ૧૨૮ | ૩ | થાય | થયા |
| ૧૨૮ | ૪ | શાદ | શીદ |
| ૧૩૯ | ૮ | જુ | જુદું |

સુબોધ પુષ્પવાટિકાનું.

| પૃષ્ઠ | પંક્તિ | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૩–૪ | ૧૪ | જાવા | જોવા |
| ૩–૧૧ | ૧૫ | ગારવ | ગૌરવ |
| ૯ | ૧૭ | વૈરાજ | રાજ |
| ૨૦ | ૮ | સિવાપજ | સિવાય |
| ૨૩ | ૮ | અનંદમાં | આનંદમાં |
| ૨૬ | ૩ | કાઈ | કોઈ |
| ૪૯ | ૨૩ | ઓથા | ઓથ |
| ૫૦ | ૪ | ધૈય | ધૈર્ય |
| ૬૫ | ૪ | મધમાખીની પેઠે બીજાઓને | બીજાઓને |
| ૮૦ | ૧ | પરોપકારક | પરોપકાર કે |
| ૮૩ | ૨૦ | જીવત | જીવતાં |
| ૯૪ | ૨૫ | પગવાળા | પગપાળા |



# અનુક્રમણિકા.

## દયાળુ માતા.


| પ્રકરણ. | વિષય. | પૃષ્ઠ. |
|---|---|---|
| ૧ | અન્નદાનદ્વારા જીવનદાન ... ... ... ... ... | ૧ |
| ૨ | માતા કરૂણામયી ... ... ... ... ... ... ... | ૭ |
| ૩ | ભૂખ્યાંઓની તૃપ્તિમાં કરૂણામયીની ક્ષુધાશાન્તિ.... ... | ૧૧ |
| ૪ | દુષ્કાળનો દુર્ગોત્સવ ... ... ... ... ... ... ... | ૧૬ |
| ૫ | સુમાતાનાં સુસંતાન ... ... ... ... ... ... ... | ૨૦ |
| ૬ | વિપત્તિમાં કસોટી ... ... ... ... ... ... ... | ૨૭ |
| ૭ | વિપદ્‌માં ધૈર્ય ... ... ... ... ... ... ... ... | ૨૯ |
| ૮ | સંકટમાં પણ સાધુ જનોની સાધુતા અટલ રહે છે. ... | ૩૫ |
| ૯ | દુઃખ પણ સદાય ટકતું નથી ... ... ... ... | ૫૦ |


## સદ્‌ગુણી પુત્રી.


| પ્રકરણ. | વિષય. | પૃષ્ઠ. |
|---|---|---|
| ૧ | બંધુસ્નેહ ... ... ... ... ... ... ... ... | ૫૯ |
| ૨ | પિતાની સેવા ... ... ... ... ... ... ... | ૬૬ |
| ૩ | જ્ઞાનપ્રચાર ... ... ... ... ... ... ... ... | ૭૧ |
| ૪ | ઘરકામમાં કુશળતા ... ... ... ... ... ... ... | ૭૭ |
| ૫ | અતિથિ-સત્કાર ... ... ... ... ... ... ... | ૮૪ |
| ૬ | ગુણુની પિછાણુ ... ... ... ... ... ... ... | ૯૧ |
| ૭ | ગુણુનો બદલો ... ... ... ... ... ... ... | ૯૮ |
| ૮ | સાવકી મા ... ... ... ... ... ... ... ... | ૧૦૧ |
| ૯ | જેઠાણીનો પરાજય ... ... ... ... ... ... | ૧૦૪ |
| ૧૦ | નોકરની સેવામાં ... ... ... ... ... ... | ૧૦૯ |

| પ્રકરણ | વિષય. | પૃષ્ટ. |
|---|---|---|
| ૧૧ | ગૃહિણી ... ... ... ... ... ... ... | ૧૧૩ |
| ૧૨ | શિક્ષિકા ... ... ... ... ... ... ... | ૧૧૭ |
| | સ્ત્રી ઉપયોગી થોડીક કવિતાઓ ... ... ... ... | ૧૨૧ |
| | એક કંજુસની કર્મકથા ... ... ... ... ... | ૧૨૯ |
| | સમાજ ... ... ... ... ... ... ... ... | ૧૬૫ |
| | શીરીતે હું મારા દેશની સેવા કરૂં? ... ... ... | ૧૭૩ |
| | મધુરી અને પુષ્પા ... ... ... ... ... ... | ૧૮૧ |
| | કનૈયાનું કલ્પાંત ... ... ... ... ... ... ... | ૧૮૭ |
| | દેશભક્ત કુથેરાઇન ... ... ... ... ... ... | ૧૯૩ |
| | સ્વરાજ્યનું મૂલ્ય ... ... ... ... ... ... ... | ૨૦૫ |


## સુબોધ પુષ્પવાટિકા.


| પ્રવેશ. | વિષય. | પૃષ્ટ. |
|---|---|---|
| | શેખસાદીનું સંક્ષિપ્ત વૃત્તાંત | ક-ઘ |
| ૧ લો | રાજનીતિ ... ... ... ... ... ... ... ... | ૧ |
| ૨ જો | ત્યાગીની રહેણી ... ... ... ... ... ... | ૩૬ |
| ૩ જો | સંતોષની મહત્તા ... ... ... ... ... ... | ૬૪ |
| ૪ થો | મૌનનો મહિમા ... ... ... ... ... ... | ૭૩ |
| ૫ મો | શિક્ષણનું ફલ ... ... ... ... ... ... | ૭૭ |
| ૬ ઠ્ઠો | પરોપકાર કે સ્વાર્થત્યાગ ... ... ... ... ... | ૮૦ |
| ૭ મો | આદેશ... ... ... ... ... ... ... ... | ૮૯ |

# तमे दररोज भगवद्गीतानो पाठ करो छो?

## न करता हो, तो ते शा माटे करवो ते सांभळो.

**ભગવાન શ્રીકૃષ્ણ** કહે છે કે "હે અર્જુન, આપણા આ ધર્મ્ય સંવાદરૂપ ભગવદ્ગીતાનું જે અધ્યયન કરશે; તેણે જ્ઞાન યજ્ઞથી મારૂં પૂજન કર્યું છે એમજ હું સમજીશ."

**શ્રીજ્ઞાનેશ્વર મહારાજ** કહે છે કે "વેદોના ત્રણે કાંડ ગીતામાં સ્પષ્ટ કરેલા છે. (એટલુંજ નહિ પણ) આ શ્રીમદ્ ભગવદ્ગીતા મૂર્તિમાન વેદજ હોઇને ઔદાર્યમાં વેદ કરતાં પણ શ્રેષ્ઠ છે."

**સ્વામી રામતીર્થજી** કહે છે કે "તેના (એમરસનના) જાની દોસ્તોના કહેવાથી જણાય છે કે તેના મનપર ગીતા અને ઉપનિષદોની વધારે અસર થઇ હતી."

**મહાત્મા ગાંધીજી** કહે છે કે "એક વખત મારો અંતકાળ પાસે આવેલો મને જણાયો, તે વખતે ગીતા મને બહુજ આશ્વાસનરૂપ થઈ હતી."

**મહાત્મા થૉરો** કહે છે કે "પ્રાચીન યુગની સર્વ સ્મરણીય વસ્તુઓમાં ભગવદ્ગીતાથી શ્રેષ્ઠ કોઇ પણ વસ્તુ નથી. × × × ભગવદ્ગીતામાં એટલું ઉત્તમ અને સર્વવ્યાપી જ્ઞાન છે કે તેના લખનાર દેવતાને અગણિત વર્ષ થઈ ગયા છતાં તેના જેવો બીજો એકે ગ્રંથ હજી સુધી લખાયો નથી. × × × ગીતાની સાથે સરખાવતાં જગતનું આધુનિક સર્વ જ્ઞાન મને તુચ્છ જણાય છે અને વિચાર કરતાં આ ગ્રંથનુ મહત્વ મને એટલું બધું જણાય છે કે, કોઇ કોઇ વખત "આ તત્વજ્ઞાન કોઇ જુદાજ યુગમાં લખાયું હોવું જોઇએ," એવો વિચાર મારા મનમાં થઇ આવે છે. × × × હું રોજ પ્રાતઃકાળે મારી બુદ્ધિ અને અંતઃકરણને ભગવદ્ગીતાના પવિત્ર જળમાં સ્નાન કરાવું છું."

આવી મહિમાવંતી ગીતાનો પ્રત્યેક હિંદુ સંતાને નિત્યપાઠ કરવો જોઇએ; પોતાના કુટુંબમાં તેનું નિત્ય શ્રવણ કરાવવું જોઇએ. સારા માઠા પ્રસંગે તથા અમસ્થો પણ ગીતા ગ્રંથ છુટથી ભેટ આપવો જોઇએ.

---



# દયાળુ માતા.

(અનુવાદક: નાજુકલાલ નંદલાલ ચોકસી.)

## ૧-અન્નદાનદ્વારા જીવનદાન.

બંગાળામાં " ધલેશ્વરી " નદીને કાંઠે " રાજાપુરનું ભાઠું " એ નામનો એક અતિ વિશાળ અને સુંદર પ્રદેશ આવેલો છે. એ પ્રદેશમાં નદીને કાંઠે રાજાપુર નામનું નાનું ગામ છે. ગામની વસ્તીમાં ઘણા ખરા ખેડુત લોકોજ છે; ઇતર જાતિમાં ફક્ત પાંચ ઘર બ્રાહ્મણોનાં એક બાજુએ આવેલાં છે. ગામનો એ ભાગ " બ્રાહ્મણવાડા " ના નામથી ઓળખાય છે. ગામની સ્થિતિ બહુ સારી ન હોવા છતાં ઘણી શાંતિમય હતી. ભાઠામાં પુષ્કળ ધાન્ય પાકતું. નાના મોટા દરેક ગૃહસ્થ પાસે નારીએળ, કેળ, આંબા ઇત્યાદિ સુમધુર ફળોની એક એક વાડી તથા બટાકા, વેંગણ ઇત્યાદિ શાક તરકારીનાં ખેતર હતાં. નદીમાં સ્વચ્છ જળ ભરપટ્ટે હતું. તાત્પર્ય કે જીવનનિર્વાહ માટે કોઇને પણ ઝાઝું કષ્ટ પડતું નહિ. શરીરે પણ સર્વ લોકો સશક્ત અને નિરોગી હતા. પોતપોતાનાં ખેતરોમાં નીપજતાં ધાન્ય,

વૃક્ષોનાં ફળ અને નદીના જળથી સર્વે જણ સંતુષ્ટ હતાં; પરંતુ કોણ જાણે ક્યા પાપના યોગે વિધાતા દેવી રાજાપુર પ્રત્યે રૂઠી. એક વર્ષ નદીમાં પ્રચંડ રેલ આવી, તેણે રાજાપુર ભાઠાની ખેતીવાડીને બહુધા નષ્ટ કરી નાખી. ખેડુતોના હાથમાં માત્ર બે આનીજ ધાન્ય આવ્યું. બધાંયને શિર આફત આવી પડી. લોકો બિચારા થાળી વાટકા ઇત્યાદિ ધાતુપાત્રો વેચી સાટીને કોઇ પણ રીતે પ્રાણ બચાવી આવતા વર્ષની રાહ જોવા લાગ્યા.

બીજે વર્ષે પણ રાજાપુરની ભૂમિદેવી અનુકુળ થઇ નહિ. તે વર્ષે અનાવૃષ્ટિને લીધે દેશભરમાં દારૂણ દુકાળ પડ્યો. નદી કિંવા કૂવાનાં પાણી સીંચી જે કંઇ થોડું ઘણું વાવ્યું હતું તે પણ કુદરતી જળના અભાવે સુકાઇ ગયું. રાજાપુરની સીમનાં સુપ્રસિદ્ધ લીલાંછમ જેવાં ખેતરો અને સુશોભિત વાડીઓ મરૂભૂમિ જેવાં ઉજ્જડ દેખાવા લાગ્યાં. દારૂણ અન્નકષ્ટથી આખા ગામમાં હાહાકાર વરતી રહ્યો.

જે રાજાપુર અન્નના ભંડારરૂપ ગણાતું હતું, જેની ભૂમિના અન્નથી પાંચ હજાર જીવોની જીવનરક્ષા થતી હતી, તેજ રાજાપુરના રહેવાસીઓ આજે અનાજને માટે ટળવળે છે. બાળ, યુવા અને વૃદ્ધ સ્ત્રી-પુરૂષોના રોદનધ્વનિથી કાન બહેરા થઇ જાય છે. શાન્તિદેવીનું સદાનું નિવાસસ્થાન રાજાપુર આજે અશાન્તિનું ક્રીડાંગણ બની રહ્યું છે. પ્રત્યેક ઘર નિસ્તેજ અને નિર્ધન થઈ ગયું છે, કોઈની પાસે કંઇજ રહ્યું નથી. અનાજ ભરવાની મોટી મોટી કોઠીઓ અને પાલાં ખાલીખટ પડ્યાં છે; તેમાં અનાજનો દાણો નથી. ગાયો ભેંસો બાંધવાની મોટી મોટી કહોડા છે, પણ તેમાં ગાય ભેંસ કંઇજ નથી.

અન્નના દુઃખે એ સઘળું અડધી કિમ્મતે—નામની કિમ્મતે કિંવા વગર કિમ્મતે અપાઇ ગયું છે. પાણી પીવાને લોટી સરખી કોઇના ઘરમાં રહી નથી; નારીએળની કાચલી કિંવા હાથનો ખોબો એજ તેમનું જળપાત્ર છે. વાડીઓમાં શાકભાજીનું નામ સુદ્ધાં નથી. લોકો બિચારાં ભૂખનાં માર્યાં જે કંઈ હાથમાં આવે તે કાચુંને કાચુંજ ખાઇ જઈ જેમ તેમ પ્રાણ ટકાવે છે. સઘળાંજ ભૂખથી તરફડે છે, કોઈ કોઇને મદદ કરી શકે તેમ નથી. દેશમાં ભીખ પણ મળતી નથી; કારણ કે ભીખ આપે જ કોણ? આખા દેશમાં અનાવૃષ્ટિની આફત આવેલી છે, દેશભરમાં દુકાળ પડયો છે, બધાંય અન્ન અન્ન કરી ટળવળે છે. જેની પાસે કંઇક ધન હોય તે વેચાતું ધાન્ય લઈ જેમ તેમ કરીને પોતાના પ્રાણ બચાવે છે, પણ બીજાંઓને આપી શકતાં નથી.

પ્રત્યેક દિવસે કેટલાયે લોકના ભૂખથી પ્રાણ જાય છે. દેશના બીજા ભાગો કરતાં રાજાપુરની દશા વધારે શોચનીય છે; કારણ કે ત્યાં વસતા લગભગ બધાય લોક ખેતીપર જીવનાર હોઇ ધનહીન છે. જે રાજાપુરના રહેવાસીઓ શારીરિક આરોગ્યના વિમલ આનંદથી સર્વદા પ્રફુલ્લ જણાતા, તેજ રાજાપુરના લોકો તરફ જોતાં આજે કમકમાટી છૂટે છે! આંખો ઉંડી ઉતરી ગઈ છે, ચહેરા સુકાઈને નિસ્તેજ બન્યા છે, કપાળ પર નસો તગતગી રહી છે, શરીરમાં માત્ર હાડકાં અને ચામડી સિવાય બીજું કંઇજ રહ્યું નથી, મુખમાંથી ઉપરાછાપરી દીર્ઘ નિઃશ્વાસ નિસરે જાય છે અને પ્રતિપળે મોત પોતાનું જડબું વકાસીને તેમની પાસે ને પાસે આવતું જાય છે!

અરેરે! સ્નેહમય માતા–પિતાની નજર આગળ શિશુ સંતાનો "ખાવું છે, ખાવું છે" કહેતાં દેહ ત્યાગ કરે છે! પતિની નજર સમીપ પત્ની અનાહારથી કૃતાંતકાળનો કોળીયો બને છે! ભાઇના ખોળામાં ભગિની ભૂખની પીડાથી તરફડતી મૂર્છિત થઈ પડે છે! અહો! કેવો ક્રૂર દેખાવ!

અરે આમ તો જુઓ! ગામના મધ્ય ભાગમાં આવેલા આ એક મોટા મકાનમાં કેવો ભયંકર આર્તનાદ થઇ રહ્યો છે! ગામના ખેડુતવર્ગમાં આ ઘરના લોકો સૌ કરતાં વધારે સુખી ગણાતા હતા. એ મકાનનો માલીક ખેડુતોમાં સૌથી માલબર હતો. દુષ્કાળ પહેલાંની એની સારી સ્થિતિનાં અનેક ચિહ્નો અત્યારે પણ મોજુદ છે.મોટાં મોટાં ઘરો, મોટા મોટા કોઠારો અને હળ ઇત્યાદિ ખેતીને ઉપયોગી અનેક ઓજારો અત્યારે પણ નજરે પડે છે; પણ એ બધું શા કામનું? અત્યારે તો એ ઘર સર્વથા હાહાકારમય થઈ રહ્યું છે! જરાવસ્થાથી ખખળી ગયેલો ઘરનો માલીક ભૂખનો માર્યો મરણ પથારીએ પડયો છે; પાસેજ તેની વૃદ્ધ પત્ની ક્ષુધાની જ્વાળાથી મૂર્છિત થઈને પડી છે! એક પૌત્ર અને એક દોહિત્ર તો અનાહારથી મરી પણ ગયો છે! ઘરમાં જ્યાં જુઓ ત્યાં બાળકો, બાલિકાઓ, કન્યાઓ અને વહુવારૂઓ આર્તનાદે રૂદન કરે છે! વૃદ્ધના બે ક્ષીણ શરીરવાળા પુત્રો મૃત્યુશય્યામાં પડેલાં માતા–પિતાના મુખ સામે ભાળતા ચુપચુપ અશ્રુપાત કરે છે! અહોહો! કેવો હૃદયભેદક દેખાવ! યોગ્ય પુત્રોની નજર આગળ વૃદ્ધ માતા-પિતા ભૂખના માર્યાં પ્રાણ ત્યાગ કરે છે! આજ એ બંને પુત્રોનાં હૃદયનું રૂધિર લઇને પણ જો કોઈ તેમના માતપિતાને

મૂઠી અનાજ આપતું હોય તો તેમ કરવાને પણ તેઓ ઘણી ખુશીની સાથે તૈયાર છે! ઓ! અન્નદાત્રી અન્નપૂર્ણા! ઓ! સર્વસંપદ્દાયિની મહાદેવી! ભાગ્યહીન રાજપુરવાસીઓની પ્રત્યે કેમ તમે કૃપાકટાક્ષ કરતાં નથી?

થોડીવારે ત્યાં એક ક્ષીણ શરીરવાળો યુવક એક ફાટલા તુટલા કકડામાં થોડાક ચોખા લઈને આવી પહોંચ્યો. તેને જોતાંની વારમાં સઘળાં છોકરાંઓ તેની પાસે દોડી આવ્યાં અને બંને હાથવતી ભાતના બુકા ભરવા લાગ્યાં. એક બીજાના હાથમાંથી ઝૂંટવીને ખાવા લાગ્યાં. આ ભાત લઈ આવનર યુવક પૂર્વોક્ત વૃદ્ધ પુરુષનો જ્યેષ્ઠ પુત્ર થાય. પુત્રોએ મહા પ્રયાસે થોડોક ભાત છોકરાંઓના મોંમાંથી કઢાવી વૃદ્ધ પિતા માતાને ખવરાવ્યો. એનાથી જો કે કોઈની પણ ભૂખ ચોથા ભાગ જેટલી પણ શાંત થઈ નહિ, તોપણ અનાજ તે અનાજ. થોડીવારે બધાંય જરા ટટાર થયાં. વૃદ્ધે પુત્રને પૂછયું: “બેટા! આ ભાત કયાંથી મળ્યો?”

પુત્રે કહ્યું: “પિતાજી! જગદીશ્વરે આપણી સામે ફરીને જોયું છે તેથી લાગે છે કે આપણે હજી કંઈક દિવસ જીવીશું. આપણી એજ પેલી અન્નપૂર્ણારૂપ હેમવતી માતાએ આપણાં જીવનરક્ષણને માટે વિલક્ષણ વ્યવસ્થા કરી છે. એમના સ્વામીએ બ્રહ્મદેશમાંથી ચોખા મંગાવીને અત્રે મોકલાવી આપ્યા છે અને પોતાની જમીન વેચીને આ વેળા તે ચોખાનાં નાણાં અદા કર્યાં છે. અહા! આપણે માટે એ દયામયી માતા શું શું નથી કરતી?”

સાંભળતાં સાંભળતાં વૃદ્ધથી રડી દેવાયું. તે બોલ્યો: “આહા! માતાનું નામ હેમવતી છે; હેમવતી તે ખરેખર હેમવતી જ

છે! સાક્ષાત્ અન્નપૂર્ણા દેવી છે! આપણે માટે માએ સર્વસ્વનો ભોગ આપ્યો છે. માના અંગ પર એક પણ અલંકાર બાકી રહ્યો નથી, માને પહેરવાને શરીર પર એક પણ સાજું લુગડું રહ્યું નથી! પોતે પેટ ભરીને આહાર પણ નથી કરતી! માનું શરીર ક્રમે ક્રમે સુકાતું જાય છે! છતાં સ્વહસ્તે રાંધીને દરરોજ સેંકડો લોકોને અન્નદાન કરે છે!"

પુત્ર બોલ્યો: "તે છતાં પોતાને પરિશ્રમ થયો છે, એવું કોઇ પણ ચિહ્ન માના મુખ પર જણાતું નથી! આપણું કષ્ટ જોઇને માનાં નયનોમાંથી સર્વદા પાણી ઝરે છે. અમને પેટ-પૂર ખાવાનું આપી શક્તાં માને કેટલો બધો આનંદ થાય છે! બાપા! એ મનુષ્ય નથી, પણ નિશ્ચય દેવતા છે!"

વૃદ્ધે કહ્યું: "એ જો દેવતા ન કહેવાય તો પછી બીજો દેવતા કોણ હોય? જે સેંકડો લોકોની જીવનરક્ષા કરે છે તે યથાર્થ દેવતાજ છે. ખરેખર માતા અન્નપૂર્ણા પોતેજ આપણું દુ:ખ દેખી અવતાર લઇને આવ્યાં છે. માજીની કૃપાથી રાજાપુરનું રક્ષણ થશે. એની કૃપા વિના અત્યાર લગીમાં તો અહીંઆં એક પણ પ્રાણી બચ્યું ન હોત. હવે બીજા પંદર દિવસ કોઇ પણ રીતે ચાલ્યા જાય—આ આષાડ માસ જેમ તેમ કરી નીકળી જાય, તો તો પછી બચવાની આશા રહે ખરી; પણ હું તો હવે જીવવાની ઇચ્છા નથી ધરતો. મારે માટે તો હવે મરણ જ મંગળ છે. મારી આંખો આગળ મારાં કોમળ બાળ બચ્ચાં અન્ન અન્ન કરતાં મરી ગયાં અને હું શેને કાજે જીવું? હું તો મરીશજ, પણ મરતાં પહેલાં એકવાર મારી અન્નપૂર્ણા માતાનાં દર્શન કરી આવીશ. જીંદગીને છેડે માજીને હું એકવાર નખ-

શિખ નિરખી આવીશ.”

એમ કહીને લાકડીના ટેકાવડે વૃદ્ધ ઉઠીને ઉભો થયો. બધાંયે એને રોકવા માંડયો પણ વૃદ્ધે કોઇનું કહેવું કાન ધર્યું નહિ. અન્નના સ્પર્શ માત્રથી ટટાર થયેલો વૃદ્ધ લાકડીને ટેકે ધીરે ધીરે બ્રાહ્મણવાડા તરફ ચાલી નિકળ્યો.

## ૨—માતા કરૂણામયી.

બ્રાહ્મણવાડામાં જે કંઇ થોડાં ઘર બ્રાહ્મણોનાં છે, તેમાંના એક નાના સરખા ઈંટેરી ઘરનાં બારણાં આગળ કેટલાક ભીખારીઓ ઉભા છે. સમય સાંજનો છે. “મા! લક્ષ્મી મા! કંઈ આપો મા!” કહી ભીખારીઓ આર્ત સ્વરે પોકારે છે. ચાકર તેમને થોડાક ચોખા વહેંચી આપી કહે છે: “આજ હવે જાઓ, હવે કંઈજ ખાવાનું છે નહિ. મા ઠાકુરાણી સ્નાન કરવા ગયાં છે. હજી હમણાંજ તેઓ ગયાં છે, હજી સુધી જળનો છાંટો સરખો એમણે મુખમાં મૂકયો નથી.”

ચાકરની વાત સાંભળીને ભીખારીઓ હતાશ થઇ પાછા ફર્યા. તેઓ જાણુતા હતા કે મા ઠાકુરાણી સ્નાન કરવા ગયા પછી બાકી કંઇજ હોતું નથી. બધાજ ભીખારીઓ જતા રહ્યા, કિન્તુ એક કંગાલ વૃદ્ધ પુરૂષ કેમે કર્યો દ્વારમાંથી ખસ્યો નહિ. નોકરે તેને ફરી ફરીને ચાલી જવાનું કહ્યું, પણ તે તેણે ગણકાર્યું નહિ. અત્યંત દીનભાવે તે માત્ર એટલુંજ બોલવા લાગ્યો: “મા! અન્નપૂર્ણા મા! એકવાર તારાં ચરણની રજ મને આપ મા! એકવાર દર્શન દો મા!”

ચાકર કંટાળી જઈને ગાળો દેવા લાગ્યો. તોયે વૃદ્ધ તો દીન ભાવથી એટલુંજ બોલ્યો કે; "ભાઇ, મને શા માટે કનડે છે? મારે બીજું કંઇજ જોઈતું નથી, કરૂણામયી માતાનાં ચરણની પવિત્ર રજ માત્ર મારે જોઇએ છે. મરતાં પહેલાં એકવાર મા અન્નપૂર્ણાનાં દર્શનનો લાભ લેવા દે, ભા!"

આંખોમાંથી વહેતી અશ્રુધારાએ વૃદ્ધની છાતી ભીંજાઈ જવા લાગી. આ માણસ તે પેલો આગલા પ્રકરણમાં જણાવેલો ભૂખથી પીડાતો વૃદ્ધ પુરૂષ છે. દારૂણ ભૂખના કારણે તે મરવા પડેલો છતાં સહસા થોડાક અન્નની પ્રાપ્તિ થતાં, તેનું હૃદય સ્વાભાવિક ભક્તિયુકત કૃતજ્ઞતાથી ઉભરાઈ ગયું છે. પોતાની જીવનદાત્રીને એકવાર નયન ભરી નિરખવી, તેનાં પવિત્ર ચરણની રજ માથે ચઢાવી પોતાની આંતરિક ભક્તિને પ્રકટ કરવી, એજ માત્ર તેના હૃદયની અભિલાષા છે. ભૂખની વેદના જેણે ભોગવી છે, તેજ જાણી શકે કે અન્નનું મૂલ્ય કેટલું છે! ભૂખમરામાં જેને અન્નદાન પ્રાપ્ત થયું છે, તેજ જાણી શકે કે અન્નદાતાનો મહિમા કેટલો ગહન છે! ચાકરે કાયર થઈ મારવા છતાંયે તે વૃદ્ધ ત્યાંથી કેમે કર્યો ખસ્યો નહિ. મોઢેથી માત્ર એટલુંજ બોલવા લાગ્યો કે, "હું એકવાર માને નિરખીશ. મા! એકવાર દેખા દે મા!"

થોડીવારમાં ભીનાં વસ્ત્ર પહેરેલી એક ચંપકવર્ણી સુંદર સ્ત્રી ત્યાં આગળ આવી પહોંચી. ઉમ્મર પચીસ વર્ષ કરતાં વધુ નહિ હોય, છતાં તેના જેવી કરૂણામયી દૃષ્ટિ, તેના જેવો સ્નેહ-ગંભીર સ્થિર ભાવ, એંશી વર્ષની વૃદ્ધ સ્ત્રીની અંદર પણ હોવો સંભવિત નથી. કરૂણાની સાક્ષાત્ દેવી સ્વરૂપ તે રમણી મધુર કંઠે

બોલી: "શાંત થાઓ ભાઈ! તમને કંઇ ખાવાનું મળ્યું નથી શું?"

રમણી પાસે આવતાંજ તે વૃદ્ધ તેનાં ચરણોમાં આળોટી પડયો, મોઢેથી એક પણ શબ્દ તે ઉચ્ચારી શકયો નહિ; શોક, ભૂખ તથા મનના આવેશને લીધે તે બેભાન થઇને જમીન પર ગબડી પડયો. સ્નેહમયી જનની પેઠે હેમવતીએ તેને પકડી લીધો. તે જોઇ ચાકર બોલ્યો: "મા! આપ શા માટે અડકયાં? હું એને પકડું છું ને? હજી હમણાંજ છેક સાંજરે આપ સ્નાન કરીને આવ્યાં છો અને ફરી પાછાં આને અડકયાં?"

રમણીએ જવાબ આપ્યો: "રામધન! મનુષ્ય કયારેય પણ દુ:ખી મનુષ્યથી અભડાઇ શકે ખરો કે? આવી અવસ્થામાં પણ જો છોટાં મોટાંનો ભેદ રાખીએ તો પછી મનુષ્ય તરીકેનું આપણું મનુષ્યત્વ કયા રહ્યું? તું વહેલો વહેલો જઇને થોડુંક ઠંડું પાણી લઈ આવ, ભૂખ ને તરસથી બિચારાના પ્રાણ કંઠે આવ્યા છે. રામધન! આ પુરૂષ મોટો આબરૂદાર ગૃહસ્થ હતો; આજ ખરાબ સમયને લઇનેજ એની આવી દુર્દશા થઈ છે."

પાણી આવતાં હેમવતીએ થોડે થોડે તે વૃદ્ધના મુખ પર છાંટવા માંડયું. પ્રિય વાંચકગણ! આ મહાદેવીનો તમને પરિચય કરાવી હું ક્ષુદ્ર લેખક આજે ધન્ય થાઉં છું. એકવાર એને નિહાળી લ્યો—માની મોહન મૂર્તિ એકવાર પ્રેમપૂર્વક અવલોકી લ્યો. જેણે જેણે આ ફાટયાં તુટયાં વસ્ત્રવાળી, આભૂષણરહિત તથા કિંચિત સુકાયલા શરીરવાળી સ્ત્રીમૂર્તિને નજરે ભાળી છે, તે પ્રત્યેકના જોવામાં આવ્યું છે કે તેના સર્વાંગમાં કેવી સુકોમળ સ્નેહજ્યોતિ ઝળહળી રહી છે! માનાં નયનમાંથી પવિત્ર ગંગાજીના પ્રવાહ જેવી સ્નેહધારા ભોંય-

પર પડેલા વૃદ્ધના શરીર પર કેવી વર્ષી રહી છે ! કેવા વાત્સલ્યભાવથી મા પોતાના પાલવવડે તે વૃદ્ધને પવન નાંખે છે. રત્નાલંકારથી સજ્જ થયેલી રાજમહાલયમાં વસતી સુકુમાર શરીરવાળી રૂપસુંદરી કરતાં આ દીન હીન જનનીનો મહિમા કેવો અગાધ છે! એનો વિશેષ પરિચય હવે પછી ક્રમેક્રમે થતો જશે.

કેટલીક વારે વૃદ્ધને ચેતન આવ્યું; એટલે હેમવતીના મુખ સામું નિહાળીને ભક્તિયુક્ત ગદ્દગદ્દ કંઠે તે બોલ્યો: "મા ! તારી ચરણ રજ આપ મા ! એથી મને સ્વર્ગની પ્રાપ્તિ થશે મા ! "

હેમવતીએ કંઈ પણ બોલ્યા વગર વૃદ્ધને કોમળ કરે પકડી રાખ્યો. પછી તેને રામધનને સોંપી તે ઘરમાં ગઇ અને થોડીજવારમાં એક થાળીમાં કંઇક ખાવાનું લઇ આવી તે વૃદ્ધના મોં આગળ મૂક્યું. ખાવાનું જોઈ વૃદ્ધ રડતો રડતો કહેવા લાગ્યો: "મા ! હું આજ અન્નને માટે આવ્યો નથી. હું મરવા પડયો હતો તે તારો પ્રસાદ ખાઇનેજ ઉઠયો છું; પણ હવે વધુ જીવવાની મારી ઇચ્છા નથી. હું મરવાનેજ આવ્યો છું. તારાં ચરણકમળનાં દર્શન કરીને, તારી પદરજ માથે ચઢાવીને મરતાં મને સ્વર્ગ પ્રાપ્ત થાય એટલા માટેજ હું તારી પાસે આવ્યો છું. મને બહુ મોટી ઉમેદ હતી કે અંતકાળે કાશીમાં જઇને મરીશ; પરંતુ મા ! તું સાક્ષાત્ અન્નપૂર્ણાનો અવતાર છે, તારાં ચરણની રજમાં કાશી કરતાં પણ વધારે પવિત્રતા છે."

વૃદ્ધનાં કાતર વાકયો સાંભળી હેમવતીની આંખોમાંથી ડબડબ આંસુ ગરવા લાગ્યાં. છેડાથી આંખો લૂછતી હેમવતી માતાના જેવા વ્હાલથી બોલી: "ભાઈ ! હવે રોશો મા, પ્રભુદયાથી હવે તમે બચી શકશો; મા ભવાની તમારાં દુઃખ દૂર

કરશે. સો મણ ભાત મેં મંગાવેલો તે આવે છે. વળી સાંભળ્યા પ્રમાણે સરકારે પણ ભાત વહેંચવા માંડયો છે. હુવે ચિંતા શી છે? અત્યારે આ કંઈક ખાઈને શાંત થાઓ."

વૃદ્ધે જવાબ આપ્યો: "મા! મને અત્યારે એટલી બધી ભૂખ નથી. હમણાંજ મેં તારે ત્યાંથી મળેલો પ્રસાદ ખાધો છે. તેં દિવસભરમાં કંઈજ ખાધું નથી મા! મારા મરવાથી કંઈજ નુકશાન થવાનું નથી. તારા અભાવે મા! હજારો અનાથ પ્રાણીઓના પ્રાણ જશે. તું ઉપવાસી કેમ રહી શકે મા?"

"મારે ભૂખ્યા રહેવું નહિ પડે. અત્યારે હું ફરીને ભાત રાંધીને ખાઇશ, તમે ખાઓ" એમ કહી ફરી ફરીને હેમવતીએ વૃદ્ધને ખાવાનો આગ્રહ કર્યો. વૃદ્ધે ખાવા માંડયું. પુત્રના ભોજન સમયે માતા જેમ સ્નેહભીની આંખે પાસે ઉભી રહે તેમ હેમવતી પાસે ઉભી રહી. જ્યાં સુધી વૃદ્ધ ખાઇ રહ્યો નહિ, ત્યાં સુધી ઘરમાં જઇને ભીનું વસ્ત્ર પણ એણે બદલ્યું નહિ.

# ૩—ભૂખ્યાંઓની તૃપ્તિમાં કરૂણામયીની ક્ષુધાશાન્તિ.

હેમવતીના સ્વામીનું નામ રામપ્રસાદ ચટ્ટોપાધ્યાય હતું. એમને એક પુત્ર અને એક કન્યા હતાં; પુત્ર મોટો હતો. રાજાપુર ગામના રહેવાસીઓમાં રામબાબુ સૌ કરતાં વધારે સુખી હતા. તે એક મોટા જમીનદારના કારભારી હતા. મહિને દહાડે એમને સો રૂપિયા પગાર મળતો હતો; તે સિવાય ઘેર થોડુંઘણું ભોંયભાડું પણ હતું. રામબાબુ ઘણુંખરૂં ઘેર

રહેતા નહિ, વરસનો ઘણો ભાગ એમને નોકરીના સ્થળમાંજ ગાળવો પડતો. તેમણે ધાર્યું હોત તો ઘણું દ્રવ્ય એકઠું કરીને તેઓ એક મોટા લોક થઇ શકત; પણ ના, તેઓ દયાવતી હેમવતીના યોગ્ય સ્વામી હતા. ધનનો સદુપયોગ કેમ કરવો તે એ યથાર્થ જાણતા હતા. ધન સંઘરીને ધનવાન ગણાવાનો એમને અભખરો નહોતો. વ્રત, નિયમ, દાન, ધ્યાન વગેરેમાં એમની આવક સઘળીજ ખરચાઇ જતી.

દેશભરમાં પડેલા દારૂણ દુષ્કાળથી નિર્ધન રાજાપુર ગામ બિલકુલ લાચાર બની ગયું છે. હેમવતીએ સ્વામીને પત્ર લખી જણાવ્યું કે, "ખેડુતો અનાહારથી માર્યા જાય છે, એમને બચાવવાને શું કરવું ?" ઉત્તરમાં રામબાબુએ લખી મોકલ્યું કે, "ખેડુતોના જીવનરક્ષણ માટે સર્વસ્વનો ભોગ આપીને પણ દુઃખીઓનાં દુઃખ નિવારવા હું મારૂં બનતું સઘળું જ કરીશ." રામબાબુએ મોટી રકમના ચોખા ખરીદીને મોકલી આપ્યા; અન્નપૂર્ણા સ્વરૂપ હેમવતીએ મુક્ત હસ્તે ક્ષુધાતુરોને દાન આપવા માંડયું. હેમવતીના બાપને હેમવતી સિવાય બીજું સંતાન નહિ હોવાથી તે મૃત્યુકાળે પોતાની પાસેના ચાર હજાર રૂપિયા પોતાની એકની એક પુત્રી હેમવતીને આપી ગયો હતો. હેમવતીએ તે પૈસા સ્વામીને આપવા માગેલા; કિંતુ રામબાબુ સારીપેઠે સમજતો હતો કે ધનનો સદુપયોગ કરવાની બાબતમાં તેના કરતાં હેમવતી વધારે કુશળ હતી. આથી રામબાબુએ ન સ્વીકાર્યાથી તે પૈસા હેમવતીની પાસેજ રહ્યા હતા. દુર્ભિક્ષથી પીડાતા લોકોનાં જીવન બચાવવા પાછળ એ સઘળાજ પૈસા આ વખતે હેમવતીએ ખર્ચી નાંખ્યા હતા. રૂપિયાના પૂરા પાંચ શેર ચોખા પણ મળે નહિ, ત્યાં ચાર હજાર

રૂપિયા ત્રણસેં માણસોને કેટલા દિવસ ચાલે? રામબાબુનો પત્ર આવ્યો કે, "હવે હું લાચાર છું, મારી પાસે કોડી સરખી રહી નથી; રાજપુરવાસીઓની જીવનરક્ષા હવે થઇ શકશે નહિ." આ સમાચારથી હેમવતીને અત્યંત દુઃખ થયું. માનસિક વ્યથાથી બે ત્રણ દિવસ તો એણે કેવળ રોઇ રોઇનેજ કાઢ્યા. ચારે-ગમ અન્નને માટે હાહાકાર વર્તી રહ્યો? અનાહારથી દરરોજ કેટલા લોક માર્યા જાય છે! કરૂણામયીના હૃદયમાં એથી અસહ્ય વેદના થવા લાગી. સ્વામીને તેણે પત્ર લખી મોકલ્યો કે, "ત્રણસેં ઇતર જાતિના લોકો વચ્ચે જગદીશ્વરે આપણને સારી સ્થિતિ અને સુબુદ્ધિ આપીને મોકલ્યાં છે. **સારી સ્થિતિવાળાએ પતિતનો ઉદ્ધાર કરવો એવો જગદીશ્વરનો આદેશ છે.** તો પછી આપણે આપણા આશરે આવતા લોકોનું રક્ષણ ન કરી શકીએ તો આપણી ઉચ્ચતા અને પ્રભુ પ્રત્યે કૃતજ્ઞતા ક્યાં રહી? દરરોજ સેંકડો ક્ષુધાતુરોના આર્તનાદથી આગણું ગાજી રહે છે. આવી અવસ્થામા તો જીવવા કરતાં મરવું બહેતર છે."

પત્નીનો પત્ર વાંચતાંજ રામબાબુના પ્રાણ ડહોળાઇ ગયા. તેણે કરજ કાઢીને બ્રહ્મદેશમાંથી ચોખા મંગાવી મોકલાવી આપ્યા. આજ તે ચોખા આવી પહોંચ્યા છે. પંદર દિવસના કડાકા પછી ક્ષુધાથી પીડાતાં રાજપુરવાસીઓને આજ અન્નદેવતાના દર્શન થયાં છે. પંદર દિવસ પછી આજેજ તેમને અન્ન પ્રાપ્ત થયું છે.

આખો દહાડો ક્ષુધાતુરોને અન્નદાન આપી સાધ્વી હેમવતીએ સંધ્યાકાળે સ્નાન કરીને ઘરમાં પ્રવેશ કર્યો. ઘરમાં જઇ તેણે હજી કંઇજ ખાધું નથી, તોપણ તેના મુખમંડળપર ઉપવાસનું લેશ પણ ચિહ્ન જણાતું નથી. તેણીએ

આજ અનેક ક્ષુધાતુરોની ક્ષુધાનું નિવારણ કર્યું છે; આજે કોઇ પણ યાચક તેની કનેથી નિરાશ થઇને ગયો નથી. તેના સ્વામીએ ચોખા મોકલ્યા છે, તેનાવડે બીજા પંદર દહાડા સુધી સો ભૂખ્યાંઓના પ્રાણ રક્ષી શકાશે, એના આનંદમાં તે પોતે પોતાની ભૂખ તરસને ભૂલી ગઈ છે. જે **પારકાંની ક્ષુધા ટાળી શકે છે તેની ક્ષુધા વગર ખાધે પણ ટળે છે.**

આખો દહાડો એમને એમ કાઢ્યા પછી છેક સાંજરે પોતાને માટે હેમવતીએ બે મૂઠી ભાત રાંધ્યો. બાળક પુત્ર–કન્યા બંને પાસે આવીને બેઠાં. પરમ આદરસહિત હેમવતીએ તેમનાં મુખ ચૂમ્યાં. આખા દિવસમાં એકવાર પણ માતાનો આદર તેઓ પામી શક્યાં નહોતાં. તેમની માતા આજ જગતજનુની બનીને હજારો સંતાનના પ્રતિપાલનમાં ગુંથાઇ હતી. માતાના પ્રેમભર્યાં ચુંબનથી પરમ આનંદિત થઇને ભાઈબેન માતાની પડખે બેસી વાર્તાલાપ કરવા લાગ્યાં.

એવે સમયે એક વૃદ્ધ સ્ત્રી ઘરમાં દાખલ થઈ. તે સ્ત્રી રામબાબુની ફોઈ હતી. બાલ્યાવસ્થામાંજ તેણી વિધવા બની હતી અને ત્યારથી અત્યાર સુધી તે રામબાબુના કુટુંબમાંજ રહેતી આવી હતી. ડોસીએ આવીને કહ્યું: “ વહુ માડી, હજીયે શું તેં બે કોળીયા અન્ન પેટમાં નાંખ્યું નથી? મુખ કેવું લેવાઇ ગયું છે! ધર્મને માટે સઘળુંજ અર્પી દીધું છે, હવે પ્રાણ પણ અર્પવા વિચાર છે કે શું?”

હેમવતીએ અતિ વિનયપૂર્વક જવાબ આપ્યો: “ ફોઇ મા! એક દિવસના અપવાસથી તે કંઇ મરી જવાતું હશે? તુરોના આર્તનાદ સાંભળવા પડતા નથી; હેમવતીના જીવને તેથી

વ્રત–નિયમમાં લોકો બબ્બે દહાડા પણ ભૂખ્યાં રહે છે. સાત આઠ દહાડાથી જેઓ ભૂખ્યાં છે, તેમને કેટલું બધું કષ્ટ થતું હશે, મા! પ્રભુ હજી ક્યારે કૃપા કરશે?"

ડોસીએ ઝટપટ ચૂલો સળગાવી ભાત તૈયાર કરી દીધો. ભાતની સંગાથે ખાવાનું બીજું કંઇ પણ ન જોઇ ડોસી બોલી: "આખા દિવસના કડાકા પછી આ એકલો ભાત તે શી રીતે ખવાય? આમ ને આમ કરશો તો પ્રાણ કેમ ટકશે?"

હેમવતીએ જવાબ આપ્યો: "એમજ હોય મા! આવા વખતમાં તો બે કોળીયા ભાત મળે તેય બહુ છે. કેટલા બધા લોકો ભૂખના માર્યા ઘાસ ખાઇને પ્રાણ ટકાવે છે? કેટલા બધા લોકો ભૂખની જ્વાળાથી તરફડતા પ્રાણ ત્યાગ કરે છે? આહા! સાધુ ઘોષની સોનાની પુતળી જેવી છોકરી ખાધા વગર મરી ગઇ! રાખાલદાસનો સોળ સત્તર વર્ષની ઉમ્મરનો ભણેલો ગણેલો દીકરો અનાહારથી માર્યો ગયો. અરેરે! કેવો ગજબ!"

હેમવતીએ ભોજન કરવા માંડયું. ભાતની સાથે માત્ર મીઠુંજ હતું. પુત્ર–કન્યા પણ સાથે બેઠાં હતાં. તેમણે બેએક કોળીયા ખાઇને એક કોળીયો પાસે બેઠેલી બિલાડીને નાખ્યો. તે જોઇને ડોસીમા શારદા ઠાકુરાણી બબડયાં "હું! જોયાં કે આ પુત્ર–કન્યાનાં લક્ષણ! પોતાને પેટપૂર ખાવાને મળતું નથી, ત્યાં વળી બિલાડાંને આપે છે! કેટલાં બધાં મનુષ્યો ભૂખે પેટે તરફડે છે તેનું કંઈ એમને ભાન છે?"

હેમવતી બોલી: "ફોઇમા! એમને એમ કરતાં રોકો નહિ. બિલાડાંને પણ આજકાલ પેટપૂર આહાર મળતો નથી. જુઓને કેવું ઝટપટ તે ખાઇ જાય છે! બાળક બાલિકા કોઇને કશું

આપતાં જણાય તો તેમને વારવાં નહિ. એવી રીતે વારવાથી એમને નાનપણથી એવી આદત પડી જાય છે કે પછી તેઓના હાથે કોઇને કાંઈ પણ આપી શકાતું નથી. હા, કોઈ ચીજનો નિરર્થક વ્યય કરતાં જણાય તો અવશ્ય તેમને યોગ્ય સમજણ આપવી જોઇએ."

શારદા ઠાકુરાણી તો આ સાંભળીને ભોંઠાંજ પડી ગયાં અને બોલ્યાં: " સમજી માડી, સમજી. એ તો જેવી તું છે, તેવાં જ તારાં પુત્ર-કન્યા માડી! તું તો સતયુગની દેવી છે. મોટા રાજ્યની રાણી થાય તોપણ તારી દાનવૃત્તિ સંતોષાય તેમ નથી. પરમેશ્વર કરે ને મારો રામ રાજા થાય અને તું રાજ-રાણી બની ખૂબ દાન-ધર્મ કરે!"

## ૪-દુષ્કાળનો દુર્ગોત્સવ.

આષાઢ માસના અંતે રાજપુરનું અન્ન-કષ્ટ ઘણે દરજ્જે દૂર થયું. શિયાળુ ધાન્ય આશા મુજબ પાક્યું. લોકો બે ટંક પેટપૂર ખાઈને જીવી શકે તેમ થયું. કિન્તુ દુર્દશા હજી દૂર થઇ નહિ. બે વરસના લાગટ દુષ્કાળથી ખેડુતો બીલકુલ દરિદ્ર બની ગયા હતા. ઉદરનિર્વાહનું કંઇક સાધન થયું ખરૂં, પણ ખાવા પીવાને માટે જરૂરી વાસણો, પહેરવાને વસ્ત્રો અને સૂવાને બિછાનાં ક્યાં? કેટલાકને તો ઉભા રહેવાનું સ્થાન પણ નથી. રોગ પીડા, શોક અને દુ:ખથી હજી પણ ગામ હાહા-કારમય છે!

દયામયી હેમવતીના જીવને ટાઢક વળી છે. હવે એને ક્ષુધા-

શાંતિ છે; છતાં એ દારૂણ સમયમાં લોકાને બચાવવાના પોતાના જીવતોડ પ્રયત્ન છતાં જે બે ચાર ભાગ્યહીન મનુષ્યો અનાહારના કારણે મરી ગયાં છે, તે યાદ આવતાં દેવીને અનેકવાર માનસિક વેદના થઇ આવે છે.

દુર્ગાપૂજાના થોડાક દિવસો અગાઉ રામબાબુ ઘેર આવ્યા. સ્વામીના દર્શનથી અત્યંત પ્રસન્ન થઇ હેમવતીએ ગયા દુષ્કાળની હાડમારીનું વર્ણન તેમના આગળ કરી બતાવ્યું. સ્વામીની સર્વ સંપત્તિ પોતે ખલાસ કરી નાંખી છે એ વિચારથી તેણીને બહુ ક્ષોભ ઉત્પન્ન થયો. તેના પોતાના અંગપર એકાદું ઘરેણું પણ નથી રહ્યું, કેવળ હાથમાં સૌભાગ્યસૂચક બે ચૂડીઓજ માત્ર રહી છે.

વિવિધ વાર્તાલાપને અંતે રામબાબુએ હસીને કહ્યું: " અહો ! અત્યારે તું કેવી સુંદર લાગે છે ! ખરેખર ! જાણે સ્મશાનવાસી મહાદેવની ગૃહલક્ષ્મી ભીખારિણી અન્નપૂર્ણા ! "

હેમવતીએ લજ્જીત થઈને નીચું જોયું. નીચું જોઇ તે બોલી: " મેં આપની સર્વ મિલ્કત ખર્ચી નાંખી છે—મારે લીધે આપને ભીખારી થવું પડયું છે; પણ હજારો ક્ષુધાતુરોને આપના અન્નથી જીવનદાન મળ્યું છે. એ પુણ્યથી આપને સ્વર્ગનું ઇંદ્રાસન મળશે."

રામ:—દાન તેં કર્યું છે; તો પુણ્ય પણ તારૂં જ હોય. તું સ્વર્ગની ઇંદ્રાણી થઇશ; હું તારી રાજસભામાં એકાદી નોકરી બજાવીશ.

હેમ:—આપનું આ કથન ગેરવ્યાજબી છે. હું કોણ ? આપની ચરણરજ દાસી માત્ર. સંસારના એકાદા તણખલા ઉપર

પણ મારો અધિકાર નથી. મેં દાસીરૂપે આપની આજ્ઞા અનુસાર આપનું નાણું વાપર્યું છે. રાજા મહારાજાઓ હોય છે તે પોતાને હાથે કંઇ કોઇને દાન આપતા નથી, તેમનાં દાસદાસીઓજ આપે છે; તો એ પુણ્ય શું દાસ દાસીનું કહેવાય?

રામ:—વારૂ, ત્યારે એ પુણ્ય મારૂં; તને એમાં જરાએ ભાગ નહિ મળે. મને ઈંદ્રપદ મળશે, ત્યાં પછી તારો કંઇજ અધિકાર રહેશે નહિ.

હેમ:—એમ તે કંઇ હોય? હું આપની દાસી છું, સ્વર્ગમાં પણ આપની ચરણસેવાનો મને અધિકાર છે.

રામબાબુ વિશેષ કંઈ બોલ્યા નહિ. જાણે પત્ની પાસે પરાજિત થયા હોય એમ થોડીવાર મૂગા રહીને તેમણે કહ્યું: "જો, પૂજાના દિવસ પાસે આવ્યા છે; પણ આ વખતે તે ઉત્સવ ઉજવવાનું આપણે માટે સંભવિત નથી."

હેમ:—ત્યારે પછી લાચારીએ વાર્ષિક ઉત્સવ બંધ રાખવો પડશે. મા ભગવતી જ્યારે અનુકૂળતા આપશે ત્યારે થશે.

રામ:—ત્રણેક હજારનું કરજ થયું છે. મારા હાથમાં અત્યારે પચાસ સાઠ રૂપિયા છે ખરા, પણ પહેરવાનાં કપડાં સરખાં નથી. ઓછામાં ઓછા દશ બાર રૂપિયા કપડાંમાં જોઇશે. કંઈ જાણુસ્ર ભાવ પણ કરાવ્યા વગર ચાલશે? તારા હાથમાં રૂપાની બે બંગડીઓ સરખી પણ નથી.

હેમ:—આપની ઇચ્છા થાય તો પચાસ રૂપિયામાં પણ પૂજા થઇ શકે. આપ પોતાને વાસ્તે સાધારણ ખપપૂરતાં થોડાં ઘણાં કપડાં ખરીદો; કોઇ પણ રીતે વાર્ષિક ઉત્સવ કરી શકાય તો સારૂં. કારણ અન્નકષ્ટથી દેશના લોકો સાવ દુર્બળ થઈ

ગયા છે; મા દશભુજાની પધરામણીથી કંઈક સ્ફૂર્તિ કરાવી શકાશે. આ વર્ષની આખરે માનું મુખ જોવાનો લાભ તેમને નહિ મળે તો બિચારાં વધારે નિરૂત્સાહ થશે, માટે ગમે તેમ કરીને પણ પૂજા થાય તેમ કરો. આ સાલ વિશેષ ઠાઠમાઠ કે આનંદ ઉલ્લાસથી ઉત્સવ નહિ કરીએ. માને માત્ર ગંધ–અક્ષત અને ફૂલ–જળથી જ રીઝાવીશું.

હેમવતીની યુક્તિનો રામબ બુએ વિરોધ કર્યો નહિ; અર્થાત્ કે દુર્ગોત્સવ કરવાનું નક્કી ઠર્યું.

જોતજોતાંમાં નોરતાંના દિવસ આવી પહોંચ્યા. સુકાળ હોય કે દુકાળ હોય; પણ આનંદમયી મા દુર્ગામાનો ઉત્સવ આવતાં બંગદેશ ઉલ્લાસથી નાચી ઉઠે છે, માના મુખદર્શનથી બંગવાસીઓ હજારો દુ:ખ ભૂલી જાય છે. માની પધરામણી જાહેર કરનારાં વાજીંત્રો સાંભળી રાજપુરવાસી ખેડૂતોનાં હૃદય પણ આનંદથી પુલકિત થયાં; પણ આ વાર તેમની કને આનંદ માણવાનું કંઈ જ સાધન નથી. સૂવાને નથી બિછાનું કે પહેરવાને નથી લુગડાંલત્તાં. ભોજનને માટે થાળી વાટકો નથી કે પીવાને માટે લોટી પવાલું નથી. વ્હાલાં પુત્ર–કન્યાને માટે એકાદું સારૂં કપડું ખરીદી આપવા જેટલું પણ સામર્થ્ય બિચારાંમાં છે નહિ; તો પછી મા આનંદમયીના ઉત્સવમાં તેઓ કેવી રીતે આનંદ માણે ? પ્રતિવર્ષ જે ઘેર તેમને માનાં મુખદર્શન કરવાનો લાભ મળે છે, તે ઘેર આજે નિરાનન્દમાંજ સઘળાં રામબાબુને ત્યાં મા દુર્ગાદેવીને પ્રણામ કરવા આવ્યાં.

હેમવતી આ વખતે ઘરની બહાર નીકળ્યા નહિ. મેલાં ગંદાં મુખવાળાં ખેડુતબાળો–કોઇ તદ્દન નાગાં તો કોઈ ચિંથરેહાલ

સ્થિતિમાં મા દુર્ગાનાં દર્શને આવ્યાં છે. આ વખતે હેમવતી આ દુ:ખી સંતાનોને એકાદું વસ્ત્ર પણ આપી શકતી નથી, કોઇના હાથમાં એકાદ જળપાત્ર પણ દઈ શકતી નથી, એ દુ:ખથી દયામયી હેમવતી ઘર બહાર કોઈને પણ દેખા દેતી નથી; પરંતુ તેનાં દર્શન કર્યા વગર કોઇ પણ ઘેર પાછા જવાનું મન કરતું નથી. લોકો વસ્તુત: દેવી દશભુજાનાં દર્શને આવ્યાં નથી, પણ તેમની જીવનદાત્રી જનનીનાં પવિત્ર ચરણોમાંજ મસ્તક નમાવવા આવ્યાં છે. આમ હોવાથી હેમવતીને આખરે બહાર આવવાની ફરજ પડી. બહાર આવીને પોતે જાણે કંઇ અપરાધ કર્યો હોય તેમ બોલી: "બાપુ! આ સાલનો આપણો આ ઉત્સવ દુ:ખનો છે. મા જગદંબાની પ્રાર્થના કરો કે તે સારો દહાડો આપે અને આપણે ફરીને બહુ રૂડા પ્રકારથી આનંદોત્સવ ઉજવીએ!"

સઘળાંએ હેમવતીના ચરણોમાં પ્રણામ કર્યા અને પછી મા ભગવતીની પાસે મંગળ કામના યાચી વિદાય થયાં.

## ૫–સુમાતાનાં સુસંતાન.

પરિવર્તનશીલ સંસારમાં સુખ કે દુ:ખ કંઇ સદાકાળ ટકતાં નથી. સુખ પછી દુ:ખ અને દુ:ખ પછી સુખ; પ્રકાશ પછી અંધકાર અને અંધકાર પછી પ્રકાશ એ તો જગતનો સદાનો નિયમજ છે. જે કાળને વશ થઇ રાજાપુરને ભીષણ સ્મશાનવત્ થવું પડયું, તેજ કાળને પ્રતાપે ફરીને તે આનંદ

કલ્લોલ કરતું પણ થયું. ભૂમિમાતા પ્રસન્ન થઇ, શીયાળુ પાક સારો ઉતર્યો. રાજાપુરનાં ખેતરો ફરીથી લીલાંછમ બનીને પવનની મીઠી લહરીઓમાં આનંદથી ડોલવા લાગ્યાં; ખેડુતોનાં હૃદયો ઉલ્લાસથી ઉભરાવા લાગ્યાં; પત્નીઓ સ્વામી પાસે આનંદ અને પ્રેમથી રૂપાની વાળીઓ અને કડલાં માગવા લાગી. ગોપબાલકો ફરીને હવે પ્રફુલ્લચિત્તે બંસરીના નાદથી દિશાઓ ગજવવા લાગ્યા.

હેમવતીના આનંદનો પાર નથી. તેણી જુએ છે કે ખેડુતો ભક્તિનાં ભજન ગાતા ગાતા પરમાનન્દપૂર્વક ખેતરોમાં જાય છે. જમીનદારનું ઋણ અદ્યાપિ અપાઈ ગયું નથી; પણ દેશમાં શાન્તિ સ્થપાઈ છે તેના આનંદથી સ્નેહમયી હેમવતીને હૈડે આજ શાન્તિ છે. બાળક પુત્ર–કન્યાની સંગે તે પરમ સુખમાં કાળ નિર્ગમન કરે છે. હેમવતી જેવી માતા કેવી રીતે સંતાનનું પ્રતિપાલન કરે છે, તેનો પણ કંઇક પરિચય અત્રે આપીશું.

પારકાં સંતાનો પ્રતિ જે આટલો બધો સ્નેહ રાખી શકે છે, તેનો પોતાનાં પેટનાં સંતાનો પ્રત્યેનો સ્નેહ કેટલો બધો હશે તે તો તમે સહજ સમજી શકશો; પરંતુ બુદ્ધિમતી હેમવતી અનુચિત સ્નેહને વશ થઇ પુત્ર કન્યાની સ્વચ્છંદતા વા વિલાસિતાને જરાપણ સાંખતી નહિ.

રાજાપુરના ભાઠામાં મકરસંક્રાંતિને દહાડે વાસ્તુદેવનો મેળો ભરાતો હતો. રાજાપુરનો જમીનદાર આ મેળો ભરાવતો હતો. હેમવતીનો પુત્ર હરિદાસ નોકર રામધનની સાથે એકવાર આ મેળો જોવા ગયો હતો. ત્યાં તેના દીઠામાં આવ્યું કે તે ગામના જમીનદાર મહાશયનો એક નાનો પુત્ર સાટિનનો

સુંદર ડગલો પહેરીને મેળો જોવા આવ્યો છે. બાળક હરિદાસને પણ એવો ડગલો પહેરવાનો ભાવ થઇ આવ્યો. ઘેર આવીને માની કને એવો ડગલો કરાવી આપવાની એણે માગણી કરી. તે પર હેમવતીએ કહ્યું: “ હરિદાસ ! તારી કને હાલ જેટલા ડગલા છે તે બધાયે જો આજ મને આપી દે, તો કાલે તને એવી જાતનો એક ડગલો લઇ આપું. ”

હરિદાસે માની શરત કબૂલ રાખી. શરીર પરથી ડગલો ઉતારીને માને સ્વાધીન કર્યો. માએ લઇને હરિદાસના બધા ડગલા પેટીમાં મૂકી દીધા. રાત પડી; પોષ માસની કકડતી થંડી એટલે પછી પૂછવું જ શું ? હરિદાસના શરીર પર ડગલો, પહેરણુ કંઈજ નથી. શરૂઆતમાં તો તેણે કંઇ ગણકાર્યું નહિ, પણ પછી તો ટાઢ સહન ન થઇ શકવાથી માની આગળ જઇ કહ્યું: “ મા ! બહુ ટાઢ વાય છે; આજનો દહાડો મને મારાં બદન પહેરવાને આપ, કાલે તું મને નવો ડગલો લઇ આપીશ એટલે હું તે બધાં તને પાછાં આપી દઇશ. ”

હેમ:—કેમ બાપુ ! આવતી કાલે તો તને સાટિનનો ડગલો મળવાનો છે, આજ ટાઢ કેવી ?

હરિ:—ના, મા ! બહુ ટાઢ વાય છે.

હેમ:—તને રોજ ગરમ કપડાં પહેરવાનાં મળે છે તોયે આજ ટાઢ વાય છે; તો પછી જેમની કને પહેરવાનું મુદ્દલે નથી તેમની શી દશા થતી હશે ? બોલ જોઉં, આ વખતે પેલાં નિમાઇ બાવાનાં છોકરાંની શી હાલત હશે ? તે દહાડે તેં દીઠું તો હતું કે તેમની પાસે માત્ર એક ફાટલો કકડોજ કમ્મરે વિંટાળેલો હતો !

હરિઃ—હા, બા ! એમને બહુ કષ્ટ થતું હશે. આવી ટાઢમાં ઉઘાડા શરીરે તે કેમ કરી રહેવાય ?

હેમઃ—ઠીક ત્યારે કહે જોઉં, તારે સાટીનના ડગલાની વધારે જરૂર છે કે એ લોકને એક મોટી ચાદર અપાવવાની વધારે જરૂર છે ?

હરિઃ— આવે વખતે તેમને એક મોટી ચાદર મળે તો તે કેટલાં સુખીયાં થાય !

હેમઃ—તું જો સાટીનનો ડગલો ન પહેરે તો તેથી શું તને ટાઢનું દુઃખ સહેવું પડશે ?

હરિઃ—ના, મા ! મને ટાઢથી સહેવું પડે તેમ નથી. મારાં જે ડગલાડોટી છે તેનાથીએ મારી ટાઢ તો રોકાય છે.

હેમઃ—તો પછી તને સાટીનનો ડગલો પહેરાવવા કરતાં એ લોકને બેએક મોટી ચાદર લઇ આપવી એજ વધારે સારૂં અને કલ્યાણકારી નથી ?

હરિઃ—ખરૂં કહે છે બા, એ લોકને બે ચાદર લઈ આપવાથી એમને બહુ સુખ થશે. મારે સાટીનનો ડગલો નથી જોઇતો, એમને તું બે ચાદર લઈ આપ, બા !

આનન્દથી હેમવતીએ પુત્રનું મુખ ચુમ્યું અને પેટી ખોલી તેનો ડગલો કાઢી આપ્યો. સાથે સાથે બે રૂપિયા પણ તેના હાથમાં મૂક્યા અને કહ્યું: " આ બે રૂપિયા લઈને કાલે રામધન સાથે મેળામાં જજે અને ત્યાંથી બે ચાદર ખરીદીને નિમાઇ બાવાનાં છોકરાંને આપી આવજે. "

સર્વ કોઇએ આવી રીતે પુત્ર કન્યાને હાથે દાન કરાવવું એ બહુજ સારૂં છે; કેમકે એથી કરીને તેઓ પણ દાન કરતાં

શીખે છે અને મોટાં થયા પછી એ સ્વભાવ તેમને બહુજ લાભકારક થાય છે.

એક દહાડો હેમવતીએ કન્યા વિરજાને પૌંઆ લેવાને એક પૈસો આપ્યો. પાંચ વરસની નાની વિરજાથી તે પૈસો કયાંક ખોવાઈ ગયો; તેથી તેણે માની કને આવીને બીજો પૈસો માગ્યો. માએ તેને તે દિવસે કંઈજ આપ્યું નહિ અને કહ્યું કે, " જ્યાંસુધી એ પૈસો નહિ ખોળી લાવે ત્યાં સુધી કંઈજ મળનાર નથી. "

વિરજા રડતી રડતી મા શારદા ઠાકુરાણી પાસે ગઈ; એટલે શારદા ઠાકુરાણીએ હેમવતીને ઠપકો આપતાં કહ્યું: " વહુ ! છોકરાં છે તે પૈસો ખોઇ પણ નાંખે, છોકરીને બીજો એક પૈસો આપ. તારી વસ્તુઓ પણ કેટલી વાર ખોવાઇ જાય છે?"

હેમ:—મા ! એ તો છોકરાંઓની બેકાળજીને ઉત્તેજન આપવા જેવું થાય છે ! એક પૈસો તો જાણે તુચ્છ વસ્તુ છે; પણ એ રીતે પાઇ પૈસો ગુમાવતાં ગુમાવતાં એમને એવી ટેવ પડી જાય અને પૈસાની કિમ્મત એમને રહે નહિ.

બીજો પૈસો તો હેમવતીએ નજ આપ્યો. જે પૈસો ખોઈ નાખ્યો હતો તેજ ખોળી આણીને વિરજાને પાછો આપ્યો.

પુત્ર કન્યા કયારેય પણ વાર્તા સાંભળવાની ઈચ્છા કરતાં ત્યારે તે રામચંદ્રની પિતૃભક્તિ, લક્ષ્મણની બંધુભક્તિ, સીતા દમયંતીની પતિભક્તિ, હરિશ્ચંદ્ર રાજાની સત્યનિષ્ઠા, ઇત્યાદિ વિષેની પુરાણોમાંની સુંદર સુંદર વાતો કહીને તેમને રીઝવતી. પોતાના આનંદ કે વિનોદની ખાતર પણ પુત્ર કન્યા આગળ મિથ્યા ભાષણ કરતી નહિ; કારણ રખેને તેથી છોકરાંને જુઠું બોલવાની ટેવ પડે !

શારદા ઠાકુરાણીને ફૂલ ચુંટી આપવાનું કામ હેમવતીએ પુત્ર કન્યાના માથાપર નાખ્યું હતું અને કહ્યું હતું કે, "સૂર્યોદય પછી ચૂંટાયેલાં ફૂલો પૂજામાં કામ નહિ આવે." બાળકો સવારમાં વહેલાં ઉઠતાં શીખે એજ એનો એમ કરવામાં ઉદ્દેશ હતો. નાનપણથી જ પુત્ર-કન્યા ઈશ્વરની ભક્તિ કરતાં શીખે એ હેતુથી એણે રાત્રે સૂતી વખતે અને સવારે ઉઠતી વખતે ગાવાના બે ઈશ્વર-મહિમાના શ્લોક બાળકોને શીખવાડ્યા હતા. હરિદાસ અને વિરજા બંને જણ એકસુરથી સાથે સાથે ગાતાં ત્યારે બહુજ મધુર લાગતું.

સાધ્વી જનનીના શિક્ષણના પરિણામે બંને બાળકો કેવાં કેળવાયાં છે તે જુઓ. એક દહાડો વિરજા કેટલાંક આડોશી પાડોશીનાં છોકરાંઓ ભેગી રમત રમતી હતી; એમાં દોડતાં દોડતાં વિરજાની ઝડફટથી તેના જેવડી ઉમ્મરનું એક બાળક પડી ગયું. બાળકને પડી જવાથી વાગ્યું અને તેથી તે રડી ઉઠયું. વિરજાએ પણ તેની સાથે રડવાનું શરૂ કર્યું; તેમનું રડવું સાંભળી હેમવતી ઘરમાંથી બહાર દોડી આવી અને પડી ગયેલા બાળકને ખોળામાં ઉંચકી લઈ તેના મુખપર સ્નેહથી ચુંબન કર્યું. બાળક રડતું બંધ થઈ ગયું. પછી હેમવતીએ વિરજાને પૂછયું: "વિરજા! તું કેમ રડી?"

વિરજાએ ડૂસકાં ભરતાં જવાબ આપ્યો: "બા! મેં બિપિનને પાડી નાખ્યો, એને બહુ વાગ્યું છે. બિપિન! ભાઈ! મેં તને જોયો નહોતો; મારા પર રીસ ના કરીશ."

હેમવતીએ હર્ષથી કન્યાને છાતી સરસી ચાંપી અને ચુંબન કરતી બોલી: "વિરજા! મોટી થાય ત્યારે પણ એવીજ સાચી અને કોમળ રહેજે."



# ૬—વિપત્તિમાં કસોટી.

જગદીશ્વરની લીલા અટપટી છે. કર્મની ગતિ ગહન છે. લોકો કહે છે કે, "ધર્મીને ત્યાં ધાડ ને અધર્મીને લાડ"; પણ ઉંડી સમજણને અભાવેજ એમ કહેવામાં આવે છે. જુદી જુદી જાતનાં ઝાડ જુદે જુદે કાળે ફળ આપે છે. એક ઝાડ વાવ્યા પછી એક વરસમાંજ ફળે છે, તો બીજી જાતનું ઝાડ દશ વરસે ફળ આપી શકે છે. કર્મફળનું પણ એમજ છે. કેટલાંક કર્મનું ફળ તરતજ મળી જાય છે, તો કેટલાંક કર્મનો પરિપાક થઈ તેનું ફળ વરસો પછી થાય છે; અને કેટલાંક કર્મ એવાં હોય છે કે તે બીજા જન્મ સોરાંજ પાકીને ફળ આપે છે. માણસ ગમે તેટલો સમજુ અને સદ્ગુણી થાય, પણ પૂર્વે અણસમજુ-પણામાં કાંઇપણ બીજાને દુઃખ થાય તેવું અથવા અયોગ્ય કાર્ય થયું હોય છે તેનું ફળ તેને જ્યારે તે કર્મ પાકે ત્યારે ભોગવવું જ પડે છે. ફેર એટલોજ કે સમજદાર માણસો પોતાની સમજણના બળને લીધે કર્મના તે ફળને પણ નાશવંત સમજે છે અને તે ભોગવ્યેજ છુટકો માનીને ધીરજથી ભોગવે છે, તથા તેવા વખતમાં ગમે તેવી આપત્તિ આવે તોપણ પોતાના સદ્ગુણને અને ધર્મને ચૂકતા નથી. દુઃખનો તે સમય વહી જતાં આવાં મનુષ્યો પછી જગતમાં સુખી અને માનપાત્ર બને છે.

જગતમાં સુખ કે દુઃખ કોઇને સદાયે એક સરખું રહેતું નથી. દેમવતી પણ વધારે દહાડા સુખમાં રહી શકી નહિ. તેના આ અલ્પ સ્વલ્પ આનંદના સમયે પૂર્વ જન્મના કોઈ કર્મના

કારણથી એક અણુચિંતવી વિપત્તિ આવી પડી.

વસન્તકાળમાં એક દહાડો સાંજે પુત્ર કન્યાની જોડે હેમવતી તેના પોતાના બનાવેલા નાનકડા બગીચામાં ફરતી હતી. હેમવતી પુત્ર કન્યાની સંગે કોઈ ઝાડને પાણી સીંચે છે, કોઈ છોડના મૂળપાસે ઉગેલા નકામા તૃણ–ઘાસ ઉખેડી લે છે, કોઇના મૂળમાં મટોડું પૂરે છે, કોઇ વૃક્ષ પરથી પાકાં ફળ ઉતારી લે છે, કોઇનાં સુકાં ડાળ ડાંખળાં ભાગી નાખે છે, તો વળી કોઈવાર નિષ્ફળ જણાતા કોઇ છોડને સમૂળાં ઉખેડી નાખે છે. જગત બધું શાન્તિમય છે. કિન્તુ હેમવતીના અંતરમાં આજ એટલી શાંતિ નથી. દશ બાર દિવસ પર રામબાબુનો એક પત્ર આવ્યો હતો; તેમાં લખ્યું હતું કે " મને તાવ આવે છે. " ત્યાર પછી અત્યાર સુધીમાં કંઇજ સમાચાર આવ્યા નથી, તેથી પતિપરાયણ હેમવતીના અંતરમાં બહુજ ચિંતા થાય છે. ચિંતે છે કે કદાચ એમની માંદગી વધી હશે, નહિ તો આરોગ્યસમાચાર કેમ ના લખી મોકલે ? હેમવતીનું શરીર બગીચાનું કામ કર્યે જાય છે, પણ તેનું મન તો પતિદેવની ચિંતામાંજ વ્યગ્ર બન્યું છે. મનની અસ્વસ્થ દશાને લઇને તેનાથી ભૂલમાં ને ભૂલમાં કોઈવાર ઘાસ કચરો ઉપાડવા જતાં રોપોજ ખેંચી કઢાય છે, તો કોઇવાર ફળ તોડવા જતાં ફૂલ ચુંટાઇ જાય છે. પ્રત્યેક પળે કોઇ ભયંકર વિપત્તિની આશંકાથી તેનાં મનઃપ્રાણ જાણે દબાતાં જાય છે.

શૂન્ય ચિત્તે હેમવતી ચારે દિશામાં દૃષ્ટિ ફેંકે છે; એવામાં એની નજરે આવે રસ્તા પર ચાર ભોઇઓ એક પાલખી લઇને તેના મકાન ભણી આવતા જણાયા. પાલખી જોઇને

હેમવતી ચમકી ઉઠી. તે ગુપચુપ અનિમિષ નેત્રે પાલખી તરફ તાકી રહી. ભોઇઓ છેક પાસે આવી પહોંચતાં તે જોઇ શકી કે પાલખીની પૂઠે તેના સ્વામીનો નોકર ધસમસ ચાલ્યો આવે છે. તે જોતાંજ હેમવતીનું હૃદય થડકી ઉઠયું ! શું કરે અને શું કહે ? કંઈ પણ ગમ ન પડવાથી હેમવતી વ્યાકુલ ચિત્તે જ્યાંની ત્યાં ખડી થઈ રહી.

જોતજોતાંમાં તો ભોઇઓ પાલખી લઈને ઘરની અંદર પેઠા. નોકરે હાક મારી " બા, આમ આવજો."

હેમવતી ધસી આવીને જુએ છે તો તેનો સ્વામી લેવાયેલે શરીરે લગભગ અચેત અવસ્થામાં પાલખીની અંદર પોઢેલો છે. હેમવતીથી હવે ઉભા રહી શકાયું નહિ; એકદમ ઢગલો થઈને તે નીચે બેસી ગઈ. તેનું સર્વ શરીર કંપવા લાગ્યું, સર્વાંગે એને શીત છૂટયા. નોકરે દીલાસો આપતાં કહ્યું: " મા ! ચિંતા કરવા જેવું કંઈજ નથી, પથારી જલદી પાથરો."

રોતાં રોતાં હેમવતીએ પથારી પાથરી તૈયાર કરી; એટલે નોકરે લઇ રામબાબુને ઉંચકી પથારીમાં સુવાડ્યા.

રામબાબુની મંદગી ભારે છે એમ જોઇને હેમવતીએ વૈદ્યને તેડું મોકલ્યું.

પાસેના ગામના એક સાધારણ દેશી વૈદ્યને હાથે રામબાબુની દવા થવા લાગી.

પત્નીની જીવતોડ સારવારથી રામબાબુની જીંદગી તો બચી ગઇ, પણ શરીરના પ્રધાન અંગ જે બે નેત્રો તે બંને જતાં રહ્યાં.

સાધ્વી હેમવતીના દુઃખની સીમા રહી નહિ. સ્વામીની નેત્ર ચિકિત્સા માટે એણે અનેકાનેક પ્રયત્ન કર્યા. લોચબાકું,

લુગડાં–ઘરેણાં વગેરે વેચી સાટીને એક વરસ પર્યંત કલકત્તાના કુશળ ડૉકટર પાસે સ્વામીનાં નેત્રોના ઉપચાર કરાવ્યા. કેટલાંએ દેવદેવીઓની બાધા આખડીઓ રાખી, પરંતુ કોઈ પણ રીતે ફાયદો થયો નહિ.

હાય! ધર્મનો પુરસ્કાર શું આવોજ! દયામયી હેમવતીના અન્નદાનનું ફળ શું સ્વામીનું અંધત્વ? અમને ડર લાગે છે કે પતિપ્રાણા હેમવતી પણ રડી રડીને આંધળી થઈ જશે કે શું? પરંતુ કર્મના કાયદા વિષે અમે આ પ્રકરણની શરૂમાંજ કેટલોક ખુલાસો આપેલો હોવાથી આશા છે કે સમજુ પાઠકો આવા ઉંધા વિચારે નહિજ ચડે.

## ૭–વિપદ્માં ધૈર્ય.

રામબાબુનો સુખી સંસાર દુઃખમાં ફેરવાઇ ગયો. જાતે અંધ, એક ઠેકાણેથી બીજે ઠેકાણે જવાય નહિ. તેનું પૂર્વ સંચિત જે કંઈક ધન હતું તે છેલ્લા દુર્ભિક્ષમાં સઘળું ખરચાઈ જવા ઉપરાંત માથે કંઈક દેવું છે. તે પછી જે કંઇ થોડું ઘણું બચાવ્યું હતું તે પણ વૈદ ડૉકટરમાં વપરાઈ ગયું છે. જમીન જાગીર થોડી ઘણી હતી તે દેવા પેટે શાહુકારને ત્યાં સાનમાં મૂકાઈ ગઇ છે અર્થાત્ કે રામબાબુની અવસ્થા અત્યારે બીલકુલ લાચાર બની ગઈ છે. જેણે અઢળક અન્નદાન કરી સેંકડો લોકના જીવ બચાવ્યા છે, તેને આજ અન્નના વાખા પડે છે! તથાપિ રાજાપુરવાસી ખેડુતો કંઇ નગુણા નહોતા. તેઓ

પોતાની અન્નપૂર્ણા માતા હેમવતીને પોતાથી બનતી સઘળી સહાય કરવામાં ત્રુટિ રાખતા નથી. પ્રયોજન વખતે સઘળાં હેમવતીને દ્રવ્યાદિથી સહાય કરે છે, તેથી કરી રામબાબુના બાળક બાળકીને અન્નનું કષ્ટ પડતું નથી; હરકોઇ પ્રકારે બે ટંક આહારની વ્યવસ્થા થઈ રહે છે. જેણે એકવાર છૂટે હાથે દાન કર્યું છે, તેજ આજ ભીખારી! સમયનાં પરિવર્તન સમજવાં કાઠેણુ છે. સમય! તારી પણ બલિહારી છે!

પણ આ પ્રમાણે તે કેટલા દહાડા ચાલે? પારકાં તે કેટલો વખત સહાય કર્યા કરે? કુટુંબ પણ કંઇ નાનું સુનું નહોતું. બે છોકરાં, વૃદ્ધ ફોઇબા, પોતે બે જણ અને એક નોકર એમ છ જણ રોજ ખાનારાં; એટલે પછી વખત જતાં કષ્ટ પડવા લાગ્યું. એક દિવસ હેમવતીએ સ્વામી સાથે મસલત કરીને નોકર રામધનને બોલાવીને કહ્યું: "રામધન! તું હવે અહીંઆં રહીને શા સારૂ કષ્ટ વેઠે છે? પગાર વગેરે મળવાની તો આશા છે નહિ, બે ટંક પેટપૂર ખાવાનું મળવાના પણ સાંસા છે. તું હવે બીજે કંઇ ખોળી લે ભાઈ!"

રામધન બહુ જૂનો નોકર હતો. હેમવતીપર તેનો માતા કરતાં અદકો ભાવ હતો. હરિદાસ અને વિરજાને તે સહોદર ભાંડુના કરતાં અધિક વ્હાલો હતો. હેમવતીની વાત સાંભળીને તે બોલ્યો: "બા! મેં તમારૂં ઘણું લુણ ખાધું છે. ચાકરની રીતે હું તમારે ત્યાં રહેતો નથી, પણ મારે પોતાને ઘેર માની આગળ રહેતો હોઉં તેમ એક પુત્ર મિશાલ રહું છું. તમારા આવા સમયમાં જો હું તમને ત્યજી જાઉં, તો પછી મારા ધર્મને લાંછન ન લાગે? તમારૂં હાટ બજારનું કામ અને

હરિદાસ વિરજાને સંભાળવાનું કામ શેઠ બાબુની આવી અવસ્થામાં તો મારે જરૂર જ બજાવવું જોઇએ. બા, મારે હવે કશાની જરૂર નથી. તમારી જેવલે તે મારી, પણ હું તો મા ! કયાંય પણ જનાર નથી. મને પગારની ગરજ નથી. ”

રામધનનો જવાબ સાંભળી હેમવતી ગળગળી થઇ ગઇ અને કંઇ પણ બોલી શકી નહિ.

હેમવતી ભાગ્યવાન પિતાની પુત્રી અને ભાગ્યવાન પતિની પત્ની હતી. તંગી કે દુ:ખ તેણે કદાપિ જાણ્યાં નહોતાં; તથાપિ તે કદીયે વિલાસપ્રિય થઈ કે મહેનતથી કંટાળી આળસુ બની બેસતી નહિ. સ્થિતિ સારી હતી ત્યારે પણ ઘરનું સઘળું કામકાજ તે પોતાને હાથેજ કરતી. કામ કરવાના આવા મહાવરાને લઇને તેના શરીરમાં સામર્થ્ય પણ સારૂં હતું; એટલે અત્યારે ખરાબ હાલતમાં આવી પડતાં તે મહેનતથી કંટાળતી નથી. તે સારી પેઠે સમજે છે કે તેના અંધ સ્વામી, વૃદ્ધ ફોઇ સાસુ, બે બચ્ચાંઓ વગેરે સઘળાંના પોષણનો ભાર તેનાજ શિરપર છે. વિપદ્ વેળા અધીર બની હાય અફસોસ કરવાં એ તેને પરવડે તેમ નથી. ઘરમાં એને કામ પણ પુષ્કળ અને વિવિધ છે. અંધ પતિની સેવા બરદાસ કરવાની હોય છે, તેને સ્નાન ભોજન કરાવવાનું હોય છે, જરૂર પડયે હાથ ઝાલીને એક ઠેકાણેથી બીજે ઠેકાણે તેમને લઇ જવા લાવવા પડે છે; વૃદ્ધ શારદા ઠાકુરાણી પણ હવે સાવ અપંગ જેવાં થઈ ગયાં છે, તેમની પણ યથોચિત બરદાસ રાખવી પડે છે; બાળક સંતાનોના લાલન પાલન પ્રતિ પણ ધ્યાન આપવાનું હોય છે; તેમજ ઘરમાં જોઈતી કરતી ચીજની ચિંતા પણ એનેજ કરવાની હોય છે.

આજકાલ વળી એક બીજું કારણ એની અશાન્તિનું ઉભું થયું છે. શારદા ઠાકુરાણી પહેલાં તો બહુ હેતાળ માણસ હતાં, હેમવતીને તેઓ પેટની દીકરી પેઠે ચ્હાતાં હતાં; પણ અતિ બુઢ્ઢાપાને લઈને તેમજ તરેહવાર માનસિક વેદનાને લીધે તેમનો સ્વભાવ હવે અત્યંત ચીડીયો થઇ ગયો છે. તેમની સેવા બરદાસમાં જરાયે ભૂલ કે ઢીલ થતાં તેઓ કંઇનું કંઇ સંભળાવી નાખે છે. હેમવતી નીચે મસ્તકે એ સઘળું ચુપચુપ સહન કરી લે છે. શારદા ઠાકુરાણીના આવી જાતના કઠોર વ્યવહારથી કાયર થઇ જઇને એક દહાડો રામબાબુએ કહ્યું: “ બાફેઈ! તમારૂં આવી રીતનું વર્તન કેવળ ગેરવ્યાજબી છે. જુઓ તો છો કે ઘરમાં એ બિચારી એકલીનેજ માથે બધો ભાર છે, તેમાં વળી આવી જાતનું દુઃખ તે એ શી રીતે સહે? કંઇક જરા વિચાર કરીને બોલતાં જાઓ તો સારૂં.” પતિમુખથી આમ સાંભળી હેમવતીએ સ્વામીને કરગરતાં કહ્યું: “ ફોઇમાને એ પ્રમાણે કંઇ કહેશો નહિ. ઘડપણની અવસ્થાજ એવી છે; એમાં એમનો શો દોષ ? ”

સમસ્ત કામકાજથી પરવારતાં હેમવતીને જે થોડી ઘણી ફુરસદ મળતી તેમાં તે ગુંથવા ભરવાનું કામ કરતી અને તેમાંથી કંઇક મેળવતી. બગીચામાં થતાં શાક ભાજીમાંથી ખપ પૂરતાં ઘરમાં રાખી બાકીનાં રામધનદ્વારા બજારમાં વેચાવી તેના પૈસાવડે તેલ, મીઠું વગેરેનો ખર્ચ કાઢતી. આ બધી કડાકૂટને અંતે પણ તેના મનમાં ગ્લાનિ કે વિષાદની છાયા સરખી જણાતી નહિ. “ **અવસ્થા જોઇને વ્યવસ્થા** ” કરવાનો મહામંત્ર એણે બરાબર આચારમાં મૂકયો હતો.

એક દિવસે હેમવતી ઘરના સઘળા કામકાજથી પરવારી

રાત્રે મોજાં ગુંથતી બેઠી છે, રાત બે પહોર વહી ગઇ છે; એવામાં કોઈ કારણથી શારદા ઠાકુરાણીની આંખ ઉઘડી ગઈ. ઠાકુરાણીએ દીઠું કે આટલી મોડી રાત્રે પણ હેમવતી સૂતી નથી! તે જોઇ ઠાકુરાણી બોલ્યાં: "વહુ! બેટા! હજી પણ તું સૂતી નથી?! આમ. કરીશ તો કેટલા દહાડા જીવાશે?"

હેમઃ—તો શું કરૂં મા! ઘરમાં તેલ, મીઠું થઇ રહ્યાં છે. આજ મોજાંની જોડ તૈયાર થાય તો કાલે પૈસા હાથમાં આવે.

શારદાઃ—આહ્! કર્પીણુ વિધાતા! જેના અન્નથી સેંકડો લોકોની પ્રાણરક્ષા થઇ છે, તેનીજ કને આજ તેલ–મીઠાને વાસ્તે પૈસો ન મળે! વહુ! તે દહાડે પેલા કચેરીના કામદારે તમારૂં કષ્ટ જોઇને પૈસા મોકલાવી આપ્યા હતા તે લીધા હોત તો કેવું સારૂં! આવે વખતે તે વળી માન અભિમાન કેવાં?

હેમઃ—મેં માન કે અંભિમાનના કારણે એ મદદ સ્વીકારી નહિ એવું કંઇ નથી. કામદાર બાબુ આપણાં દુઃખની દાઝ જાણીને મદદ કરે છે એવો મારા મનમાં વિશ્વાસ ન બેઠો. એ લોકની એવી પ્રકૃતિ નથી હોતી. જુઓને! હરણદાસની દીકરી બિચારી માલિનીને એવી રીતે મહીમહીંથી પૈસાટકા ને લુગડાંલત્તાંની મદદ મોકલી આપીને આખરે એ હતભાગિનીનું સર્વનાશ કરી નાખ્યું! ગરીબ બિચારો હરણદાસ પણ જાતથી માર્યો ગયો! મા! સ્ત્રીજાતિનો ધર્મ કાચના જેવો છે. એક ટકોરો લાગતાંમાં તડ લઇને તૂટી જાય. ભૂખથી મરણ નીપજે તો બહેતર, પણ કુટિલ જનની સહાય તો નજ સ્વીકારવી. માણસ પાસે કંઇ પણ ન રહે તો ભલે, પણ ધર્મરૂપી ધન તો

તેણે પ્રાણ આપીને પણ બચાવવુંજ જોઇએ. દિનાનાથ પ્રભુ ઉપરજ મારો સર્વ ભરોસો છે.

શારદા:—કોણ જાણે મા! ધર્મ બર્મમાં મને તો કંઇજ સમજણ નથી પડતી. કલજુગમાં ધર્મકર્મ જેવું કંઈજ રહ્યું નથી! વિધાતાને મુઇને વિચારજ કયાં છે? જો એને ધર્મ કર્મનો વિચાર હોત, તો પછી તારે આવડું બધું કષ્ટ ભોગવવાનું હોય ખરૂં? પૂળો મૂકો ધર્મના નામ પર! આગ ઉઠો એ વિધાતાના કપાળમાં!

હેમ:—એમાં વિધાતાનો દોષ નથી મા! મારા અદૃષ્ટનોજ દોષ છે. પૂર્વજન્મમાં કોણ જાણે શુંયે મહાપાપ કર્યું હશે, તેનું ફળ અત્યારે ભોગવવુ પડે છે. જગતમાં મા! કોઇએ સદાકાળ સુખી હોઇ શકતું નથી. હું તે શી વિસાતમાં! સીતા, સાવિત્રી, દમયંતી જેવી રાજપુત્રીઓ અને દેવકન્યાઓ, કે જેમનાં નામસ્મરણથી પણ પાપ છૂટી જાય છે; તેવીઓને પણ કેટકેટલાં કષ્ટ ભોગવવાં પડયાં હતાં? વિપત્તિથીજ મનુષ્યની ખરી પરીક્ષા થાય છે. જે મનુષ્ય વિપત્તિમાં પણ ધર્મનો ત્યાગ નથી કરતો તેજ ખરો મનુષ્ય છે, તેજ ઈશ્વરની કૃપા સંપાદન કરી શકે છે અને તેજ પ્રભુનો લાડીલો બને છે. જે સોનું અગ્નિમાં તપીને શુદ્ધ થયેલું હોય છે તેજ ખરૂં સોનું છે, લોકો તેનોજ આદરસત્કાર કરે છે.

વાતો કરતાં શારદા ઠાકુરાણી ઉંઘી ગયાં અને રાત ઘણી વીતેલી જોઇને હેમવતી પણ શયન કરી ગઇ.

આ પ્રમાણે દુ:ખે કષ્ટે દહાડા જવા લાગ્યા. હેમવતીના દુ:ખના દહાડા હજીયે પુરા થયા નહિ. રામબાબુની અવસ્થા

દિનપ્રતિદિન વધારે શોચનીય બનતી ચાલી. પંડે અંધ, ઘરની આવી દુર્દશા, પ્રાણપ્રિય પત્ની હેમવતીને આવડું અસીમ દુઃખ, પ્રાણાધિક પુત્રકન્યાને પણ કષ્ટ, એ બધી ચિંતામાં ને ચિંતામાં રામબાબુનું શરીર કેવળ હાડપિંજર બની ગયું.

પુત્ર હરિદાસની ઉમ્મર પણ ધીમે ધીમે મોટી થવા આવી. હેમવતીએ પંડેજ પુત્ર કન્યાને અભ્યાસ કરાવી થોડું થોડું લખતાં વાંચતાં શીખવ્યું; પણ વધારે શિક્ષણને માટે કાંઇપણ ગોઠવણ કરવાની જરૂર હતી.

## ૯–સંકટમાં પણ સાધુ જનોની સાધુતા અટલ રહે છે.

રાજાપુરનું ગામડું નાનું હોવા છતાં તેનું સૃષ્ટિસૌંદર્ય ઘણું મનોહર હોવાથી દૂર દૂરથી કેટલાક મોટા લોકો તેની શોભા નિરખવા અહીં આવતા હતા. તે મુજબ કલકત્તાનો એક શ્રીમંત યુવક વસંત ઋતુમાં રાજાપુર તરફ ફરવા નીકળી આવ્યો. દૈવની દુર્ઘટનાથી રાજાપુરમાં આવતાંજ તે ભયંકર વિશૂચિકા રોગથી (કૉલેરાથી) પટકાઇ પડ્યો. સંગમાં એક માત્ર નોકર જ હતો, તે આ રોગ ચેપી છે એમ જાણી તુરતજ પલાયન કરી ગયો. એક તો પરદેશ, તેમાં વળી કોઇ માણસ પાસે ન મળે, તેથી યુવકે બિચારાએ ગામમાં અનેકને ઘેર જઇ દીનભાવે આશ્રય માટે યાચના કરી; પરંતુ એક તો કૉલેરાના રોગ અને વળી

અભણ ખેડુતોના વહેમ! તેથી કોઇએ પણ એ લાચાર ગૃહસ્થને આશ્રય આપ્યો નહિ. રોગની દારૂણ વેદનાથી યુવક ક્રમે ક્રમે અશક્ત થઇ પડ્યો. તેનામાં હાલવાચાલવાની શક્તિ રહી નહિ. જીંદગીથી નિરાશ બનીને નિરાધાર સ્થિતિમાં રસ્તાપર પડ્યો પડ્યો તે મૃત્યુની વાટ જોવા લાગ્યો. રસ્તે થઇને જે કોઈ જતું તે તેની આગળ થઇને ન જતાં ફુંટાઇને જતું. અસહ્ય તરસથી પીડાતો યુવક રસ્તે જનારાઓ કને જળ માટે કાલાવાલા કરવા લાગ્યો. તેનું કષ્ટ જોઇ તથા દીનવાણી સાંભળીને અનેક જણના મનમાં દયાનો સંચાર થયો ખરો, પણ તેની નજદીક જઈને થોડુંક પાણી આપી આવવાની કોઇની છાતી ચાલી નહિ. **પોતાના ધન અને જીવનની મમતા હોય છે ત્યાં સુધી બીજાઓને સાચી સહાય નથીજ કરી શકાતી.**

જે રસ્તાપર મરણદશામાં પડયો પડયો એ ગૃહસ્થ યુવક અસહ્ય યંત્રણાથી તરફડતો હતો, તેજ રસ્તે થઈને કેટલીક સ્ત્રીઓ પાણી ભરવા નીકળી. હેમવતી પણ તેમાં હતી. હેમવતી ચાલતી હતી, પણ તેનું મન તો ચિંતાથી વ્યાકુળજ હતું. હરિદાસને એક પંડયા પાસે ગામની શાળામાં મૂકેલો, પણ એક ઓળખીતા બ્રાહ્મણ પાસે કરગરીને તેને ઉપવિત કરાવ્યું ત્યારે પણ પંડયાજીને જમણ કે દક્ષિણા કશું મળી શક્યું નહિ; એટલે પંડયાએ હરિદાસને નિશાળમાંથી કાઢી મૂક્યો હતો. "હવે તેના વિદ્યાભ્યાસનું કેમ થશે? છોકરો હમ્મેશને માટે મૂર્ખ રહી જશે, જીંદગીભર એને દુઃખી થવું પડશે." એવા એવા વિચારોને લીધે હેમવતીનું ચિત્ત બીજી કશી વાતમાં લાગતું નહતું. એવે વખતે સાથમાંની એક સ્ત્રી બોલી

ઉઠી: "મોટી બ્હેન ! એ રસ્તે જવાય તેમ નથી. જુઓ, ત્યાં તો પેલો કૉલેરાના રોગથી મરવા પડેલો છે. ચાલો આપણે બીજે રસ્તે થઈને જઈએ."

આથી હેમવતીના વિચારમાં ખલેલ પડી. જૂએ છે તો થોડે દૂર ભોંયપર એક યુવક તરફડતો પડયો છે અને તે અતિશય ક્ષીણ સ્વરે બબડે છે કે, "ટીપું પાણી કોઇ પાઓ, મા ! મને બચાવો, મા !"

કરૂણામયીનો કરૂણાસિંધુ ઉલટી આવ્યો. વ્યાકુલચિત્તે તે પાણીનો ઘડો ભરી લાવી અને રોગીના મુખમાં રેડવા દોડી. સાથવાળીઓ નાખુશી બતાવતી કહેવા લાગી કે, "બાઈ ! હાથે કરીને તે મોત શીદ માગો છો ? કૉલેરાના રોગીને તે વળી કોઈ અડકે ખરૂં ?" હેમવતીએ જવાબ આપ્યો: "મનુષ્ય જો આવી અવસ્થામાં પણ મનુષ્યનો પરિત્યાગ કરે, તો પછી તેનું મનુષ્યત્વ કયાં રહ્યું ? આહા ! બિચારાને કેટલું કષ્ટ થતું હશે ?"

રોગી યુવકે તેની જીંદગીમાં આવાં મધુર સ્નેહમય વાકયો કદિએ સાંભળ્યાં નહોતાં. હેમવતીનાં વચનોથી તેના અસહ્ય રોગની વેદના જાણે અડધી ઓછી થઈ ગઈ; મનના ઉભરાથી તે રડતો રડતો બોલ્યો: " મા ! તમે કોણ છો ? મને બીજું થોડુંક પાણી પાઓ મા !"

હેમવતીએ ફરીને રોગીના મુખમાં પાણી રેડયું. અસહ્ય તરસની પીડા દૂર થઇ જતાં યુવકમાં કંઇક હુશિયારી આવી. હેમવતી તેના મુખપર પોતાના પાલવવડે પવન નાખતી નાખતી વાત્સલ્યપૂર્ણ મધુર કંઠે બોલી: " ભાઇ ! તમે બીલકુલ અશકત થઈ ગયા છો; હું બાઇ માણસ કેવી રીતે મારે ઘેર તેડી જાઉં ?"

યુવકે ધાર્યા કરતાં વધારે સબળ કંઠે જવાબ આપ્યો: “ મા ! પાણી પીવાથી મારામાં થોડુંક ચાલવા જેટલી શક્તિ આવી છે; પણ હું હવે ક્યાંય જવા માગતો નથી. હું જે રોગથી ઝલાયો છું તેમાંથી બચું તેમ નથી. મારે મરવાનું તો છે જ, તો પછી શા સારૂ હું કોઇને ઘેર જઇને તેને પણ મારા સંસર્ગથી જોખમમાં નાખું ? મા ! આપ ગમે તે હો, છતાં એટલું તો જોઉં છું કે આપ સાક્ષાત્ દેવી છો ! પોતાના પ્રાણની પરવા ન કરતાં બીજાને સહાય કરે એવાં માણુસ આ જગતમાં કોઈકજ હોય છે. હું આપને ઘેર નહિ આવું. મારે લીધે આપના ઘરનાં માણસોનું અને આપનું અમંગળ થવાનો સંભવ છે. તમે પોતે પણ મા ! હવે વધારે વખત મારી પાસે ન બેસો. એક ઘડામાં મારે વાસ્તે થોડુંક પાણી રાખીને આપ ઘેર પધારો. ”

રોગીના મુખેથી આવાં નિરાશાપૂર્ણ વાક્યો સાંભળી હેમવતીની આંખોમાંથી અળખળ આંસુ વહેવા લાગ્યાં. અતિકરૂણ સ્વરે તે બોલી: “ મારૂં અમંગળ થશે એવા તુચ્છ ભયથી એક નિરાધાર રોગીને તેની જીવન્ત દશામાં જ હું મૃત્યુના મુખમાં નાખી જાઉં ? પ્રભુ મને એવી કુમતિ કદિ ન આપે ! મારા પેટના સંતાનનેજ જો આવો રોગ થાય, તો શું હું એનો ત્યાગ કરૂં ? તો પછી જેની સંભાળ લેનાર કોઈજ નથી, તેની જો હું સંભાળ–સારવાર ન કરૂં તો મારા સ્નેહ–મમતાદિ ગુણો શા કામના ? મહાશય ! પ્રભુની ઈચ્છા નહિ હોય તો મારૂં કંઈજ અમંગળ થનાર નથી, અને જો તેની એવી મરજી જ હશે તો પછી મારી ગમે તેટલી નામરજી છતાં પણ તે

થયા વગર રહેનાર નથી. મારાથી આપને આવી નિરાધાર હાલતમાં રસ્તાપર રહેવા દઇને જવાશે નહિ. આપ મારી ખાંધનો ટેકો લઇને ધીરે ધીરે ચાલો. જો કે હું એક અપરિચિત સ્ત્રી માણસ છું તથાપિ અત્યારે લજ્જા કે ભય ધરવાનો સમય નથી."

તથાપિ યુવકે જવાની વાત સ્વીકારી નહિ અને કહ્યું: "આપ સ્ત્રી માણસ છો. આપ મને ઘેર લઈ જાઓ, પણ આપના ઘરનાં બીજાં માણસો મને આવા રોગમાં સપડાયેલો જાણતાંજ દુ:ખી થશે અને આપને પણ તેથી મારે લીધે દુ:ખી થવું પડશે."

હેમ:—તેને માટે આપ બેફિકર રહો. હું જેની દાસી છું તે સજ્જન, પારકાંના જીવનરક્ષણ કાજે પોતાની જીંદગીનો ભોગ આપતાં પણ પાછી પાની કરે તેવા નથી.

એમ કહીને હેમવતીએ દરદી યુવકના હાથ પકડી તેને ઉઠાડ્યો; એટલે પછી દુર્બળ બની ગયેલો એ રોગી મુસાફર હેમવતીના ખભે ટેકો દઇ ધીમે ધીમે ચાલવા લાગ્યો. રસ્તામાં તેનાથી હેમવતીના અંગપર ઉલટી થઈ ગઈ; પણ હેમવતીએ તેથી જરાયે નારાજ ન થતાં અકુંઠિત ચિત્તે તે પોતાને હાથે સાફ કરી નાખી.

થોડીજ વારમાં હેમવતીએ તે રોગી મુસાફરને ઘરમાં લાવી બિછાના પર સૂવાડયો અને તત્કાળ નોકર રામધનને વૈદને તેડવા મોકલી દીધો. વૈદને આવતાં જેટલી વાર લાગી તેટલામાં તો હેમવતી પોતે જે કંઇ ઉપચાર જાણતી હતી તે અજમાવવા મંડી પડી. વૈદ મહાશય આવ્યા ખરા, પણ રોગીને સ્પર્શ કરવાની મરજી દેખાડી નહિ; કારણ કે એમને એમાં ખાસ

લાભ થવાની કંઇજ આશા નહોતી. દરિદ્ર રમણી હેમવતી એને યોગ્ય બદલો આપી શકે તેમ નથી, તો પછી નિરર્થક શા માટે આવા ભયંકર રોગીને વૈદ મહાશય સ્પર્શ કરે ? પરંતુ રોગી પોતે શ્રીમંત હતો. તેણે ખપપૂરતું જે દ્રવ્ય આણેલું હતું તે બધુંજ તેણે હેમવતીને સોંપી દીધું. હેમવતીએ તે લઇને તેમાંથી યોગ્ય રકમ વૈદ મહાશય આગળ ધરી દીધી; એટલે લાગલાજ વૈદબાવાએ બડા આદર સાથે રોગીની ચિકિત્સાનો ભાર માથે લીધો. તેમણે નાના પ્રકારનાં ઓસડો અજમાવવા માંડયાં, પણ ઉલટો વખત જતાં રોગ વધતો જણાયો. દિવસ આથમી ગયો અને રાત્રિ પડી; રોગીની સ્થિતિ ધીરે ધીરે વધારે મંદ થતી ચાલી.

ગંભીર રજનીમાં હેમવતી એકલી મૃત્યુમુખમાં સપડાયેલા અતિથિની પથારી પાસે બેસી ચુપચાપ આંસુ સારી રહી છે. જાણે કેમ મૃત્યુમુખમાં પડેલા પુત્રની પડખે સ્નેહાળ માતા શંકાથી વ્યાકુળ થતી બેઠી હોય! જાણે સાક્ષાત્ કરૂણાદેવી ! પ્રત્યેક પળે કૃતાન્ત કાળ ધીરે ધીરે પગલે કરી રોગીની પાસે આવતો જાય છે; જાણે કેમ સાધ્વી હેમવતીના ડરથી બ્હીને તે ધીરે પગલે ગુપચુપ આવતો હોય ! કલાકે કલાકે હેમવતી રોગીને ઓસડ પાય છે અને વિચારે છે:—“ આહા ! આ યુવકની જનની કેવી ભાગ્યહીન ! એ અભાગિની જ્યારે સાંભળશે કે તેનો આશાનો ભંડાર, તેના સર્વ સ્વરૂપ એનો વહાલો બેટો પરદેશમાં બંધુ–બાંધવ–હીન દશામાં કૃતાંત કાળનો કોળીઓ થઈ ગયો છે, ત્યારે તે બિચારીનું અંતર કેવું ભેદાઇ જશે ? તેના હેતાળ હૈયા ઉપર કેવો ઘા લાગશે ? તેના આવડા આદરના ધનને–તેના સોનાના ચાંદને વિના સારવારે અને વિના ઉપ-

ચારે પરદેશમાં પ્રાણ ત્યાગવા પડયા છે, એનો જ્યારે એને ખ્યાલ આવશે ત્યારે તે બિચારીના પ્રાણ કેમ કરી ટકશે? આ યુવકના મનમાં પણ અત્યારે કેવું થતું હશે? એને મા છે, ભાઈ છે, સગાં વહાલાં છે, ધન ઐશ્વર્ય છે; એ બધું હોવા છતાં એ બિચારાને આવી રીતે અંતરિયાળ મુસાફરી દરમ્યાન નિરાધાર સ્થિતિમાં પ્રાણ ત્યાગ કરતાં કેટલું કષ્ટ થતું હશે! **હે દીનબંધો! હે જગદીશ્વર! એને બદલે મારા પોતાના જીવનને લઈ લઈને પણ તું આ યુવકની પ્રાણરક્ષા કરી શકે તેમ નથી શું?"**

હેમવતીની આ સાચા દિલની પ્રાર્થના જગદીશ્વરે ખરેખર સાંભળી! સહસા રોગીને ચેતન આવ્યું અને તેણે આંખો ખોલીને ક્ષીણ કંઠે "મા! જળ" કહી પાણી માગ્યું.

હેમવતીને આથી કંઇક હિંમત આવી અને તરતજ તેણે યુવકના મુખમાં પાણી રેડયું તથા ફરી એકવાર દવા પણ પાઈ. ત્યારપછી રોગીની સ્થિતિ ધીરે ધીરે સુધરતી ચાલી. સવારે વૈદ મહાશયે આવી નાડી જોઈને કહ્યું: "હવે દરદીના જાનને કોઇ જાતનું જોખમ નથી."

પોતાના આવરદાના બળથી હો અથવા તો સાધ્વી હેમવતીના પુણ્ય, બળથી હો પણ યુવક આ ભીષણ રોગમાંથી—રે! સાક્ષાત્ મૃત્યુમુખમાંથી બચી જવા પામ્યો. હેમવતીના આનંદનો આથી પાર રહ્યો નહિ. જેણે જીંદગીના જોખમે પારકાંને બચાવ્યાં હોય તેનાથીજ આ આનંદનું રહસ્ય યથાર્થ સમજી શકાય!

હેમવતીની કૃપાથી જે યુવકના પ્રાણ બચ્યા, તે યુવકનું

નામ ગિરિજાનાથ બંદોપાધ્યાય હતું. તે કલકત્તાના એક ધનવાનનો પુત્ર હોઇ બહુ સમજુ અને સંસ્કારી માણસ હતો. સાધ્વી બ્રાહ્મણ–પત્નીની આવી અયાચિત દયાથીજ તે મૃત્યુના મુખમાંથી ઉગરી શક્યો, એ વિચારથી તેણે આંતરિક ભક્તિ અને કૃતજ્ઞતાપૂર્વક પોતાની જાતને હેમવતીનાં ચરણોમાં સમર્પી દીધી. પોતાને તે હેમવતીનો ખરીદેલો દાસ લેખવા લાગ્યો. મનમાં ને મનમાં તે વિચારે છે કે, " ખરેખર ! તે સાક્ષાત્ દેવીજ છે. નહિ તો મનુષ્યના હૃદયમાં તે વળી આટલી બધી દયા ક્યાંથી સંભવે ? એના પુણ્યબળથકીજ મારી જીંદગી બચી છે, નહિ તો વળી એ ભીષણ રોગમાંથી અને તે પણ રોગ છેલ્લે પાટલે ગયા પછી તે વળી કોઇ બચી શકે ? પણ હવે કયી રીતે હું આ કદિ ન ફેડી શકાય તેવા ઋણમાંથી થોડોઘણો પણ છૂટી શકું ? એ સાવ દરિદ્રાવસ્થામાં હોઇ અત્યંત કષ્ટ ભોગવે છે; સ્વામી અંધ છે, પુત્ર–કન્યા બંને નાદાન છે, જગદીશ્વરે આવી સુશીલ દયામૂર્તિને આવી દુરાવસ્થામાં રાખી છે, એ શું તેનું ડહાપણ કહેવાય ? "

રફ્તે રફ્તે ગિરિજાબાબુ જાણી શક્યો કે પુત્રના વિદ્યાભ્યાસ સંબંધી હેમવતીના દીલમાં બહુ ખટકે છે. ગિરિજાબાબુએ મનમાં ને મનમાં વિચારી લીધું કે, " આ તકનો લાભ લઈ હું મારી જીવનદાત્રીના અનહદ ઉપકારનો કંઇક બદલો વાળી શકું ખરો " એમ વિચારીને હેમવતીને એણે કહ્યું: " મા ! મારી એક ખાસ ઇચ્છા છે કે હરિદાસને હું મારી સંગાથે લઇ જાઉં. મારે ઘેર રહીને વિદ્યાભ્યાસ કરવામાં એને કંઈજ તકલીફ નહિ પડે."

પુત્રના શિક્ષણની ખરી જરૂર હતી, તેવામાં જ એને આવો સુંદર સુયોગ પ્રાપ્ત થયો; પરંતુ હેમવતીએ વિચાર્યું કે, " મેં આ અપરિચિત યુવકને મંદવાડના સમયમાં આશ્રય આપ્યો એ તો મારો ધર્મ હતો. એમાં મેં વિશેષ કંઈજ કર્યું નથી, છતાં આ યુવક એને ઉપકાર થયેલો માની હરિદાસના શિક્ષણનો મોટો બોજો ઉપાડી લેવાને તૈયાર થયો છે. એક સામાન્ય ઉપકારનો આવો મોટો બદલો સ્વીકારવો એ શું ઉચિત કહેવાય ? દુર્દશામાં આવી પડતાં દ્વારે દ્વારે ભટકી ભીખ માગવામાં દોષ નથી, પણ ઉપકૃત જન પાસેથી ઉપકારનો બદલો લેવો એ તો ઉચિત નજ હોઈ શકે " એવા એવા વિચારો મનમાં ઘોળાયા કરવાથી હેમવતી કંઇજ ઉત્તર વાળી શકી નહિ.

તેને શાંત બેઠેલી જોઇને ગિરિજાબાબુ બોલ્યો: "આપનાથી એમાં જરાયે વાંધો લઈ શકાશે નહિ. આપની 'હા ના' એમાં હું જરાયે નહિ ચાલવા દઉં. મને પોતાને આપનો પુત્રજ સમજજો. જેવો હરિદાસ, તેવોજ આપને હું છું. મારે બીજો કોઇ સહોદર ભાઈ નથી, તેથી હરિદાસને મારી સાથે લઇ જઈ ભ્રાતૃ-સ્નેહ માટેની મારી તરસ હું છીપાવીશ. પ્રભુ-દયાથી મને કોઈ વાતની કમી નથી. હરિદાસને હું ખૂબ ભણાવીશ. આપ એના વિષે કોઇ જાતની ચિંતા ના કરશો. આપ જ્યારે પણ બોલાવશો ત્યારે હું તરતજ એને આપની કને મળવા સારૂ લઇ આવીશ."

સુખ દુ:ખની ભેગી લાગણીથી હેમવતીની આંખમાં ઝળઝળીયાં આવ્યાં. સુખ એ કે તેના હરિદાસના વિદ્યાભ્યાસની સારી ગોઠવણ થશે, અને દુ:ખ એ કે તેના પ્રાણાધિક પુત્રને

પારકે ઘેર કાઢવો પડશે. પાલવથી આંખો લુછતી હેમવતી બોલી: “ભાઈ ! ઈશ્વિરે મારા અદષ્ટમાં જે દુઃખ લખેલું છે, તે હું કેવળ આ બાળક–બાળકીનાં મુખ જોઈનેજ સહી શકું છું. જગતમાં હવે મને બીજા કશાય સુખની લાલસા નથી. જગદીશ્વરની પાસે હાથ જોડીને હું માત્ર એટલુંજ માગું છું કે મારો આ અજ્ઞાન બાળક મનુષ્ય થાય. મારાથી એનું પુરૂં પોષણ પણ થઇ શકતું નથી. આપની કૃપાથી મારો આ અનાથ બાળક જો મનુષ્ય થઇ શકે તો મારા ઉપર આપનો મોટામાં મોટો ઉપકાર થાય.”

ગિરિજાબાબુએ નમ્રતાપૂર્વક જવાબ આપ્યો: “એક ભાઇ ભાઇને મ્હાય તથા તેને ભણાવે ગણાવે એ શું ઉપકાર કર્યો કહેવાય, મા ? હું તો મારૂં સદ્ભાગ્ય સમજું છું કે હું આ પરદેશમાં આવીને માંદો પડયો, કે જેથી મને આપના જેવી હેતાળ માતા અને હરિદાસ જેવા ભાઈનો લાભ થયો. ઈશ્વરની પાસે હું પ્રાર્થના કરૂં છું કે આ જીવનપર્યંત હું આપની ચરણસેવા કરી શકું. મારી ખાલની મોજડીઓ આપના પગે પહેરાવું તોય આપના ઉપકારનો જરા સરખો બદલો વળે તેમ નથી.”

બીજે દહાડે હેમવતીએ સ્વામીની અનુમતિ મેળવી હરિદાસને ગિરિજાબાબુના હાથમાં સોંપી દીધો. ચુપચુપ આંસુ સારતાં સારતાં સ્નેહમયી જનેતાએ પ્રાણાધિક બાલ પુત્રને દૂર દેશે વિદાય કર્યો. તેના મનમાં આવ્યું કે ગિરિજાબાબુ માણસ તો બહુ ભલા ને સુવિચારશીલ છે; પરંતુ એ મરદ માણસ છોકરાંના લાલન પાલનની વાત શું સમજે ? એમના ઘરનાં બીજાં માણસો કદાચ છોકરાને કનડગત કરશે તો ? આવી આવી અનેક

ચિંતાઓ હેમવતીના ચિત્તને વિહ્વલ કરવા લાગી. અંતે ન રહેવાયું ત્યારે સજળ નયને હાથ ઉંચા કરીને તેણે જગદંબાની પ્રાર્થના કરી કે, " મા મંગળદાયિની! મા દયામયી! આજે આ દુઃખિણીનું જીવનસર્વસ્વ–હૃદય-રત્ન તારાં ચરણોમાં સોંપ્યું છે. કંગાલ જાણી કૃપાદષ્ટિ કરજે મા ! "

જનનીનો સ્નેહસાગર ઉછળી આવ્યો; આંખોમાંથી અનર્ગળ અશ્રુધારા વહેવા લાગી. એવે સમયે એક પાડોશણ બાઇએ આવી કહ્યું: " હવે રડે શું વળે, મા ? મેં તો તેજ વખતે કહ્યું હતું કે આટલા નાદાન છોકરાને પારકે ઘેર ના મોકલો, પણ કોણ જાણે તમારૂં હૈયું કઇ જાતનું છે ? "

આંખો લુછતાં લુછતાં હેમવતીએ જવાબ આપ્યો: " ત્યારે શું કરૂં મા ? સ્નેહવશ થઇને અભણદશામાંજ એને હું ઘેર રાખી મૂકું તો પરિણામ શું થાય ? આમ કરતાંયે મારો દીકરો ભણી ગણીને હુશિયાર થઇ આવશે તો હું મારાં બધાંય વીતક વિસરી જઇશ. સ્નેહવશ થઇને જે માબાપો સંતાનને મૂર્ખ રાખે છે, તે માબાપો સંતાનનાં પરમ શત્રુજ સમજવાં ! મેં તો મારે માતા જગદીશ્વરીને શરણ એને મૂકયો છે; માજીની મરજી હશે તેમ થશે. "

કલકત્તે સુખરૂપ પહોંચ્યાના હરિદાસ તથા ગિરિજાબાબુના હાથના કાગળ આવ્યા. હેમવતીને એથી કંઇક સંતોષ વળ્યો.

હરિદાસ કલકત્તે રહી સુખપૂર્વક વિદ્યાભ્યાસ કરે છે. અઠવાડિયે અઠવાડિયે માતાપર કાગળ લખી મોકલે છે. દરેક કાગળમાં તે લખી જણાવે છે કે, " ગિરિજાબાબુ મારાપર સહોદર કરતાં પણ વધારે પ્યાર રાખે છે. ગિરિજાબાબુની માતુશ્રી

પણ સદા જનેતા જેવો સ્નેહ રાખે છે. ગિરિજાબાબુને કમળા નામની બે વર્ષની એક બેન છે, તે મને બહુજ હળી ગઈ છે.”
અર્થાત્ કે હેમવતીને હરિદાસના સંબંધમાં વિશેષ ચિંતા કરવાનું કારણ હવે રહ્યું નથી. તેની મુખ્ય ચિંતા હવે સ્વામીની અંધતા વિષે હતી; એ બાબતમાં એણે અનેક ચિંતાઓ કરી છે તથા અનેક આંસુઓ વહેવડાવ્યાં છે. સમયના વહેવા સાથે સર્વ દુ:ખ હલકાં થાય છે, તે મુજબ હેમવતીની આ ચિંતા પણ કંઇક હલકી પડી છે.

હેમવતીને ઘરસંસાર ચલાવવામાં પણ આજકાલ ઝાઝું કષ્ટ પડતું નથી. પરિવાર પહેલાંના કરતાં કમી થઇ ગયો છે. હરિદાસ ઘેર નથી, શારદા ઠાકુરાણી સ્વધામ સીધાવી ગયાં છે. રામધન પણ માંદો પડવાથી ના કહેવા છતાં કાલાવાલા કરીને દેશમાં ચાલ્યો ગયો છે. ઘરમાં હવે ફક્ત પતિ-પત્ની અને બાળકન્યા વિરજા એટલાંજ છે. કૃતજ્ઞ ખેડુતો હજી પણ હેમવતીને યથેષ્ટ સહાય કરે છે. ગુંથવા ભરવાનું કામ કરીને પણ હેમવતી દર માસે બે ત્રણ રૂપિયા પેદા કરે છે, એટલે જાડું પાતળું ખાઇ પી તથા આછું પાતળું ઓઢી પહેરી તે પોતાનો સંસાર સુખ-સરળતાથી ચલાવી શકે છે.

ગિરિજાબાબુએ એક બેવાર મદદરૂપે કેટલીક રકમ હેમવતીને મોકલી આપી હતી. હેમવતીએ તે ઉપરથી તેને લખી દીધું કે, “આપની મોકલેલી દ્રવ્ય-સહાય મળી છે, પરમ સંતોષ થયો; પણ હવેથી આવી રીતે મોકલતા નહિ.”

આમ કરતાં ત્રણ વર્ષ ચાલ્યાં ગયાં. હરિદાસના વિદ્યાભ્યાસની ક્રમેક્રમે ઉન્નતિ થતી જોઇને માતાના અંતરનું દુ:ખ કેટ-

લુંક દૂર થયું; પણ ઘરબારની સ્થિતિ દિવસે દિવસે શોચનીય થતી ચાલી. સાત આઠ વરસ સુધી કંઇ સમારકામ ન થઇ શકયાથી અગાશીનું ધાબું, મેડી વગેરે છેકજ પડી ગયાં છે. ભીંતોના પણ ઠેકાણે ઠેકાણે દાંતા ખરી ગયા છે. કોઈ ઠેકાણે બેચાર ઇંટો ખસી ગઈ છે, તો કોઇ ઠેકાણે દરવાજો ભાંગી પડયો છે. આવી દુર્દશા ઘરની થઈ ગઇ છે અને પાંચ સાત વરસ બીજાં જો એમજ ચાલ્યા કરે તો તો પછી રામબાબુને માથું મૂકવાનું પણ સ્થાન ન રહે. રામબાબુને આ બધી દુર્દશા પોતાની આંખે દેખાતી નથી. હેમવતી પણ ઘરસંસારની આવી સ્થિતિ તેને જણાવી તેની માનસિક વેદનામાં વધારો કરતી નથી; પણ રામબાબુ બધું સમજે છે અને માનસિક યાતના ન ખમાતાં રોજ મૃત્યુની ઇચ્છા કરે છે. મૃત્યુ પણ જાણે એની વિનતિ કાને ધરી એને લેવા ધીરે ધીરે પાસે આવતું જાય છે. એમનું શરીર છેકજ દુર્બળ થઈ ગયું છે.

આ સિવાય બીજી પણ એક ચિંતા હેમવતીને હતી. કાળે કરીને વિરજા ઉમ્મરમાં આવી છે, કોઇ સત્પાત્રને જોઇ એને વરાવવી જોઇએ; પણ રામબાબુ જેવા કુલીન બ્રાહ્મણની કન્યાને વરાવવા પાછળ તો મોટો ગાંસડો જોઈએ ! તેણે અનેકવાર વિચાર્યું હતું કે ગિરિજાબાબુની મારફત કોઈ સત્પાત્ર મળી આવશે; કિન્તુ અદ્યાપિ પર્યંત એણે એ બાબતમાં ગિરિજાબાબુ આગળ વાત કાઢી નહોતી.

સર્વ કોઇ કહે છે કે રાત્રિ પછી દિવસ અને દુ:ખ પછી સુખ; પણ શું એ ખરૂં છે ? સાધ્વી હેમવતીની દુ:ખી દશા તો ઉલટી દિવસે દિવસે વધારે ગાઢ થતી જાય છે. દેશમાં ફરીને

દુકાળ પડયો છે. આખા બંગાળામાં માત્ર આઠ આનીજ અનાજ પાકયું છે.

નિર્ધન હેમવતીને ફરી પાછા વાખા પડવા માંડયા. રાજાપુરના ખેડુતોને આ વખત માત્ર ચારજ આની ફ્રાસલ થઇ છે, તેટલામાં તેમને પોતપોતાના પરિવારનું પોષણ કરવાનુંજ કઠણ થઇ પડયું છે; તો પછી એ બિચારા હેમવતીને સહાય કરે કેવી રીતે? જનોઇયો વણીને તથા ગુંથણ–સીવણ કરીને હેમવતી જે કંઇ મેળવે છે, તેટલાથી હવે નભતું નથી. કુળ–વધુથી ભિક્ષા તો મંગાય નહિ! વળી અધૂરામાં પૂરી કલકત્તેથી પણ એવી ખબર આવી છે કે ગિરિજાબાબુ ત્રણ ચારેક માસથી કઠણ રોગથી પીડાતા પથારીવશ છે; તેથી એવે વખતે તેની આગળ પોતાના દુઃખ–કષ્ટની વાત લખી મોકલવાનું હેમવતીને ઠીક લાગ્યું નહિ. હરિદાસને પણ એણે આ બાબતમાં કંઇજ ન લખતાં, પોતે સ્વામી અને કન્યાના ભરણ પોષણ માટે જીવતોડ પરિશ્રમ કરવા લાગી. હેમવતીના દિવસો લગભગ ભૂખમાં અને ઉજાગરામાંજ પસાર થતા હતા; છતાં અત્યાર લગી સ્વામી અને કન્યાને કોઇ પણ દહાડો ઉપવાસી રહેવું પડયું નહોતું. હવે તેવો વખત પણ આવ્યો. ઘરમાં હવે મૂઠી પણ અનાજ નથી. પાડપાડોશી કનેથી ઉછી ઉધાર પણ હવે મળે તેમ નથી. બિચારો એક ભલો પાડોશી એક પપૈયો અને એક મૂળો પોતાનાં છોકરાંઓનાં મોંમાંથી કાઢીને વિરજાને આપી ગયો છે. તેના વડે વિરજાની ભૂખનું કંઇક અંશે નિવારણ થયું છે.

આખો દહાડો તો જેમ તેમ કરતાં ચાલ્યો ગયો; પણ રાત ખૂટી ખૂટતી નથી. દુઃખની રાતો પણ લાંબી હોય છે.

ભૂખની પીડામાં ફડફડતી વિરજા ઉંઘી ગઇ છે. રાત્રિના ત્રીજા પહોરનો સમય છે. દુર્ભાગ્ય દંપતીને હજી નિદ્રા આવી નથી. રામબાણુ ગુપચુપ પ્રશાન્ત ભાવે બેઠેલા છે, પડખેજ હેમવતી ગુપચુપ આંસુ વહેવડાવી રહી છે. ઘરમાં દીવો પણ નથી. ભાંગેલી બારી વાટે ચંદ્રનાં કિરણુ ઘરમાં આવે છે, તેની મદદથી હેમવતી સ્વામીના ભૂખથી ચીમળાઇ ગયેલા સ્થિર મુખમંડલનું નિરીક્ષણુ કરે છે અને કાળની પાસે મોતની ભિક્ષા માગે છે. જઠરાગ્નિની જ્વાળાથી પુત્રીનું મુખ પણુ ઝાંખું અને શુષ્ક થઇ રહ્યું છે ! અંધ અશક્ત સ્વામી અનાહારથી જીર્ણ શીર્ણ બની ગયો છે! અહા ! મોત! કેમ હજી પણુ તને આ અભાગિનીની યાદ નથી આવતી ?

આમને આમ રાત જેમ તેમ પુરી થઇ. ઉષાના મંદ મનોહર પ્રકાશથી પૂર્વ દિશા ઝગઝગવા લાગી. માળામાંથી નીકળી ઝાડની ડાળો અને ઘરની અટારીઓ પર બેસી પક્ષિગણોએ કલરવ કરવા માંડયો. પ્રભાતકાળનો ઠંડો પવન મંદ મંદ વાવા લાગ્યો. હેમવતીને ચેતન આવ્યું; ધીરે ધીરે ઉઠીને બેઠી થઇ. તેના મુખમંડળપર અવનવો ભાવ પ્રકાશવા લાગ્યો; મુખ પર શોક—ક્લેશની ગંભીર છાયા હવે નથી રહી; જાણે કેમ સહસા આશાનો પ્રદીપ પ્રકટયો ના હોય ! મંદ સ્વરે હેમવતી બોલી: " નાથ ! હવે કશીજ ચિંતા નથી. આપણા આ દહાડા હવે નહિ રહે. પાછલી રાત્રે ઉંઘનું ઝોકું આવ્યા પછી મેં એક સ્વપ્ન દીઠું; તેમાં જાણે કોઇ દેવપુરૂષે મને કહ્યું કે 'બચ્ચા' અધીરી થા નહિ, એ દહાડા હવે નહિ રહે. "

બોલતાં બોલતાંમાં તો હેમવતીના ક્ષીણુ શરીરમાં જાણે

અપૂર્વ બળનો સંચાર થઇ ગયો. તે વિલક્ષણ ભાવપૂર્વક કોઈ સશક્ત માણસની પેઠે ઝડપથી ઘરની બહાર નીકળી; એટલામાં જ સામેથી એક પાડોશી બે મૂઠી ચોખા લઇ આવી પહોંચ્યો. તે જોઇને હેમવતીને કંઇક ધૈર્ય આવ્યું. ઝટપટ એ બે મૂઠી ચોખા રાંધી કાઢી હેમવતીએ સ્વામી તથા કન્યાની ભૂખનું કેટલેક અંશે નિવારણ કર્યું.

## ૧૦—દુઃખ પણ સદાય ટકતુ નથી.

સ્વામી તથા કન્યાને આહાર કરાવી હેમવતી બહાર એકાન્તમાં બેઠી બેઠી પોતાના અદૃષ્ટપર વિચાર કરી રહી છે. જઠરમાં અવિરામ ક્ષુધાગ્નિ ભભૂકે છે; એવે સમયે ટપાલવાળાએ આવી કહ્યું: “ બાબુના નામનો મનીઓર્ડર છે. ”

સંતુષ્ટ હૃદયે હેમવતી ટપાલવાળાને લઈ ઘરમાં આવી. ટપાલીએ એક પત્ર તથા એક સો રૂપિયા બહાર કાઢ્યા. સ્વામીના નામની સહી કરી આપી હેમવતીએ રૂપિયા ગણી લીધા. પત્ર ફોડીને વાંચતાં જણાયું કે હરિદાસે રાષ્ટ્રીય મહાવિદ્યાલયની પરીક્ષામાં ઇનામ મેળવી આ સો રૂપિયા મોકલાવી આપ્યા છે અને દર મહિને બીજા પણ વીસ વીસ રૂપિયા મળતા રહેશે.

આનંદાવેશથી હેમવતીનું હૃદય ઉછળવા લાગ્યું. અનાહારથી પ્રાણ હોઠે આવેલા, તેવે વખતે સો રૂપિયાની પ્રાપ્તિ અને તે વળી પ્રિયતમ પુત્રે પરીક્ષામાં મેળવેલા ઇનામના !

એ આનંદનું માપ કોણ કાઢી શકે ? મનવડે પ્રભુનો આભાર માનતાં માનતાં હેમવતીની આંખોમાં આંસુ આવી ગયાં. હરિદાસની પણ એજ દશા થઈ.

“ એજ ઘડીએ બહાર એક ભિક્ષુ આવીને “ ભિક્ષા દે મૈયા ! ” કહી ઉભો. હેમવતી શી ભિક્ષા આપે ? ઘરમાં ચપટી પણ અનાજ નથી. હરિદાસના ઇનામના રૂપિયામાંથી સૌ પહેલાં ભિક્ષુકનેજ દાન આપું, એમ વિચારી એક રૂપિયો હાથમાં લઈ હેમવતી બારણાપર આવી ઉભી. બારણાં આગળ આવતાંજ હેમવતી ચમકી. જોયું તો લાંબી જટાજુટવાળો, આખે દીલે ભસ્મ ચોળેલો, ભગવાં વસ્ત્ર પહેરેલો એક પ્રશાંતમૂર્તિ સંન્યાસી બહાર ઉભો છે. હેમવતીને લાગ્યું કે ગઇ રાત્રે પોતે એજ મૂર્તિને સ્વપ્નામાં દીઠી હતી. ભક્તિપૂર્ણ ચિત્તે સંન્યાસીના પગો આગળ રૂપિયો મૂકી હેમવતીએ પ્રણામ કર્યા. સંન્યાસીએ મધુર કંઠે કહ્યું: “ આ શું મા ? અમે અન્નનીજ ભિક્ષાના અધિકારી. રૂપિયાનું અમારે કામ નહિ. ”

દીનભાવે હેમવતી બોલી: “ અભાગણીના ઘરમાં મૂઠી ચોખા પણ નથી. ”

સંન્યાસી: “એ શું મા ! તું અભાગણી ! જે મૂઠી અન્ન ઇચ્છતા ભિક્ષુકને એક રૂપિયાનું દાન કરી શકે તે જો અભાગણી કહેવાય તો પછી ભાગ્યવતી કોણ ? માં ! આ શું ? તારાં નયનોમાં આંસુની ધારા ! શા દુઃખે રડે છે મૈયા ? ”

હેમવતીએ પોતાનું દુઃખ ટુંકમાં સંન્યાસીને કહી સંભળાવ્યું. તે સાંભળી લઇ સંન્યાસી બોલ્યો: “ તારા સ્વામીને એકવાર મને બતાવીશ ? નેત્રરોગનો ઉપચાર હું કંઇક જાણું છું. ”

અત્યંત આદરપૂર્વક સન્યાસીને લઇ હેમવતી ઘરમાં આવી. સંન્યાસીએ રામબાળુની આંખો તપાસી કહ્યું: "પરમાત્માની કૃપાથી આ રોગ સારો થઇ શકશે."

પછી સંન્યાસીએ એક સુકું મૂળીયું હેમવતીના હાથમાં આપતાં કહ્યું: "દરરોજ આને મધની સંગાથે ઘસીને આંખોએ તથા તાળવે લેપ કરજો. એક અઠવાડિયાની અંદરજ ફેર પડેલો જણાશે, પણ એક પખવાડીયા સુધી ઉપચાર ચાલુ રાખવો" આમ કહી સંન્યાસીએ ચાલ્યા જવાની વૃત્તિ દર્શાવી. હેમવતીએ સંન્યાસીનો ગદ્‌ગદ્‌ કંઠે ઉપકાર માની પ્રાર્થના કરી કે થોડા વખતમાં ભોજન તૈયાર થઇ જશે, માટે ત્યાંસુધી થોભવા કૃપા કરો; પણ સંન્યાસીએ કહ્યું: "ગાય દોવાય તે કરતાં વધુ વખત ખોટી થવાનો અમારો ધર્મ નથી." હેમવતીએ કહ્યું: "અમો રંક જનો ઉપર આટલો ઉપકાર કરનારની કંઇ પણ સેવા કરી શકીએ, એટલું પણ હજી અમારા નશીબમાં નથી ?" આમ કહેતાં કહેતાંમાં હેમવતીનું હૈયું ભરાઇ આવ્યું અને આંખોમાંથી ચોધાર આંસુ વહેવા લાગ્યાં.

સંન્યાસીએ કહ્યું: "મૈયા ! દિલગીર ન થાઓ. તમારૂં નશીબ હવે ઉઘડી ચૂક્યું છે. પૂર્વના કોઇ પાપને લઇને તમારે માટે વિધવાપણું સરજાયેલું હતું; પણ તમો દંપતીનાં અત્યંત પરોપકારી પુણ્યકર્મોથી શૂળીનો ઘા સોયે સરી ગયો છે; અને એજ પુણ્યના યોગે પ્રભુએ મને નિમિત્ત બનાવીને આ ઔષધી તમને પહોંચાડી છે. આવા નિમિત્ત રૂપે મારી જાતને વાપરીને તે પ્રભુએ મારાપર પણ મોટી દયાજ કરી છે. તમારે પણ કરૂણાનિધિનોજ આભાર માનવાનો છે અને તેની વધારે ને

વધારે કૃપા મેળવીને તેના પરમપદની પ્રાપ્તિ કરવાને સારૂ દીન દુઃખી મનુષ્યોરૂપી તેનાં સંતાનોને પોતાનાં નાનાં ભાઇ-બહેન સમજીને તેમની સેવા કરવાની છે; તથા પ્રભુનેજ પોતાનું સર્વસ્વ માનીને તેને પરાયણ થયેલા પ્રભુના જનોને પોતાના વડીલ બંધુઓ સમજીને અત્યંત નમ્રભાવે તેમની પણ સેવા કરવાની છે. આ પ્રમાણે કરવાથી તમારૂં શ્રેય અને પ્રેય બન્ને ઉત્તમ પ્રકારે પ્રભુકૃપાથી સિદ્ધ થશે" આમ કહીને તે સંન્યાસી ચાલી નીકળ્યા.

ઉપલો પ્રસંગ સ્વપ્નની પેઠે વહી ગયો અને સંન્યાસીને વેશે સાક્ષાત્ પ્રભુજ આવી ગયા હોય એમ પતિપત્નીને લાગ્યું.

સંન્યાસીના જવા પછી તરતજ હેમવતીએ મધ આણી સ્વામીનાં અંગે એ ઔષધ ચોપડયું. સંન્યાસીના આપેલા ઔષધથી અણધાર્યું ફળ ફળ્યું. ત્રણ દિવસમાં તો રામબાણુની આંખો પ્રકાશનો અનુભવ કરવા લાગી. ચોથે દહાડે તેઓ ઝાંખું ઝાંખું જોવા પામ્યા અને સાતમે દહાડે તો લોકોને ઓળખતા થયા.

સાત વરસે રામબાણુ સંસારને ફરી જોવા પામ્યા. સાત વરસે પ્રિયતમા હેમવતીનું મુખ નિહાળવા મળ્યું. હેમવતીનું હાસ્યમય મુખ દીર્ઘકાળનાં દુઃખ અને પરિતાપથી ચીમળાઇને સુકાઈ ગયું છે. હર્ષ-શોકની ભેગી લાગણીથી રામબાણુ બોલ્યા: "હેમ! આજ સાત વરસ પછી તારૂં મુખકમળ તો જોવા મળ્યું; પણ લાગે છે કે તેની એ પહેલાંની નિર્મળ કાન્તિ ફરીથી જોવા નહિ મળે! ફરીને તે એવું પ્રફુલ્લિત થશે કે કેમ તેની શંકાજ છે!"

આનંદાશ્રુ વરસાવતી હેમવતી બોલી: "ભગવાને હવે કૃપા

કરી છે. આપના અને મારા દુ:ખની રાત્રિ પૂર્ણ કરીને હવે આપણુને સુખનો દહાડો આપ્યો છે; એટલે હવે પાછો હસવાનો વારો પણ આવ્યો છેજ ! જય જગદીશ્વર ! ”

ઈશ્વરે હેમવતીનાં સઘળાંજ દુ:ખ દૂર કર્યાં. રામબાબુ પહેલાં જેવા દેખતા થયા. માનસિક કષ્ટની શાન્તિ થતાં તેમનું શરીર પણ ધીરે ધીરે સશક્ત થઇ આવ્યું. ફરીને તેઓ પોતાની નોકરીના સ્થળે જવા તૈયાર થયા. હેમવતીએ કહ્યું: “પારકાનું દાસત્વ કરવાનું હવે પ્રયોજન નથી; દેવે ઉંચું ભાળી જોયું છે, જાડું પાતળું ખાવાનું અને આછું પાતળું પહેરવાનું સરળ રીતે મળી રહે છે. ઘેર બેઠાં કાયિક પરિશ્રમથી જે કંઇ મળે તે સોનાનું, હવે દૂર દેશાવર જવાની અગત્ય નથી.” પણ રામબાબુએ તે વાત કાને ના ધરી. વિરજાના લગ્ન માટે ખર્ચ જોઈએ; ચાકરી ન કરે તો તે કયાંથી આવે ?

થોડા દહાડામાં એક કુલીન અને સુપાત્ર યુવકની જોડે વિરજાનાં લગ્ન થઇ ગયાં. હરિદાસનો વિદ્યાભ્યાસ પણ ક્રમે ક્રમે વધતો ચાલ્યો અને રાષ્ટ્રીય વિદ્યાપીઠની પરીક્ષામાં પણ તે માનસહિત પાસ થયો. તેની આવી અસામાન્ય યોગ્યતા જોઇને રાષ્ટ્રીય મહાવિદ્યાલયના અધ્યાપક તરીકે તેને નીમવામાં આવ્યો. જનક-જનનીના આનન્દનો પાર ન રહ્યો.

હવે તો જુદે જુદે સ્થળથી, સારા સારા શ્રીમંતોને ત્યાંનાં હરિદાસને માટે માગાં આવવા માંડયાં ! તેમાં એક સુપ્રતિષ્ઠિત જમીનદારે તો પોતાની એકની એક પુત્રીને રામબાબુની પુત્રવધૂ બનાવવા માટે સવિશેષ આગ્રહ કર્યો હતો. આ સંબંધથી આગળ જતાં અપુત્ર શ્વસુરની જમીનદારી પણ હરિદાસને

મળવાનો સંભવ હતો; અને ખરે ! આ સંબંધ સૌ કરતાં વધુ લાભપ્રદ હતો. સમાજમાં પણ એના યોગે સવિશેષ સન્માન થાય તેમ હતું અર્થાત્ રામબાબુની તો એ વાતમાં સોળે સોળ આના મરજી હતી ! હેમવતીને પણ ખાસ વાંધો નહતો, પણ "આવા મોટા લોકો સાથેના સંબંધમાં અવસ્થાના અસમાન-પણાને લઇને પોતાના સ્વમાનને ધોકો બેસે તો ? અથવા પિતાની ધનસંપત્તિના છાકમાં વહુ અધિક પ્રમાણમાં ગર્વિષ્ઠ અને વિલાસિની નીકળી તો ? ગમે તેમ પણ, હરિદાસના લગ્નની બાબતમાં ગિરિજાબાબુનો અભિપ્રાય અવશ્ય લેવાવો જોઇએ; હરિદાસના સકળ સૌભાગ્યનું આદિ કારણ એજ છે " એમ વિચારી હેમવતીએ એ વિષયમાં ગિરિજાબાબુને લખવાનું ઠરાવ્યું.

એવામાંજ ગિરિજાબાબુની માતાનો એક પત્ર હેમવતી પર આવ્યો. એમની વચ્ચે પરસ્પર પત્રવ્યવહાર તો આ પૂર્વે પણ યથાનિયમિત ચાલતોજ હતો; પણ આ પત્રમાં ગિરિજાબાબુની માતાએ લખ્યું કે, "બહેન ! બહુ દહાડા થયાં તમને એક વાત કહું કહું કરતાં મેં કહી નથી. મારા શરીરની અવસ્થા આવી છે, ઘડી પછી શું થશે તેનો ભરોંસો નહિ; તેથી મારા મનની વાત તમને અત્યારેજ કહી નાખવી ઉચિત ધારૂં છું."

"મારી કમળાને અત્યારે અગીયારમું વરસ જાય છે; તમારા હરિદાસને વીસમું. એ બંનેની વચ્ચે પરસ્પર જે સ્નેહ બાઝ્યો છે, તે જોઇને હું બહુ આનંદિત થાઉં છું. કમળાની ઉમ્મર બે વરસની હતી ત્યારથી તે અત્યાર સુધી હરિદાસ

વગર કમળાનું ભોજન નથી થતું કે હરિદાસ વગર સ્નાન નથી થતું. હરિદાસ પાસે હોયા વગર તેનો વિદ્યાભ્યાસ પણ થતો નથી. ભોગજોગે કોઈ વાંક સારૂ કમળાને અમે વઢીએ તો લાગલી હરિદાસ કને જઈ ફરિયાદ કરે છે. હરિદાસ જો કોઇ દહાડો એને ઉંચે સ્વરે કંઈ કહે છે, તો તે દહાડે એ ન્હાતી નથી કે ખાતી નથી. હરિદાસ આવીને જોર કરી ખોળામાં ન લે ત્યાં સુધી એની રીસ ઉતરતી નથી. હરિદાસ કોઇવાર તમારી પાસે આવ્યો હોય છે, ત્યારે રોજ દહાડામાં પાંચ છ વાર પૂછે કે, "હરિદાસ ક્યારે આવશે?" હરિદાસને પણ કમળા એક બે કલાક ન દેખાતાં ચેન પડતું નથી. અત્યારે તેઓ બંનેય મોટાં થયાં છે; છતાં પૂર્વના ભાવમાં જરા પણ ફેર પડયો નથી.

મારી તેથી ઘણા દિવસથી ઇચ્છા છે કે એ બંનેનો હાથેવાળો કરી આપી આંખોને ઠારૂં; પણ હવે હું વધારે વખત કાઢું તેમ નથી. બ્હેન! કમલા પર મારો અત્યંત પ્યાર છે, કમલા મારી આદરની વસ્તુ છે. એને એક વરસની લઇને હું ખુણે બેઠી હતી. મારૂં આવડું આદરનું ધન તમને સોંપી જવાની મારી ઇચ્છા છે. તમે પારકું ધન સંભાળવામાં બહુ ચતુર છો. મારો ગિરિજો તો તમારોજ છે, તો પછી કમળા તમારી જ શા માટે ન થાય? એમ રખે માનતા કે તમારા હરિદાસનાં લગ્ન થવાથી તેના અભ્યાસમાં કોઇ જાતની ઉણપ આવે! હરિદાસ જેવા છોકરાની કોઇ પણ રીતે અવનતિ થાય જ નહિ. બ્હેન! તમે ખરેખર! રત્ન-ગર્ભા છો. તમારા હરિદાસના જેવું રત્ન મેં આ રાજનગરમાં (કલકત્તામાં) બીજું દીઠું નથી."

"મારા ગિરિજાની આર્થિક અવસ્થા આજકાલ સારી નથી. કાબલી વેપારીઓ સામે મુકર્દમા લઢવામાં એને માથે કરજ થઇ ગયું છે અર્થાત્ કે તેથી કરી તમારા સ્વામી મારી કમલાને વધૂ તરીકે સ્વીકારવાની હા પાડશે કે કેમ તેની મને આશંકા રહે છે. અધિક શું લખું? તમારા સ્વામીની સાથે મસલત કરી યોગ્ય નિર્ણય મને સત્વર લખી જણાવશો. હરિદાસ, ગિરિજાનાથ વગેરે સૌ જણ સારાં છે."

પત્ર વાંચી હેમવતીએ સ્વામીને દેખાડયો. રામબાબુ પત્ર વાંચી થોડીવારે માથું ખંજવાળતા બોલ્યા: "હરિદાસને આવડી મોટી જમીનદારી મળવાના તાકડે આ એક ભારે ચિંતા ઉભી થઇ."

હેમવતી બોલી: "રાજત્વનો ત્યાગ કરીને પણ ગિરિજાનાથની બહેનનો સ્વીકાર કરવો ઉચિત છે. જે કન્યાનો ભાઇ ગિરિજાનાથ જેવો, તે કન્યા અવશ્ય સુશીલા હોય એમાં તો સંદેહજ નહિ. રત્નાલંકારથી મઢેલી મોટા ઘરની દીકરીને વહુ કરવાનો મને અભરખો નથી, મારે તો ગરીબ માબાપની પણ ગુણવતી કન્યા જોઇએ. વળી ગિરિજાબાબુ પણ સાવ ગરીબ ઓછાજ છે?"

રામબાબુએ કહ્યું: "શહેરની કન્યાને ગામડા ગામમાં ગરીબ ઘેર આવતાં ગોઠશે નહિ. તેની રીતભાત જૂદી, આપણી જૂદી."

હેમવતી બોલી:–"તેનો ભાર મારે માથે. છોકરી ગમે તેવી હશે, તેને હું બે દિવસમાંજ આપણા ઘર લાયક બનાવી શકીશ; પણ ગિરિજાબાબુની માતાને વૃદ્ધ અવસ્થામાં માનભંગ કરી શકાશે નહિ."

આખરે રામબાબુ સંમત થયા. હેમવતીએ ગિરિજાબાબુની

માતાને તે મુજબ જવાબ લખી વાળ્યો.

સુખની હકીકત ટૂંકમાંજ પતાવવી સારી. વાજતે ગાજતે હરિદાસ નવ વધૂ સાથે ઘેર આવ્યો. ઉમળકાથી હેમવતીએ વહુને ખોળામાં લઈ ચુંબન કરતાં પૂછયું: “ કહે જોઉં, હું તારી કોણ થાઉં ? ”

વહુએ શરમાઇ જઈ જવાબ ન આપ્યો. હેમવતીએ વારંવાર એનું એ પૂછયા કર્યું. છેવટે નિરૂપાય બની વહુ શરમની મારી મોઢું છૂપાવતી બોલી: “ મા. ”

હેમવતીએ કહ્યું: “ અને તું પણ મારી મા. ”

પડખામાં, આંખની પૂતળી જેવા પુત્રને કેડમાં ઘાલી વિરજા ઉભી હતી; તેના તરફ ફરી હેમવતી હસતી હસતી બોલી: “ તમારી બેઉની હું મા, તમે મારી બે માવડીઓ. ”

વિરજાએ કહ્યું: “ હજારો માતાઓ અમારી એક માવડીની તોલે નહિ આવે. ”

પ્રિય પાઠક! બસ, અમે પણ હવે પરમાનન્દપૂર્વક દયામૂર્તિ મા હેમવતીનાં ચરણોમાં પ્રણામ કરી તારી વિદાય લઈશું.





# सद्गुणी पुत्री.

(અનુવાદક: નર્મદાશંકર બાલાશંકર પંડ્યા.)

## ૧—બંધુસ્નેહ.

ભૈરવ નદીને કિનારે આવેલા વિશાળ પ્રદેશમાં એક ઠેકાણે રસાળ અને સુશોભિત ખેતરોની બાજુમાં લક્ષ્મીપુર નામનું એક સાધારણ ગામડું છે. ગામમાં બ્રાહ્મણ અને કાયસ્થની વસ્તી વિશેષ છે. ધોબી, હજામ તથા બીજી વર્ણનાં પણ એકાદ બે કુટુંબો છે. ગામમાં કોઇ ખાસ જાણીતો કે શ્રીમંત માણસ નથી. હવેલીઓ, બંગલા, બગીચા, તળાવ એવી મોટા લોકોની વિલાસિતાની અને સ્વાર્થપરાયણતાની નિશાનીઓ ત્યાં જોવામાં આવતી નથી. હમણાં હમણાંજ માત્ર એકાદ બે ઘર પતરાનાં છાપરાં અને ઈંટની ભીંતોવાળાં જોવામાં આવે છે. બાકી તો મોટેભાગે વાંસ અને ઘાસનાં બનાવેલાં ઝુપડાં જ છે. આમ-છતાં એકંદરે ગામનાં ઘણાંખરાં કુટુંબો સુખી અને સંતોષી છે. ખાવાને પેટપુરતું અન્ન અને પહેરવાને જાડાં પાતળાં લૂગડાંનો તેમને ટોટો નથી.

ગામ ઘણું જૂનું છે. ત્યાંના રહેવાસીઓ એજ ગામમાં ઘણા જૂના વખતથી રહેતા આવ્યા છે. ઘણા જૂના પીપળા અને જીર્ણદશામાં આવી પડેલાં મંદિરો ગામની પુરાતનતાની સાબીતિ આપે છે. દંતકથા પ્રમાણે એકવાર વિષ્ણુ ભગવાન લક્ષ્મીજીની સાથે મર્ત્ય લોકમાં આવીને આ ઠેકાણે રહ્યા હતા, તે ઉપરથી ગામનું નામ લક્ષ્મીપુર પડ્યું. ગામમાં એક સરકારી નિશાળ અને ટપાલ ઑફિસ પણ થઇ છે.

જેઠ મહિનાની સાંજે ગામના એક ક્ષુદ્ર ઝુંપડાના આંગણામાં એક બાર વર્ષની છોકરી બેઠી છે; તેની બાજુમાં તેનો પાંચ વર્ષનો નાનો ભાઈ રમત કરી રહ્યો છે. બાલિકા શરીરે સુંદર અને ગૈર વર્ણની છે. તેનાં નેત્રો તેજસ્વી, મુખ આનંદી અને સ્વભાવ સરળ છે. સાધારણ રીતે બાર વર્ષની બાલિકા જેટલી ચંચળ અને રમતીઆળ હોવી જોઇએ તેવી તે નથી. વયમાં બાલક છતાં પણ ગૃહિણીના જેવું શાણપણ અને ઠરેલ બુદ્ધિ તેની રીતભાતમાં દેખાઈ આવે છે. તેના નાનાભાઇમાં બાળપણની સ્વાભાવિક ચપળતા અને થનગનાટ હોવાને લીધે તે પોતાની બહેનના હાથમાંથી છૂટો થઇને ગમે તેમ દોડતો ફરે છે. બાલિકા તેને વારંવાર બોલાવી લઇ અનેક પ્રકારના મીઠા શબ્દો કહીને તેને પોતાની પાસે બેસાડે છે. કોઇ કોઇવાર મૂળાક્ષરની ચોપડી લઈને તેને "ક, ખ" બોલતાં શીખવે છે; પણ એકાદ બે અક્ષર વાંચીને રમતીઆળ છોકરો પાછો નાશી જવાની વૃત્તિ કરે છે. તેની બહેન તેને સમજાવે છે, "શ્યામ! ભાઇ! જરાક શીખ તો ખરો. તું ભણીશ નહિ તો પછી મોટો માણસ શી રીતે થઈશ?" શ્યામ હસતો હસતો

ચોપડી ફેંકી દે છે અને બહેનને કહે છે કે, “ મારે મોટો માણસ થવું જ નથી. મારે એવો થઇને શું કામ છે ? ”

ભોંયપર પડેલી ચોપડીને તે બાલિકા ઉપાડી લે છે અને ભાઇને પ્રેમથી કહે છે કે, “ ભાઇ ! તું મોટો થઇશ તો મોટું ઘર બંધાવીશ. સારાં સારાં કપડાં પહેરવા મળશે. ગરીબ દુઃખી માણસોનું ભલું કરી શકીશ. ભૂખે મરતાં દુઃખીયારાં માણસોને ખાવા પહેરવાનું આપી શકીશ. ”

શ્યામ એમાંનું કશું સમજ્યો નહિ. તેણે પૂછ્યું: “ પછી બીજું શું શું થશે ? ”

બાલિકા:—વળી એક રૂપાળી વહુ લાવીશ.

શ્યામ:—કેવડી મોટી વહુ ?

બાલિકા હસી પડી. ભાઇને ગાલે બચ્ચી કરીને જરાક મજાક કરવા બોલી: “ પેલા ઘોષ બાબુની દાદીમાના જેવડી. કેમ શ્યામ ! તને એવી વહુ ગમશેને ? ”

શ્યામ:—ના, એ તો બહુ ઘરડી ! મારે તો તારા જ જેવડી વહુ જોઇએ. ડોસી માએ તે દહાડે મને એવું જ કહ્યું હતું.

“ મૂર્ખા, અક્કલના દુશ્મન ” કહીને બાલિકાએ આડું જોયું. આ લાગ મળતાં જ ચંચળ શ્યામ નાઠો. આંગણામાં આથમતા સૂર્યના તડકામાં કેટલાંક રંગબેરંગી પતંગીયાં ઉડા ઉડ કરતાં હતાં, તે જોઇને તેણે જીદ લીધી કે “ બહેન, મને એક પતંગીયું પકડી આપ. ”

તેની બહેને તેને ઘણોએ સમજાવ્યો કે “ ભાઈ, પતંગીયું ન પકડાય. પકડીએ તો આપણને પાપ લાગે. વખતે હાથ પર મૂતરે તો હાથ પાકી ઉઠે. એ પતંગીયાં તો બહુ ઝેરી

હોય છે;" પણ રમતીયાળ શ્યામ એમાંનું કાંઈ સમજ્યો જ નહિ. તેણે તો બસ એક જ હઠ લીધી તે લીધી. "બસ, મને પતંગીયું પકડી આપ ને પકડી આપ. તે દહાડે પેલા ઘરવાળાં માસીએ પકડી આપ્યું હતું. બસ, મને પકડી આપવું જ પડશે. નહિ આપું કહીશ તે નહિ ચાલે" એમ કહીને રડતો ગયો અને ભોંયપર આળોટવા લાગ્યો.

ભાઈને છાનો રાખવા માટે બાલિકાએ પતંગીયું પકડવાનો ઢોંગ કર્યો અને પકડવાને બ્હાને ઓઢણીના છેડાવડે તેને ઉરાડી મૂકવા લાગી. એક નિરપરાધી પ્રાણીને પકડીને તેને વિના કારણ દુઃખ દેતાં તેનું દયાળુ હૃદય દૂભાતું હતું; તેથી એવી રીતે ઓઢણીની ઝાપટથી તેણે બધાં પતંગીયાંને ઉરાડી મૂક્યાં અને ભાઈને કહ્યું: " ભાઈ, મારાથી પકડાય નહિ તેને શું કરૂં ? એ તુંજ કહે."

ત્યારે શ્યામે બીજી જીદ લીધી. તેણે કહ્યું: " પતંગીયું ન આપે તો કેળું આપ. અભરાઇ ઉપર આટલાં બધાં પડયાં છે તેમાંથી મને એક ઉતારી આપ."

બાલિકાએ જરા ક્રોધ કરીને કહ્યું: "કેળાં વળી ક્યાંથી લાવું ? તારે તો બસ મનમાં આવ્યું તે જોઈએ. બહુ લાડકો થઈ ગયો છે !"

શ્યામે ફરી રડવા માંડયું અને ભોંય પર આળોટવા લાગ્યો. રડતો જાય અને આળોટીઆં ખાતો જાય. "બસ, મને કેળું આપ ! આપ ને આપ ! નહિ આપે તો તારી ચોપડી, સોય, દોરા બધું રસ્તામાં ફેંકી દઇશ."

બાલિકા વિમાસણમાં પડી. ઘરમાં કેળાં તો હતાંજ, પણ

શ્યામે હમણાંજ ખાધું હતું. ઉપરા ઉપરી ખાય તો માંદો પડે તેની તેને ફિકર હતી. તેણે ભાઇને ઘણોએ સમજાવ્યો અને પટાવ્યો કે "ભાઇ, હમણાં તો ધાણી ખાધી છે અને પાછો કેળું ખાય તો તું માંદો પડે." પણ શ્યામે તેની શીખામણ કાને ધરી નહિ. તે તો "બા" "બા" કહીને મોટે સાદે રડવા લાગ્યો.

ભાઇના મોંમાંથી "બા" "બા" શબ્દ સાંભળીને બાલિકાની આંખમાંથી અશ્રુધારા વહેવા લાગી. થોડાજ સમય પર દૈવકોપથી તેઓ બેઉ ભાઇ બ્હેન મા વગરનાં થઇ ગયાં હતાં. નમાયો ભાઇ તો "બા" "બા" કહીને રડતો હતો તે; સાંભળતાંજ માતાવિહોણી બાલિકાના હૃદયમાં દબાઇ રહેલો શોકાગ્નિ પ્રદીપ્ત થયો. તે આંસુ લૂછતી લૂછતી ઘરમાં ગઈ અને ભાઇને એક કેળું આપીને તેને તો રડતો છાનો રાખ્યો.

કેળું મળતાંજ શ્યામ રડતો રહી ગયો અને આનંદમાં આવી જઇને ગાવા લાગ્યો. એક કવિતા તેનો પિતા હંમેશાં ગાતો હતો; તે વારંવાર તેના કાનપર પડવાથી તેમાંની બે લીટી તેને યાદ રહી ગઈ હતી. તે લીટીઓ રાગ કહાડીને ગાવા લાગ્યો:—

"જઈ બેસીશું માને ખોળે, માડી મીઠો વાયુ ઢોળે."

નાના નમાયા ભાઇના મુખમાંથી આ કવિતા સાંભળીને શોકથી વિહ્વલ થયેલી બાલિકાને માના મરણનો શોક તાજો થયો. આંખમાંથી મોતીના દાણા જેવાં અશ્રુબિન્દુ ટપકવા લાગ્યાં. તેણે ગદ્ગદ્ સ્વરે ભાઈને કહ્યું: "શ્યામ! મારો ભાઈ નહિ? તું એ ગીત ન ગા."

પણ બાળકબુદ્ધિવાળો શ્યામ બ્હેનનો ભાવાર્થ શી રીતે

સમજી શકે ? નાનપણથી મા વગરનો થવાથી પિતાના અને બ્હેનના લાડમાં તે ઉછર્યો હતો; તેથી કરીને તે ઘણો લાડકો અને હઠીલો બની ગયો હતો. કોઈ તેને કહે કે આ કામ ન કરાય ત્યારે તો તે ચાહીને કરે. બ્હેને કવિતા બોલતાં વાર્યો એટલે તો તે ઉલટો હસતો ગયો અને વધારે મોટેથી ગાવા લાગ્યો.

બાલિકાએ ફરીથી રીસ ચડાવી ધીમેથી તેના ગાલપર એક આંગળી મારીને કહ્યું: "આટલું આટલું ના કહું છું તોએ તને લાજ નથી આવતી !"

શ્યામ હસતો હસતો જમીનપર ગબડવા લાગ્યો. બેન ચીડાતી હતી તેમાં તેને ઓર મઝા પડતી હતી. તે હસતો હસતો કાલા કાલા શબ્દોમાં કહેવા લાગ્યો: " માર ! તારા મારથી કોણ ડરે છે ? મને તો જરાએ વાગ્યું નથી. હમણાં ઘેર બાપાએ નથી અને માસ્તરે નથી."

બાળકના બોલ સાંભળીને માના વિયોગથી રડતી બાળાથી હસી દેવાયું. કેટલીકવાર વરસાદની ઝડી પડયા પછી જેમ આકાશ ધીરે ધીરે ખુલ્લું થતું જાય છે તેમ ભાઇના શબ્દોથી બહેનનું શોકથી કરમાઈ ગયેલું મુખ ધીરે ધીરે પ્રફુલ્લ થવા લાગ્યું. તેણે ભાઇને વ્હાલથી પૂછ્યું: " શ્યામ ! તને બાપા અને માસ્તર બહુ માર મારે છે ? "

શ્યામ:—બાપા તો બહુ મારતા નથી, પણ માસ્તર ખૂબ મારે છે. કાલે હું નિશાળે ગયો હતો ત્યાં જરા હું હસ્યો એટલે માસ્તરે મને સડાક લઇને એવી એક સોટી ચમકાવી કહાડી.

બાલિકા:—અરરર ! માસ્તર કેવા નિર્દય હશે ! નાનું

છોકરૂં જરા હસે એમાં તેને મરાય ? પણ ભાઇ શ્યામ ! માસ્તરનો માર ન ખાઈએ તો વિદ્યા ન આવડે અને મોટા માણસ ન થવાય. તું વહેલો વહેલો ભણી જા એટલે તું પણ તારા માસ્તરના જેવો થઇ જાય.

શ્યામઃ—પછી તો હું બધાં છોકરાંને એવો માર મારૂં !

બાલિકાઃ—ના, મરાય નહિ. તને તારા માસ્તર મારે છે તે તને ગમતું નથી; ત્યારે તારાથી બીજાને કેમ મરાય ? તને જેવું દુઃખ થાય છે તેવું બીજાને ન થાય કે ?

એવામાં સાંજ પડવા આવી. તે જોઇને બાલિકા બોલીઃ "ચાલ, ભાઈ ! હવે આપણે ઘરમાં જઇએ. ઘરમાં જઇને તારા ધૂળવાળા પગ ધોઉં અને જોડીઓ પહેરાવું. તું ડાહ્યો થઈને ઘરમાં રમીશને ? બાપા હમણાં ઘેર આવશે. ચાલ તો, હું ઝટ ઝટ ખાવાનું કરી નાખું."

આ વાત થતી હતી તેવામાં લાલ રંગની હૃષ્ટપુષ્ટ ગાય અને તેનું વાછરડું ચરીને "હમ્મા હમ્મા" કરતાં કરતાં ઘરની નજીક આવવા લાગ્યાં. શ્યામ કહે, "બહેન, આપણી મંગળા આવી. તેને માટે ખાવાનું લઇ આવ." બોલ બોલતામાં ગાય ત્યાં આવી અને બેઉ બાળકના મોં સામે જોતી ઉભી રહી.

શ્યામ વાછરડાને રમાડવા લાગ્યો અને તેની બહેન ઘરમાં જઇ મંગળાને માટે રાખેલી કુશકી અને શાકનાં છોડાં એક ટોપલીમાં લઇ આવી. ગાય તેને ખુશી થતી થતી ખાવા લાગી. ખાતી જાય અને ફરી ફરીને બેઉ ભાઈ બહેનના સામે વહાલ ભરી નજરથી જોતી જાય. છોકરીએ ગાયને હેતથી પંપાળી અને ગાયે તેના હાથ ચાટયા. ત્યારપછી તે ગાયને લઈ જઇને

ગૌશાળામાં બાંધી આવી. તે દરરોજ ગૌશાળાને ખૂબ કાળજીથી વાળી ઝાડીને ચોકખી ચંદની જેવી રાખતી હતી. ગાય પણ આપણી માતા છે અને ગૌમાતાની સેવા કરવી એ મોટો ધર્મ છે, એવું તે પોતાની મા પાસેથી શીખી હતી.

## ૨—પિતાની સેવા.

હમણાં આપણે જે ઝુંપડાની વાત કરી ગયા તેમાં કૈલાસચંદ્ર દત્ત નામે એક કુલીન કાયસ્થ ગૃહસ્થ રહેતો હતો, અને પેલી બાલિકા અને છોકરો એ બેઉ તેનાં સંતાન હતાં. લક્ષ્મીપુરની નજીકના એક શહેરની કચેરીમાં તે કારકુન હતો. રોજ સવારમાં તે ઘેરથી કચેરીમાં ચાલીને જતો અને સાંજે પાછો ઘેર આવતો. અગાઉ જ્યારે તેની પત્ની હયાત હતી ત્યારે તે રોજ ઘેર આવતો નહતો, પણ એક વર્ષ ઉપર તેની પત્ની મરણ પામી ત્યારથી પુત્ર અને પુત્રીની સંભાળ રાખવાની જવાબદારી તેને માથે આવી પડી હતી; તેથી દરરોજ સવાર સાંજ પાંચ પાંચ માઇલ ચાલીને તેને જવું આવવું પડતું.

આજે અંધારૂં થવા છતાં કૈલાસબાબુ ઘેર નહિ આવવાથી અને રાત અંધારી હોવાથી બાલિકાને ચિંતા થવા લાગી.

થોડીવાર પછી શ્યામચંદ્રને ઝોકાં આવવા લાગ્યાં તેથી તેણે શ્યામની આંખો ધોઇને તેને જાગૃત કર્યો અને રસોડામાં તેડી જઇને બપોરનો ભાત તથા દૂધ આપી ખાવા બેસાડયો; પરંતુ તેની ચિંતા કમી થઇ નહિ. તે મનની વાત પોતાના

બાળક ભાઈને કહીને હૈયાનો ભાર હલકો કરવા લાગી. તેણે કહ્યું: "જોને, હજી બાપા કેમ ઘેર ન આવ્યા? રાત પડ્યાને પણ ઘણો વખત થઈ ગયો. એ બિચારા અંધારી રાતે આટલું બધું ચાલીને શી રીતે આવશે? આપણે માટે એમને કેટલું બધું દુઃખ વેઠવું પડે છે? શ્યામ, તું જ્યારે મોટો થઇશ ત્યારે બાપાને જરા નિરાંત થશે!" તે આ પ્રમાણે બોલતી ગઈ અને આંસુ લૂછતી ગઈ.

પહોરેક રાત ગયા પછી તે ઘરમાં એક મધ્યમ આકૃતિનો યુવક દાખલ થયો. ઉમ્મરે યુવાન છતાં તેના પોશાક અને દેખાવમાં જુવાનીની લેશ માત્ર પણ નિશાની જણાતી ન હતી. કોઈ ચોક્કસ પ્રકારના સંતાપથી તેનું શરીર તવાઇ ગયું હતું.

તે બારણા આગળ થોડીવાર સુધી ઉભો રહ્યો. ચાલવાથી તેને ઘણો થાક લાગ્યો હતો. ઘરમાં નજર કરતાં તેના મુખમાંથી એક ઉંડો નિઃશ્વાસ નીકળી ગયો. તે ધીમે પગલે ઘરમાં દાખલ થયો અને ધીમા અવાજે બોલ્યો: "ઇન્દુ!"

ઇન્દુમતી તે વખતે રસોડામાં ભાઇને જમાડતી હતી. પવનના ઝપાટાવડે આકાશમાંનાં વાદળાં વિખેરાઇ જાય તેમ પિતાનો સાદ સાંભળીને તેના હૃદય ઉપરથી ચિંતાનો બોજો ઓછો થઇ ગયો. શ્યામ પણ "બાપા" "બાપા" કરતો કરતો બહાર દોડી આવ્યો. ઇન્દુમતી તરતજ પિતાને સારૂ હાથ મોં ધોવાને પાણીનો લોટો લઇ આવી અને તેની આગળ મૂકતાં બોલી: "રાત અંધારી હતી તેથી મને બહુ ફિકર થતી હતી."

"આજે કચેરીમાં ઘણું કામ હોવાથી મોડું થઈ ગયું" એમ કહી કૈલાસબાબુએ કપડાં ઉતાર્યાં, હાથ મોં ધોયાં અને

શ્યામને ખોળામાં લઇને બેઠો. ઇન્દુમતીએ રસોડામાં જઇ ધડ-ધડાટ ચૂલો ચેતાવ્યો અને ચૂલા તથા હોલા ઉપર ભાત અને શાકની તપેલીઓ ચડાવી દીધી. પિતા થાકી ગયેલા છે અને ભૂખ પણ તેમને ખૂબ લાગી હશે,એવા વિચારથી પછી તેણે વહેલી વહેલી બહાર આવીને એક રકાબીમાં ધાણીની ગોળપાપડી લાવીને તેમને ખાવા આપી. કૈલાસબાબુએ આ ચીજ જોતાં પુત્રીના મુખ તરફ અત્યંત સ્નેહ ભરી નજર કરીને કહ્યું: " બેટા ઇન્દુ, તું તો નાની ઉમ્મરમાં જ મોટી બની ગઇ ! તને ગોળપાપડી બનાવતાં કેમ કરીને આવડ્યું ! હું બહાર જાઉં છું એટલે તું આખો દિવસ કાંઇને કાંઇ કામ કર્યાજ કરે છે. જો બાપુ, બહુ કામ કરીશ તો માંદી પડીશ. "

ઇન્દુમતી નીચું જોઇને ધીમેથી બોલી: " બાપાજી, હું કાંઇ આખો દિવસ ઘરકામ નથી કરતી. સાધારણ રોજનું કામકાજ કરૂં તેમાં શું ? મને તો નવરાશનો ઘણો વખત મળે છે. ઘરમાં ધાણી હતી, ગોળ હતો; ચૂલાપર મને તેની ગોળ-પાપડી બનાવતાં આવડે છે. આવું તેવું કાંઇ બનાવી ન રાખું તો શ્યામ બિચારો શું ખાય ? એને સારૂ ચાર લાડુ બનાવી રાખ્યા હતા; તેમાંથી એક મેં તમને આપ્યો. તમે ચાલીને આવ્યા છો તો ભૂખ લાગી હશે. જરા ખાઇને પાણી પીશો; એટલામાં શાક ને ભાત તૈયાર થઇ જશે. ચાલો, હું પાણીનો લોટો ભરી લાવું " એમ કહીને ઇન્દુમતી પાણી લેવા ચાલી ગઈ.

કૈલાસબાબુએ ગોળપાપડી ખાઇને પાણી પીધું. તેને વિચાર આવ્યો કે, "બાર વર્ષની છોકરીમાં કેટલી બુદ્ધિ અને કેટલું શાણપણ છે ? આ બધું ઘરકામ એને કેમ આવડતું

હશે ? મારા ટૂંકા નસીબે એ બિચારીના ઉપર ઘરકામનો બોજો પડ્યો એટલે તે પોતાની મેળેજ જેમતેમ કરીને બધું શીખી હશે! ઉમ્મર નાની છતાં એને બધું આવડે છે. એના જેવડી છોકરીઓ તો આખો દિવસ રમતીને કૂદતી ફરે, પણ મારે કમભાગ્યે એનાજ ઉપર ઘરનો બધો ભાર આવી પડયો; એટલે તેને બિચારીને નાછુટકે નાની ઉમ્મરમંજ પાકી વયની સ્ત્રીની માફક ઠરેલ અને ગંભીર થવું પડ્યું છે. આખો દિવસ બિચારી ઘરનું વૈતરૂં કર્યા કરે છે. મારી સ્થિતિ પણ ખરાબ થતી આવે છે તેથી તેને સારે ઘેર પરણાવીને સુખી કરવાની મનમાં આશા હતી, તે પણ હવે સ્વપ્નવત્ દેખાય છે. કાંઇ નહિ. જેને કોઇની સહાય નથી તેને ઇશ્વરની સહાય છે. નોધારાનો આધાર તે છે. મારી ટૂંકા નશીબની ઇન્દુના મ્હોં સામે તે જરૂર જોશે. ” આવા વિચાર કરતાં કરતાં તેના મુખમાંથી એક ઉંડો નિઃશ્વાસ નીકળી ગયો.

ઇન્દુ તેની પાસેજ હતી. તેને જોઇને તેણે કહ્યું: “ઇન્દુ, મારી માનું મોઢું પણ તારા જેવુંજ હતું. તેને મરી ગયે ઘણાં વર્ષ થઇ ગયાં છે; પણ મને લાગે છે કે મારા ઉપરની મમતા તે ભુલી ગઇ નહિ હોય, તેથીજ તેણે મારી દીકરી થઇને મારે ઘેર બીજો જન્મ લીધો છે. ઇન્દુ, ખરેખર તું મારી માજ હોવી જોઇએ. નહિ તો મારા ઉપર તારી આટલી પ્રીતિ હોયજ શાથી ? ”

આના ઉત્તરમાં ઇન્દુ કશું બોલી નહિ. તે તો નીચી નજર કરીને ઉભીજ રહી. પછી કૈલાસબાબુએ તેના તરફ ધારી ધારીને જોયું તો તેને જણાયું કે ઇન્દુમતીએ જૂની ફાટેલી સાડી પહેરી હતી. તે જોઇને તેણે કહ્યું: “ ઇન્દુ, આમ કેમ?

તારાં બધાં કપડાં શું ફાટી ગયાં છે ? ”

“ ના, હજી મારી પાસે બે નવી સાડીઓ છે ” એમ કહીને તે દોડતી દોડતી રસોડામાં જતી રહી. પણ શ્યામ બોલી ઉઠ્યો: “ બાપા, આજ બહેને એક ગરીબ ભિખારીની છોકરીને પોતાની સાડી આપી દીધી તેથી તેણે જૂની પહેરી છે. ”

કૈલાસબાબુએ ઇન્દુને પૂછ્યું: “ શ્યામ શું કહે છે ? તેં તારી સાડી કોને આપી દીધી ? ”

ઇન્દુમતીએ રસોડામાં રહ્યાં રહ્યાં બ્હીતે બ્હીતે જવાબ આપ્યો: “ આજે એક આંધળા ભિખારીની સાથે તેની એક છોકરી આપણા બારણા આગળ આવી હતી. તેના શરીર ઉપર ફક્ત એક જૂનું ચૂંથા જેવું લૂગડું હતું. તે બિચારી શરમની મારી હાથ પણ બહાર કહાડી શકતી ન હતી. મેં તેને મારી એક જૂની સાડી આપી દીધી. તે બાપડી બહુ ખુશ ખુશ થઇ ગઇ અને આશીર્વાદ આપીને ચાલી ગઈ. મારે હજી પૂરતાં કપડાં છે. બે સાડીઓ તો હજી નવીજ છે. ”

કૈલાસબાબુ પણ ઇન્દુમતી જેવી ઉદાર સ્વભાવની પુત્રીને યોગ્ય પિતા હતો. એવી હાલતવાળા બીજા માણસને તો આ વાત સાંભળીને કલેશજ થાય; પણ કૈલાસબાબુ તો ઉલટો તેથી રાજી થયો અને તેણે કહ્યું: “ ઇન્દુ, એવું હતું તો પછી તારી નવીજ સાડી શા માટે ન આપી ? ”

ઇન્દુ:-“ નવી સાડી આપી હોત તો તે બિચારી વધારે વખત પહેરી શકત; પણ આપણી હાલત એવી ક્યાં છે કે આપણે નવાં કપડાં આપી શકીએ ? ”

પુત્રીની બુદ્ધિ જોઇ કૈલાસબાબુ મુગ્ધ થઇ ગયો. તે મન-

વડે પ્રભુનો આભાર માનીને બોલ્યો: "દીકરા, જેવું તારૂં ઉદાર મન છે તેવુંજ સારૂં ઘર પ્રભુ તને આપે."

એટલામાં રસોઇ તૈયાર થઈ ગઇ. ઇન્દુના કહેવાથી કૈલાસબાબુ પુત્રીને માટે અનેક મંગલ કામના કરતો રસોડામાં ગયો અને જમવા બેઠો.

## ૩—જ્ઞાનપ્રચાર.

દિવસે દિવસે ઈન્દુમતીની ઉમ્મર વધવા લાગી. ઉમ્મરની સાથે સાથે તેની બુદ્ધિ પણ વધતી ચાલે છે. હાલ માત્ર તેર વર્ષની ઉમ્મર છતાં પણ તે કેટલી બુદ્ધિમતી હતી તેનો કાંઈક પરિચય અત્યારે વાંચકને કરાવીશું.

વસંત ઋતુ ચાલતી હતી અને બપોરનો સમય હતો. તે વખતે ઇન્દુમતીના ઘરમાં ગામની અનેક બાલિકાઓ એકઠી થઈ હતી. ત્યાં કામિની, નલિની, રોહિણી, સરલા, વિમલા, કમલા, સરોજિની, કાદંબિની, મૃણાલિની, કુમુદિની વગેરે અનેક તેની ઉમ્મરની છોકરીઓ તેને ઘેર નિત્ય આવતી હતી. ગામની બધી છોકરીઓ તેના ઉપર ખાસ પ્રેમ રાખતી હતી. સૌને તેની સાથે બહેનપણાં હતાં. બપોરે તેના પિતા કચેરીમાં જતા એટલે તેના ઘરમાં બીજું કોઇ નહિ હોવાથી બધાંને ત્યાં ભેગાં થવાનું ઠીક ફાવતું હતું. તેઓ રોજ ભેગી થતી. કોઈવાર એકાદ પુસ્તકનું વાંચન થતું, તો કોઇવાર સીવવા, ભરવા અથવા ગુંથવાનું કામ ચાલતું તો કોઈવાર

વાતોના તડાકા પણ ચાલતા. લક્ષ્મીપુરમાં તે વખતે ઘણી છોકરીઓએ વાંચતાં લખતાં શીખવા માંડયું હતું; તોપણ તે વખતે બધી છોકરીઓ નિયમિત રીતે અભ્યાસ કરી શકે એવી કન્યાશાળા સ્થપાઇ નહતી. છોકરીઓ પોતપોતાના વડીલ પાસેથી લખતાં વાંચતાં શીખતી.

ઈન્દુમતી પોતાની બ્હેનપણીઓ આવતી તે સર્વનો પ્રેમથી સત્કાર કરતી અને સૌને પાથરણા ઉપર બેસાડી ઠંડું પાણી પીવા માટે રજુ કરીને સૌનું સ્વાગત પણ કરતી હતી.

એક દિવસ બધી છોકરીઓ ત્યાં એકઠી થઇને "નર-નારી" નામના પુસ્તકનું વાંચન કરતી હતી. કામિની વાંચતી હતી અને બીજી છોકરીઓ સાંભળતી હતી. એકાદ બે પાનાં વાંચ્યા પછી કામિનીએ પોતાના જ્ઞાનની બડાઈ મારતાં કહ્યું: "હું 'નરનારી'નું પુસ્તક આખું વાંચી ગઇ છું."

સરોજિની તેના મામાને ઘેર ગઈ હતી, ત્યાં તે "દક્ષયજ્ઞ" નામનું નાટક જોઇ આવી હતી. તેણે પુસ્તકનું વાંચન અટકાવ્યું અને નાટકની વાત ઉપાડી.

ઈન્દુમતીએ કહ્યું: "બોલો ત્યારે; સીતા, સાવિત્રી, શકુંતલા અને પાર્વતી એ ચારમાંથી કોનું સતીત્વ સૌથી વધારે ગણાય?

શ્યામા:—એમાં વળી શું પૂછવાનું હતું? બધીએ સતીઓ અને બધીએ દેવીઓ? તેમાં મોટું કોણ અને નાનું કોણ?

ઇન્દુ:—સતીઓ ખરી પણ એ ચારમાંથી કોઇ શ્રેષ્ઠ નથી એમ કેમ કહેવાય? બધી સારી વસ્તુઓમાં પણ કોઇ વધારે સારી તો કોઈ ઓછી. સોનામાં પણ જૂદા જૂદા પ્રકાર હોય છે. પાટનું સોનું અને મેલું સોનું.

ઇન્દુની દલીલ સાંભળીને સરોજિની બોલી: "ખરી વાત છે. એ ચારેમાંથી સૌથી શ્રેષ્ઠ સીતા. બીજી બધી એનાથી ઉતરતી. જુઓ, તેનું સતીત્વ કેવું હતું ? અગ્નિમાં પેઠી પણ તેના શરીરને આંચ ન આવી અને તેના મોંમાંથી આજ્ઞા નીકળતાંજ પૃથ્વીના બે ભાગ થઇ ગયા."

ઇન્દુઃ—હા, સીતા સતી તો ખરી જ; તોપણ તેણે છેવટે એક કામ ઘણું ખોટું કર્યું. તેણે પોતાના પતિના તરફ ક્રોધ કર્યો અને પાતાળમાં ચાલી ગઈ. એ જોઇને રામચંદ્રજીને કેટલું દુઃખ થયું હશે તેનો વિચાર કર્યો ? પતિના તરફ ગુસ્સો કરવો અને તેને વ્યથા થાય એમ વર્તવું એ સતીને ઘટે નહિ.

આ ઉપરથી દિગંબરી નામની એક બાળાએ ટીકા કરી કે, "એમ ન કરે તો શું કરે ? બિચારી સીતાએ ઓછું સહન કર્યું છે ? પછી તે કેટલું સહન થાય ? રાવણને ઘેરથી ધણીએ છોડાવી ત્યારે અગ્નિમાં પ્રવેશ કરાવીને તેના સતીત્વની પરીક્ષા કરી; છતાં પણ લોકોની નિંદાથી ડરી જઇને તેને બાપડીને જંગલમાં કહાડી મૂકી. પરીક્ષા ઉપર પરીક્ષા ! ધણી આટલી બધી સતાવણી કરે ત્યારે બૈરી તે કેટલું સહન કરે ?"

ઇન્દુઃ—ધણી એટલે સ્ત્રીનો દેવ—સ્ત્રીનો ગુરૂ. સ્ત્રીએ તો તેના તરફ નિશ્ચલ ભક્તિ રાખવી જ જોઇએ. ધણી સ્ત્રીને દુઃખ દે માટે સ્ત્રીએ શું ધણીને દુઃખ દેવું ? એમ જ હોય તો પછી પતિભક્તિ ક્યાં રહી ? વળી તમારે એ પણ ધ્યાનમાં લેવું જોઇએ કે રામચંદ્રજી રાજા હતા. પ્રજાને રાજી રાખવી એ તેમની મુખ્ય ફરજ હતી. પ્રજા તરફ રાજાનો શો ધર્મ છે તેનો જગતને બોધ આપવા માટેજ તેમણે સીતાનો ત્યાગ કર્યો

હતો. મનમાં તેમને સીતા તરફ એટલો બધો પ્રેમ હતો કે તેની ગેરહાજરીમાં યજ્ઞ વખતે તેની મૂર્તિ બેસાડી, પણ બીજી વાર લગ્ન ન કર્યું. શું સીતાને આ વાતની ખબર ન હતી? આવા સ્નેહસાગર જેવા પતિ ઉપર ક્રોધ કરાય જ કેમ?

આ સાંભળીને શ્યામા હસીને કહેવા લાગી: "વાહરે મારી સતી! ઠીક હવે જોઇશું ને? વારૂ જાણે સીતાને તો તેં પહેલો નંબર આપ્યો નહિ, ત્યારે હવે સાવિત્રીને આપીશ કે નહિ? એમાં કાંઇ તકરાર કરવા જેવું છે કે?"

ઇન્દુ:—સાવિત્રીની સ્વામીભક્તિ અનુપમ હતી એમાં કશો શક નથી; પરંતુ તેણે પણ એક દોષ કર્યો હતો અને તેનું ફળ તેને ચાખવું પડયું હતું."

સરલા:—હે વળી, તેણે શો દોષ કર્યો? અને શું ફળ ચાખ્યું?

ઇન્દુ:–દોષ કેમ નહિ? સાવિત્રી રાજાની છોકરી હતી. કૌમાર અવસ્થામાં તેણે માતા પિતાને સંપૂર્ણ રીતે આધીન રહેવું જોઇતું હતું. તેમ ન કરતાં તેણે માબાપને પૂછયા વગરજ વનમાં સત્યવાનને આત્મસમર્પણ કર્યું. તેમ કરીને તેણે માબાપની એક રીતે અવગણના કરી. એ અપરાધની શિક્ષામાં તેના સ્વામીનું મરણ તેને જોવું પડયું. પોતાના ઉમદા સતીત્વના પ્રતાપે તેણે પતિને ફરીથી જીવતો કર્યો; તોપણ તેણે પતિને પોતાની નજર આગળ તરફડીને મરણ પામતો જોયો એ શું જેવું તેવું દુ:ખ છે? પતિની મરણ વખતની પીડા જોવી એ કરતાં સતીને માટે વધારે મોટું દુ:ખ બીજું હોઇ શકે નહિ. દરેક માણસને તેના અપરાધના પ્રમાણમાં શિક્ષા થાય છે. હવે શકુંતલાનો વિચાર કરીએ. તેણે દુષ્યંત રાજાને જોયો. તેણે

પોતાની મેળે તેની સાથે લગ્ન કર્યું. કણ્વ મુનિને તે વખતે તેણે યાદ પણ ન કર્યા; તેનેજ માટે આખરે તેને ખમવું પડયું. માટે મારો તો અભિપ્રાય એવો છે કે માબાપની અવગણુના કરીને કન્યાએ સ્વતંત્રપણે કોઇ પણ પુરુષ સાથે પરણવાને બંધાઇ જવું એ વ્યાજબી નથી. માબાપ જોઇ વિચારીને જેની સાથે પરણાવે તેનેજ પોતાનો પતિ માનવો જોઇએ; એટલા માટે જ હું તો પાર્વતીને પ્રથમ પદ આપું છું. તે રાજકન્યા હતી. તેનાં માબાપે તેને ઘરડા, સ્મશાનવાસી, સંન્યાસી, મહાદેવ સાથે પરણાવી; તોપણ તે પતિની સાથે સંતોષથી રહી અને અનન્ય પ્રેમથી પતિની સેવા કરવા લાગી. તે એટલે સુધી કે પતિની નિંદા સાંભળીને તેણે પોતાનો જીવ સુદ્ધાં કહાડી નાખ્યો.

નલિની જરાક રમતીઆળ આવી હતી. તેને આ બધી ચર્ચા ગમી નહિ, એટલે તે વચમાં બોલી ઉઠી: “ઠીક, હવે રહેવા દો. આપણી ઇન્દુ સાસરે જશે ત્યારે આપણને કાંઇ યાદ કરવાની છે?”

શ્યામા સૌથી મોટી અને બુદ્ધિમતી હતી. નલિની બોલી તે સાંભળીને તેણે દિલગીરી ભરેલા અવાજે કહ્યું: “ઇશ્વર એક વાર તેમ કરે. લગ્ન થયા પછી ભલેને તે આપણને યાદ ન કરે! કૈલાસ કાકા ઇન્દુને પરણાવવા ઘણુંએ મથી રહ્યા છે, પણ ઘાટ બેસતો નથી.”

નલિની બોલી: “ના, ના, ઇન્દુનો વિવાહ તો થઇ ગયો છે. કાલે એના બાપા મારે ઘેર આવીને મારા બાપા સાથે એ વિષેજ વાત કરતા હતા, અને મારા બાપાની સલાહ લઇને એમણે નક્કી પણ કરી નાખ્યું છે. તેમણે અમારે ઘેરથી પાંચસો રૂપીઆ દેવા કર્યા છે અને મારાં ઘરેણાં લગ્ન વખતે ઇન્દુને

પહેરાવીને કામ ચલાવી લેશે. પછી ધીમે ધીમે સવડ પ્રમાણે એને ઘરેણાં ઘડાવી આપશે. કુલતોલાવાળા ઘોષબાબુને ઘેર એને પરણાવવાની છે. તે છોકરો પરીક્ષામાં પાસ થયો છે અને હમણાં કલકત્તે ભણે છે. તે રૂપાળો પણ છે. ”

આ સાંભળીને ઇન્દુમતી ઉંડા વિચારમાં પડી ગઇ. તે બોલ્યા ચાલ્યા વગર બેસી રહી. બીજી છોકરીઓ મનમાં આવ્યું તેમ બોલીને તેની મશ્કરી કરવા લાગી. આ હાસ્યવિનોદ અટકાવીને તેણે શ્યામાને કહ્યું: “ બહેન, કોઇ પાસે પૈસા ન હોય તો શું તે પોતાની છોકરીને ન પરણાવી શકે ? ”

શ્યામા:—ન પરણાવાય એમ નહિ; પણ સારૂં ઘર અને સારો ભણેલો ગણેલો વર ન મળે.

ઇન્દુ:—ત્યારે જેની પાસે દ્રવ્ય ન હોય તે સારૂં ઘર અને સારો વર જોયા વગર પોતાની છોકરીને પરણાવે તેમાં શું ખોટું ? ગરીબની છોકરી ગરીબને ઘેર જાય એમાં ખોટું શું ?

શ્યામા:—ઇન્દુ તારે એમ બોલવાનું શું કારણ ?

ઇન્દુ રડતે અવાજે બોલી: “ બહેન શ્યામા, તું મારા બાપને કહેજે કે આટલા બધા રૂપીઆનું દેવું ન કરે. એ દેવું એમનાથી કદિ પણ વળી શકશે નહિ. ”

શ્યામા:—દેવું ન કરે તો શું કરે ? છોકરીને પરણાવ્યા વગર કાંઈ ચાલે એમ છે ?

ઇન્દુ:—જ્યાં પૈસા અને ઘરેણાં વગર પરણાવાતું હોય ત્યાં પરણાવે. તે ઘર જેવું હોય તેવું. સારૂં ન હોય તો કાંઈ અડચણ નહિ. દેવું કર્યાથી તો આખરે ભિખ માગવાનો વખત આવી જાય.

પછી બીજી આડી અવળી વાતો કરતાં કરતાં સાંજ પડવા આવી એટલે છોકરીઓ પોતપોતાને ઘેર ગઈ અને ઇન્દુ પણ ઘરકામે વળગી.

## ૪—ઘરકામમાં કુશળતા.

સાધારણ રીતે ગામડાંઓમાં ઉનાળાની ઋતુમાં લોકોને પાણીની ઘણી હરકત હોય છે. બંગાળામાં લોકોનો પાણીનો આધાર ગામનાં તળાવ ઉપર હોય છે; પણ નાના ગામડામાં તળાવ જેવાં જોઇએ તેવાં ન હોવાથી ચૈત્ર માસ બેસતાં તળાવનું પાણી સુકાઈ જાય છે અથવા લીલ વગેરે ગંદકીને લીધે પીવાને માટે તો તદ્દનજ નકામું થઇ જાય છે. આપણે જે સમયની વાત કરીએ છીએ તે વખતે લક્ષ્મીપુરના લોકોને પાણીની ઘણી વિપત્તિ હતી. પાસે નદી તો હતી પણ તેમાં મગર એટલાં બધા હતા કે કોઈ ત્યાંથી પાણી ભરવાની હિંમત કરતું નહિ; આથી કરીને લોકોને ઘણે દૂરથી પાણી ભરી લાવવું પડતું હતું.

ઈન્દુમતીના ઘરથી ચોકખા પાણીનું એક તળાવ આશરે માઇલ દોઢ માઈલ દૂર હતું. ગામલોકો ત્યાંથી પાણી ભરી જતા. નાની ઇન્દુમતી પણ રોજ એક ગાઉથી પીવાનું પાણી ભરી લાવતી. નાની છોકરીથી આટલે બધે આઘેથી પાણી નહિ લવાય એમ ધારીને એક ગરીબ પાડોશણને પૈસા આપવાના ઠરાવીને તેની પાસે પાણી ભરાવી મંગાવવાનો કૈલાસબાબુએ બંદોબસ્ત કર્યો; પણ ઇન્દુમતીએ તેમ કરવા સાફ ના પાડી.

તે દિવસમાં બે વાર એક ગાઉને છેટેથી બે તાંબડા પાણી ભરી લાવતી. તેની જગાએ કોઈ મોટા ઘરની વહુ કે દીકરી હોત તો તેનાથી આવું કામ પણ થાત નહિ અને એ કામ કરવા ખુશી પણ તે બતાવત નહિ; પણ ઇન્દુમતી ગરીબ માણસની દીકરી હોવાથી ન.નપણથી જ ઘરકામમાં પલોટાઇ ગઇ હતી. તે છેક નાની હતી ત્યારથી તેની માની સાથે નાનો ઘડો લઈને પાણી ભરવા જતી અને ઘરનું બીજું પણ અડધો અડધ કામ કરીને માના માથાનો કામનો બોજો ઓછો કરતી. માના મરણ પછી તેણે બધું ઘરકામ ઉપાડી લીધું અને નાની ઉમ્મર છતાં મોટી વયની સ્ત્રીની માફક ઘરનો તમામ ઝીણો મોટો ધંધો કરવા લાગી. રોજનો અભ્યાસ પડી જવાથી તે ઘણીજ ચાલાકીથી બધુ કામ ઝપાટાબંધ આટોપી નાખતી અને પાછી નવરી ને નવરી. અંગને મહેનત આપ્યાથી તેનું શરીરબળ પણ ઘણું સારૂં હતું. તે શરીરે સુંદર અને કોમળ હતી તોપણ ઘરકામનો બોજો સહન કરી શકે એવી ખડતલ બની ગઇ હતી. તેને મહેનત કરવામાં ઘણો આનંદ પડતો. આળસમાં વખત ગુમાવવા ઉપર તેને ઘણોજ કંટાળો આવતો હતો અને કામ વગર તેને ચેનજ પડતું નહિ.

આજે તે સાધારણ કદનો તાંબડો × બગલમાં મારીને ધીરે

× પાણીનું બહેડું માથે મૂકવાનો રિવાજ એકલા ગુજરાતમાં જ છે, અને તે વધારે પસંદ કરવા લાયક છે. તેમ કરવાથી છાતીનો સીનો ટટાર રહે છે અને ચાલવામાં પણ એક પ્રકારની રમણીયતા આવે છે. દક્ષિણીઓ કરતાં ગુજરાતની સ્ત્રીઓ વધારે તંદુરસ્ત હોવાનું આ પણ એક કારણ છે. ભા. ક.

ધીરે ઘેર જતી હતી. તેનો નાનો ભાઇ શ્યામ રમત કરતો કરતો તેની આગળ આગળ ચાલતો હતો અને રસ્તામાં ઉગેલાં ઝાડનાં પાન, ફૂલ, ફળ મનમાં આવે તેમ તોડતો હતો. ઇન્દુ તેને અનેક રીતે સમજાવીને, બીક બતાવીને સીધે રસ્તે જવાનું કહેતી હતી.

ખરા બપોરનો સમય હતો અને ઉનાળાના દહાડા હતા. આટલા તાપમાં બગલમાં તાંબડો લઇને ચાલતી કોમળ બાલિકાના શરીરમાંથી પરસેવાના રેબેરેબ છૂટવા લાગ્યા. આટલું છતાં પણ તેના મુખ ઉપર અપ્રસન્નતાની એક રેખા પણ જણાતી નહતી. તે પોતાના દેવસમાન પૂજ્ય પિતા અને પ્રાણાધિક પ્રિય ભાઇને માટે પાણી લાવતી હતી. ભક્તિ અને સ્નેહથી ઉત્પન્ન થતા આનંદને લીધે તેને લેશ પણ થાક લાગતો નહતો. **અંતઃકરણના ઉમળકાથી કામ કરનારને પરિશ્રમ જણાતો નથી.**

રસ્તામાં ઇન્દુમતીને એક પાકટ વયની પાડોશણનો સંગાથ થયો. ઇન્દુમતીના ગુણ અને તેના મીઠા સ્વભાવને લીધે ગામની બધી સ્ત્રીઓ તેના ઉપર ઘણી મમતા રાખતી હતી.

બગલમાં પાણીનો તાંબડો અને તાપથી કરમાઇ ગયેલી તેની દેહ જોઇ તે બાઇએ દયાભરેલે અવાજે કહ્યું: “ બેટા ઇન્દુ ! તું આટલો મોટો તાંબડો લઇને શા માટે પાણી ભરવા આવતી હઇશ ? તારી તે કાંઇ હજી ઉમ્મર થઇ છે. તારાથી તે આવડું મોટું વાસણ ઉપાડીને ચલાય ? કૈલાસબાબુ આવા કેવા ? તેમને પાણીઆરી રાખતાં શું થાય છે ? મને મળશે ત્યારે હું તો કહીશ ! ”

આ વાત સાંભળીને ઇન્દુ ઘણી શરમાઇ ગઇ. બગલમાં તાંબડો લઇને તે ઉભી રહી અને તે બાઇને કહ્યું: “ માસી, મારા બાપાએ તો કહ્યું હતું કે પાણીઆરી પાસે પાણી ભરાવી મંગાવ; પણ મેં જ ના પાડી. પારકું માણસ–એને શી કાળજી? ક્યાંથી પાણી ભરી લાવે અને ક્યાંથી નહિ ? વખતે નજીકના ગંદા તળાવમાંથી ભરી લાવે તો આપણે શું જાણવાનાં હતાં? મને તો એવું પાણી પીતાં સૂગ આવે. વળી એ જણનું પાણી લાવવું તેમાં મોટી વિસાત શી છે ? હું આના કરતાંએ મોટો તાંબડો ઉપાડી શકું છું. મને તો મારી બાએ નાનપણથીજ કામ કરવાની ટેવ પાડી છે. જાણે આગળથી ચેતી ગઈ ન હોય કે મારે જ માથે બધું આવી પડવાનું છે ! તે મારા ગજા પ્રમાણે મને બધુંએ શીખવી ગઈ છે.”

બોલતા બોલતામાં ઇન્દુની આંખ ભરાઇ આવી. તેની વાત સાંભળીને તથા તે વખતનો તેનો ચહેરો જોઇને તે ભલી બાઇને પણ ઘણું લાગી આવ્યું. તેણે આગ્રહ કરીને ઇન્દુના હાથમાંથી તાંબડો ખેંચી લીધો અને કહ્યું: “ ચાલ મા, હું તને પણે સુધી લેવા લાગું.”

ઇન્દુએ ડોસીને ઘણી વારી પણ તેણે તેની વાત સાંભળીજ નહિ. આખરે નિરૂપાયે તે ડોસીની જોડે ચાલવા લાગી અને તેના ઘર આગળથી તેણે પાણીનો તાંબડો પોતાની બગલમાં લઇ લીધો.

ઘરમાં શું શું કામ કરવાનું બાકી છે તેનો વિચાર કરતી ઇન્દુ પોતાના ઘર આગળ આવી પહોંચી. ઘરમાં તેનો પિતા

અત્યંત ઉદાસીન અને દુઃખી હાલતમાં બારણા આગળ બેઠો હતો. તેનું શરીર નિશ્ચેષ્ટ હતું. કપાળ ઉપર ક્ષોભ અને ચિંતાની નિશાનીઓ સ્પષ્ટ જણાતી હતી અને આંખમાં ઝળઝળીઆં ભરાઇ આવ્યાં હતાં. ઇન્દુમતીએ તેના બાપને અગાઉ કદિપણ આવી સ્થિતિમાં જોયો નહતો. કૈલાસબાબુને ભરજુવાનીમાં પત્નીના અકાળ મરણનો ઘા વાગ્યો હતો. યોગ્ય સ્ત્રીને અભાવે પોતાનાં વહાલાં પુત્રપુત્રીને કેટલી અડચણ વેઠવી પડતી હતી એ રોજ તેના જોવામાં આવતું હતું. આથી મનમાં તે રોજ દુઃખી રહેતો, પણ છોકરાં હીજરાય નહિ તેટલા સારૂ તે બહારથી હસતું મોઢું રાખતો. તે આજે રોજના કરતાં ઘણોજ વહેલો ઘેર આવ્યો હતો અને કપડાં ઉતાર્યા વગરજ ઓટલા ઉપર દિઙ્મૂઢ થઇને બેઠો હતો. બાપને ઘેર આવેલો જોઇને નાનો શ્યામ “બાપા” “બાપા” કરતો તેની કોટે વળગી પડયો; પણ જે બાપ તેને રોજ ખોળામાં બેસાડીને વહાલથી રમાડતો હતો તેણે આજે તેને તરછોડી મૂકયો અને કઠોર અવાજે ધમકાવીને કહ્યું: “ ચાલ્યો જા, મને હમણાં પજવ નહિ. ”

ઇન્દુમતી આ સર્વ જોઇને સમજી ગઇ કે નક્કી પિતા ઉપર કાંઇ ભારે સંકટ આવી પડેલું હોવું જોઇએ. તેની આગળ થઇને ઘરમાં પેસવાની તેની હિંમત નહિ ચાલવાથી તે પાછલે બારણેથી ઘરમાં ગઇ અને પાણીનો તાંબડો ઉતારીને થોડીવાર વિચાર કરતી ઉભી રહી. પછી તે બીતી બીતી બાપની પાસે આવી અને ધીમે અવાજે બોલીઃ “બાપા ! તમે તો આવી પહોંચ્યા. હજી તમે હાથ–પગ નથી ધોયા ? લ્યો, હું પાણીનો લોટો ભરી લાવું ” એમ કહીને તેણે ચોકખા

ચળકતા લોટામાં પાણી ભરી લાવી પિતાની પાસે મૂક્યું.

કૈલાસબાબુના હૃદયમાંથી એક ઉંડો નિ:શ્વાસ નીકળી ગયો. તેના આઘાતથી બાલિકાનું પણ કોમળ હૃદય વિંધાઇ ગયું. કુમળી વયની પુત્રીના હૃદયને વિશેષ જખમી કરે એવા માર્મિક શબ્દો કૈલાસબાબુ બોલવા લાગ્યો. તે બોલ્યો: "ઇન્દુ! ઇન્દુ! રહેવા દે. મારા તરફ આટલો બધો પ્રેમ અને ભક્તિ ન જોઇએ. હું તારા જેવી પુત્રીને લાયક પિતા નથી."

પિતાનાં નેત્રમાંથી આંસુની ધારા વહેતી જોઇને બાલિકાની આંખમાંથી પણ અશ્રુધારા વહેવા લાગી. તેનું હૈયું ભયથી ધડકવા લાગ્યું. પોતાની બાળક બુદ્ધિ પ્રમાણે તે એવી કલ્પના કરવા લાગી કે, મને પાણી ભરીને આવતાં વાર લાગી તેથી કદાચ ગુસ્સે થયા હશે? તેણે ડરતાં ડરતાં કહ્યું: "બાપા! શું કરૂં? શ્યામ ઓવારા ઉપર ઘડીમાં આમ દોડે અને ઘડીમાં તેમ દોડે, તેથી મને આવતાં જરા મોડું થયું."

આ સાંભળી તેના બાપે જરા અકળાઇને કહ્યું: "તું આવી ભોળી અને ભલી નહોત તો તારા અભાગીઆ બાપને આટલો સંતાપ થાતજ નહિ. મારાં પેલા અવતારનાં કાંઇ પાપને લીધેજ તારે આટલું બધું સહન કરવું પડે છે! દુનિયા આટલી બધી બેકદર છે તે આટલે દિવસે મેં આજેજ જાણ્યું. મારી આવી ગુણીયલ છોકરી તરફ કોઇ જોતું એ નથી." આટલું કહેતાં કહેતાં તેનો સાદ ગળગળો થઇ ગયો અને તની આંખોમાં આંસુ આવી ગયાં.

ઇન્દુમતીએ દુ:ખી અવાજે પૂછયું: "પણ બાપા! થયું છે શું?"

કૈલાસબાબુએ કહ્યું:—"સાંભળ ઇન્દુ, હું તને આજે બધું કહું છું. મારા દુ:ખની વાત હું બીજા કોની આગળ જઇને કહું? આજ ત્રણ વર્ષ થયાં હું વરની શોધ કરૂં છું. મને એમ થાય છે કે મારી માવિનાની ઇન્દુ મારા ઘરમાં બહુ દુ:ખી થાય છે; તેને કોઈ સારે ઘેર પરણાવું તો તે ઠરીને બેસે, એટલા માટે મેં કેટલાં ફાંફાં માર્યાં, કેટલા કેટલા માણસોની ખુશામત કરી, કેટલા લોકોને પગે પણ લાગ્યો, પણ કોઇએ મારા દુ:ખ તરફ નજર પણ કરી નહિ. આજકાલ રૂપીઆની કોથળી ઠાલવ્યા વગર સારો વરજ મળી શકતો નથી. જેને તેને પૈસાનો જ મોહ લાગ્યો છે. કુલતોલાવાળા દેવેન્દ્ર ઘોષ સાથે મારે નાનપણથીજ દોસ્તી છે. એને એક પુત્ર છે અને તે છોકરો મારી નજરમાં પણ આવે છે. તેના મેં ઘણા કાલાવાલા કર્યા ત્યારે પાંચસો રૂપીઆ લઈને વિવાહ કરવાનું તેણે કબૂલ કર્યું. મારા બીજા જૂના મિત્ર શશીબાબુએ મને પાંચસો ઉછીના આપવાનું વચન આપ્યું; પણ આજે આશાભેર હું તેની પાસે ગયો ત્યારે તેણે કહ્યું કે, હાલ પાંચસો રૂપીઆ આપી શકાય એમ નથી, બહુતો બસેંક આપું; પણ તમારૂં ઘર લખી આપો તોજ. હવે મને કશો ઉપાય સૂઝતો નથી; મારા દુ:ખનો પાર નથી. તારી માએ મને મરતી વખતે કહ્યું હતું કે, મારી ગરીબડી ઇન્દુનું જતન કરજો. તેના મોં સામું જોજો."

આટલું સાંભળતાંજ ઇન્દુને ડુમ્મો ભરાઇ આવ્યો અને તે બીજા ઓરડામાં ચાલી ગઈ.

# ૫—અતિથિ-સત્કાર.

બિચારા કૈલાસબાબુને વિપત્તિ ઉપર વિપત્તિ પડવા લાગી પુત્રીને માટે વરની શોધ કરવા તેને રખડવું પડતું, તેથી ઘણીવાર કચેરીમાં જતાં તેને મોડું થતું હતું અને ગેરહાજર પણ રહેવુ પડતું; જેથી તેના ઉપરી અમલદારે નારાજ થઇને તેને નોકરી માંથી રજા આપી. માત્ર પોતાના પગારવડેજ તે પુત્રીનું પોષણ કરતો હતો. બીજી કશી આવક નહતી. નોકરી જવાથી તેને ચાં દિશાઓ સૂની જણાવા લાગી. કન્યાદાનની ચિંતા તો હતી અને હવે ભરણપોષણનું સાધન પણ ગયું. આ બેવડી ફિકરથ તે મરવા જેવો થઇ ગયો.

ઘરમાં જેટલું અનાજ હતું તે થોડા દિવસમાંજ પૂરું થ આવ્યું અને બીજી કોઈ નોકરી મળી શકી નહિ. ઇન્દુ એકલી ઘેર મૂકીને નોકરી કરવા કોઇ આઘેના શહેરમાં જવા તેની હિંમત ચાલતી ન હતી; તેમ ઘેર નવરા બેસી રહેવા પણ નભે તેમ નહતું.

આ બાબત વિષે તેણે એકવાર ઇન્દુમતીને પૂછી જોયું "હું કદાચ બહારગામ નીકળી જાઉં તો તમે ભાઈ બ એકલાં ઘેર રહી શકો કે નહિ? ગમે ત્યાં જઇને પાંચ પૈસા કમા સિવાય ઉપાય નથી."

ઇન્દુમતી બાપની મુશ્કેલી સમજતી હોવાથી તે ભાર લઈને ઘેર રહેવા કબૂલ થઈ. બાપને ધીરજ આપવા તેણે ક "જેને કોઇની સહાય નથી, તેને ઈશ્વરની સહાય છે. અમ

એમાં બીવાનું શું છે ? અમને તો કોઈએ દુઃખ દેવાનું નથી. કોઇ અમને શા માટે દુઃખ દે ? "

ઇન્દુમતીના ઉત્તરથી કૈલાસબાબુને વધારે હિંમત આવી. તેણે દીકરીને એક મહિનો ચાલે તેટલા રૂપીઆ આપ્યા અને અલકા નામની એક ભલી પાડોશણ હતી તેને કહી રાખ્યું કે તારે રોજ રાતના ઇન્દુમતીની સાથે અમારા ઘરમાં સૂઇ રહેવું. આટલો બંદોબસ્ત કરી પુત્રપુત્રીને ઈશ્વરને ભરોસે મૂકીને કૈલાસબાબુ ઘેરથી નીકળી પડ્યો.

આષાઢ માસ બેઠો હતો. ઘનઘોર વાદળને લીધે સર્વત્ર અંધકાર છવાઈ રહ્યો હતો. વરસાદની ઝડી વરસી રહી હતી અને વાદળાંને ભેદીને વિજળી ચારે દિશાએ ચમકારા કરી રહી હતી. વારંવાર ભીષણ મેઘગર્જના સંભળાતી હતી. વરસાદના સુસવાટ અને વિજળીના કડાકા સિવાય બીજો એક પણ શબ્દ સંભળાતો ન હતો.

ઇન્દુમતી નાના ભાઇને પાસામાં લઇને સૂતી હતી અને વચમાં વચમાં અલકા સાથે કાંઇ કાંઈ વાતો કહાડીને પોતાના ચિંતાગ્રસ્ત મનને બીજી દિશાએ વાળવાનો પ્રયત્ન કરતી હતી. અલકા સાથે કૈલાસબાબુના કુટુંબને ઘરોબો હોવાથી ઇન્દુ તેને માસી કહીને બોલાવતી હતી.

શ્યામ ઘસઘસાટ ઉંઘતો હતો. એક પહોર રાત વીતી ગઇ, તોપણ હજી ઇન્દુની આંખમાં ઉંઘ આવતી નહતી. તેના મનમાં અનેક વિચારો આવતા હતા. પિતાને ગયાને મહિનો થઇ જવા છતાં કશા સમાચાર મળ્યા ન હતા. આટલા દિવસ તે ક્યાં રહ્યા હશે, શું કરતા હશે, સાજા હશે કે નહિ, આવી અંધારી રાતે

મૂશળધાર વરસાદ પડે છે તે વખતે તે ક્યાં સૂતા હશે, વગેરે અનેક વિચારોથી તેનું કોમળ હૃદય વલોવાઇ જતું હતું. ઘરખર્ચને માટે તેના પિતા જે રકમ આપી ગયા હતા તે બધી ખર્ચાઇ ગઇ હતી અને અલકા પાસેથી થોડુંક દેવું પણ કરવું પડયું હતું. આવી વિવિધ પ્રકારની ચિંતાઓની વચમાં તેને પોતાની મા પણ યાદ આવતી હતી અને તેથી તેની આંખમાં વારંવાર આંસુ ભરાઇ આવતાં હતાં. ઇન્દુને નિદ્રા નથી આવતી એમ જાણીને અલકાએ એક વાર્તા કહેવા માંડી અને ઇન્દુ તે શૂન્ય ચિત્તે સાંભળતી ગઇ. એવામાં બહારથી "ઘરમાં કોઇ છે કે ?" એવો અવાજ સંભળાયો. ઇન્દુમતીએ વાત બંધ રખાવીને કાન માંડયા. બીજીવાર પણ તેનો તેજ શબ્દ સંભળાયો અને આ વખતે બોલનારે એમ પણ કહ્યું કે, "આવા વરસાદમાં અમને સવાર સુધી આશ્રય આપશો તો મોટો ઉપકાર થશે. અમારે માત્ર સૂઇજ રહેવું છે." અલકાએ તેમને કઠોર સ્વરે જવાબ આપ્યો: "આ ઘરમાં કોઇ પુરુષ નથી. બીજે કોઇ ઠેકાણે તપાસ કરો."

ઇન્દુમતીએ અલકાને બોલતી અટકાવી એકદમ દીવો કર્યો અને ઝટપટ બારણું ઉઘાડયું. બારણા આગળ એક સાદડી પાથરી. તેના ઉપર વટેમાર્ગુ કાંઇક નિશ્ચિંત થઇને બેઠા.

અલકા પથારીમાં સૂતી સૂતી બબડવા લાગી. ઇન્દુએ તેને ઠંડી પાડવા કહ્યું: "માસી! તમે આવું શું બોલતાં હશો ? આવી આફતમાંએ માણસને આશ્રય ન આપીએ તે કંઇ સારૂં કહેવાય ? મારા બાપાજ આજે આવી ઘોર અંધારી રાતે કોણ જાણે ક્યાં સૂતા હશે ? સૂવાનું ઠામ મળ્યું હશે કે નહિ મળ્યું હોય !"

અલકાએ કહ્યું:—“ તું બહુ ધર્મિષ્ઠ તો ! બેસાડયા તો ખરા પણ ખવડાવીશ શું ? ઘરમાં ટીપરી ચોખા છે તે તારે કાલ સાંજ સુધી ચાલત નહિ કે ? કાલે તારેજ અપવાસ કરવો પડશે. મારૂં શું જાય છે ? ”

ઇન્દુમતી અને અલકાની વાતચીતમાંના કેટલાક શબ્દો સાંભળવામાં આવવાથી બેઉ અતિથિઓ સમજી ગયા કે આ કુટુંબની અવસ્થા ઘણીજ ખરાબ હોવી જોઇએ. તેમાંના એકે કહ્યું: “ અમારે ખાવાની જરૂરજ નથી; સૂઇ રહેવા જેટલો આશ્રય મળ્યો એટલાથીજ અમે ઘણા આભારી થયા છીએ. ”

એટલામાં ઇન્દુએ ઘરમાંથી પાણીનો એક મોટો સ્વચ્છ લોટો ભરી લાવીને પ્યાલાસહિત અતિથિઓ આગળ મૂકયો. અતિથિઓમાં એક યુવક હતો અને બીજો તેનાથી મોટો હતો.

થોડીવાર પછી યુવકે કહ્યું: “ અમે અહીં આવ્યા તે સારૂં ન કર્યું. અમને લાગે છે કે આ ઘરમાં માત્ર બે બાઇઓજ છે; કોઇ પુરુષ નથી. ”

પાસેના ઓરડામાંથી અલકા બોલી: “ ઘરધણી ઘેર નથી. ઘરમાં માત્ર એક છોકરો અને એક છોકરી જ છે. હું તો પાડોશણ છું. છોકરાં રાતને વખતે એકલાં સૂઇ રહે તે સારૂં નહિ, તેથી હું સૂવા આવું છું.”

યુવાન:—ઘરધણીનું નામ શું ?

અલકા:—કૈલાસચંદ્ર દત્ત.

એવામાં ઇન્દુમતિએ અલકાને ધીમે અવાજે કહ્યું: “તમે જરા મારી સાથે આવો છો ? વાડામાં એકાદ બે રીંગણાં લાગ્યાં હોય તો તોડી લાવું. ઘરમાં મૂઠી દાળ પડી છે

તેટલાથી એમને શું થશે ? શાકની મેળવણી કરી હોય તો એ લોકો સુખે જમે !"

ઇન્દુના બોલ સાંભળીને પેલા યુવકે કહ્યું: "અમને જમાડવા માટે તમારે જરા પણ તકલીફ લેવી નહિ. અમે રાતની રાત બારણા આગળ સૂઇ રહીશું એટલું જ ઘણું છે. ઘરમાં કોઈ પુરૂષ નથી એટલે અહીં સૂઇ રહેવું એ પણ અમારે માટે સારૂં ના કહેવાય; પણ કોઇની ઓળખાણ નહિ અને વરસાદ તથા અંધારાને લીધેજ અમે અહીં આવી પડ્યા છીએ."

ઇન્દુમતીએ અલકાને કહ્યું કે તમે એમનું નામ ઠામ પૂછી જુઓ. અલકાના સવાલના જવાબમાં તે યુવાને કહ્યું: "અમારૂં ઘર અહીંથી દશેક ગાઉ પર સુવર્ણપુરમાં છે. મારૂં નામ નકુલેશ્વર બસુ છે અને મારી સાથે મારા સગા છે, એમનું નામ જાદવચંદ રાય છે. અમે ઘણે દૂરથી હોડીમાં બેસીને ઘેર જતા હતા, પણ વરસાદ અને પવનને લીધે હોડીમાં બેસી રહેવું અમને ઠીક ન લાગ્યું; તેથી અમે સૂઇ રહેવાય એવી જગ્યા ખોળતા ખોળતા તમારે આશરે આવ્યા છીએ. તમે આશરો આપીને આજે અમને દુ:ખમાંથી બચાવ્યા છે."

આ વાત ચાલતી હતી એટલામાં ઇન્દુએ કહ્યું: "હું હવે જઇને ચોખા સાફ કરી લાવું. રાત ઘણી ગઈ છે એટલે એમને રસોઈ કરતાં જરા અઘરૂં તો લાગશે પણ શું કરીએ ?"

ઇન્દુની વાત સાંભળીને અતિથિઓમાં જે મોટી વયનો હતો તેણે કહ્યું: "બહેન, અમને જમવાની ઇચ્છા જ નથી."

ઇન્દુએ દુ:ખિત અવાજે કહ્યું: "તમે અમારે ઘેર અતિથિ થયા છતાં અમને ગરીબ જાણીને જમવાની ના કહો છો ?"

નકુલબાબુને બાલિકાના આવા બોલ સાંભળીને ઘણો આનંદ થયો. તેની બોલવાની ઢબ ઉપરથી તે સમજી ગયો કે નહિ જમીએ તો તે ભલી છોકરીના જીવને ક્લેશ થશે; તેથી મનમાં તેને અનેક ધન્યવાદ આપીને કહ્યું: "ભલે, તમારો આગ્રહ છે તો થોડું થોડું અમે જમીશું. અમારે સારૂ તમારે ઘણી મહેનત કરવી પડશે, પણ સાક્ષાત્ લક્ષ્મીને ઘેર આવીને અમે ભૂખ્યા સૂઈ રહીએ તે ચાલે નહિ. અમારે હાથે રસોઇ કરવાની જરૂર નથી. અમારે તમારૂં ખપે તેમ છે, એટલે લક્ષ્મીનાજ હાથનો પ્રસાદ ખાઈશું."

આ કથન સાંભળી બાલિકા ઘણી રાજી થઈ અને શરમાઇ ગઈ. તેણે પછી પ્રસન્ન ચિત્તે રસોડામાં જઇને રસોઇ કરવા માંડી.

બનતી ઉતાવળે તેણે રસોઇ તૈયાર કરી નાખી. ઘરમાં મૂઠી દાળ અને ટીપરી ચોખા એટલુંજ અનાજ હતું. વાડામાંથી તાજાં રીંગણાં તોડી આણીને તેનું ભરત બનાવ્યું. ઘરમાં ઘી પણ થઈ રહેવા આવ્યું હતું. ઘેર ગાય હતી તેના દૂધને આધારકીને ઇન્દુમતી જાતેજ ઘી બનાવી લેતી. બેઉ પરોણા થાકી ગયેલા અને ભૂખ્યા હોવાથી ઇન્દુમતીએ હૈયાના સાચા ભાવથી બનાવેલી રસોઇ તેઓ અત્યંત આનંદપૂર્વક જમ્યા. જમી રહ્યા પછી નકુલબાબુએ પોતાની સાથે આવેલા જાદવ બાબુને કહ્યું: "આજે તો મેં ખૂબ દાળ ખાધી. હું મારે ઘેર કદિ આટલી બધી દાળ ખાતો નથી. છોકરી નાની છતાં તેનો સ્વભાવ, બુદ્ધિ અને વિનય જેવાં વખાણવા લાયક છે, તેવીજ તેની રસોઇ તથા ઘરકામની યોગ્યતા પણ વખાણવા લાયક છે."

જાદવ બાબુએ કહ્યું: “ખરી વાત છે, છોકરી સાક્ષાત્ લક્ષ્મી જેવીજ છે. ઈશ્વર એને રાજરાણી બનાવે!”

પરોણાઓને જમાડયા પછી ઇન્દુમતીએ તેમને માટે બીજા ઓરડામાં પથારી પાથરી. ઘરમાં મોટા લોકોના જેવા તળાઇ ખાટલા ન હતા. એક સ્વચ્છ શેતરંજી ઉપર તેણે જાતે બનાવેલું ગોદડું પાથરી આપ્યું. ગોદડાની સીલાઇમાં પુષ્કળ કારીગરી જોઇને જાદવબાબુએ પૂછયું: “બહેન! આવાં સરસ ગોદડાં અહીંના દરજી શીવી શકે છે?”

આનો જવાબ અલકાએ આપ્યો. તેણે કહ્યું: “એ તો ઇન્દુએ પોતાને હાથે જ શીવ્યું છે. એવા એવા કામમાં ઇન્દુની બરોબરી કરે એવું આ ગામમાં એક પણ નથી. જેવું એનું રૂપ છે અને જેવા એનામાં ગુણ છે તેવું એ બિચારીનું નસીબ નથી; બિચારી સોનાની પૂતળી જેવી છોકરીના કપાળમાં કોણ જાણે વિધાત્રીએ શું લખ્યું હશે?”

જાદવબાબુએ અલકાને વધારે પૂછપરછ કરતાં તેને જાણ થઇ કે એ છોકરી હજી કુંવારી છે. તેનો પિતા નિર્ધન હોવાથી તેનું લગ્ન કરી શકતો નથી. નકુલબાબુએ આ હકીકત સાંભળીને કહ્યું: “આવી છોકરીને પરણાવવામાં શા માટે મુશ્કેલી પડવી જોઈએ? એનાં પગલાં જેને ઘેર જશે તેને ત્યાં સાક્ષાત્ લક્ષ્મીનો વાસો થશે.”

સવાર પડતાં નકુલબાબુએ શ્યામચંદ્રને ખોળામાં બેસાડીને તેના હાથમાં બે રૂપીઆ મૂક્યા અને કહ્યું: “તું એના સંદેશ લઈને ખાજે.”

શ્યામે રૂપીઆ લઇ બહેનને બતાવ્યા. તે જોઇને ઇન્દુ-

મતીની આંખ ભરાઇ આવી. પોતાના નમાયા ભાઇ તરફ કોઇ વ્હાલ બતાવતું તે જોઇને શોક અને આભારથી તેનું હ્રદય છલકાઇ જતું; પણ અજાણ્યા પાસેથી બે રૂપીઆ લેવા તે ઠીક નહિ એમ જાણીને તેણે શ્યામને કહ્યું: "એ રૂપીઆ એમને પાછા આપી આવ. બાપા ઘેર આવશે, ત્યારે હું તને એ કરતાં વધારે રૂપીયા અપાવીશ."

ભાઇએ બહેનની આજ્ઞા માની અને નકુલબાબુની પાસે જઇને કહ્યું: "રૂપીઆ પાછા લો. મારી બહેને મને પાછા આપી દેવા મોકલ્યો છે."

નકુલબાબુએ જરા સ્મિત કરીને કહ્યું: "આપ્યા તે પાછા લેવાતા હશે કે?" પોતાને તદ્દન ત્રાહિત માણસ ધારીને ઇન્દુમતીએ એ રૂપીઆ લેવાની ના કહી હશે એમ સમજીને તેણે કહ્યું: "તમે મને ઓળખતાં નથી; પણ હું તમારો કાંઇક સગો થાઉં છું. તમારા બાપ સાથે મારે વિશેષ ઓળખાણ છે. તે ઘેર આવશે ત્યારે હું બીજી વાર આવીશ."

પછી બેઉ પરોણાઓ ઇન્દુમતીની કાર્યદક્ષતા અને સહ્રદયતાનાં વખાણ કરતા કરતા ત્યાંથી રજા લઇને ચાલતા થયા.

---

## ૬—ગુણની પિછાણ.

બેઉ પ્રવાસીઓ હોડીમાં બેસીને પોતાના ઘર તરફ જવા લાગ્યા. રસ્તામાં નકુલબાબુએ જાદવ બાબુને કહ્યું: "છોકરી ઘણી ખુબસુરત અને ગુણવતી છે. દ્રવ્યને અભાવે જ તેનું લગ્ન-

થયેલું લાગતું નથી. એનું લગ્ન કોઇ સારા માણસ સાથે ગોઠવી આપીને લગ્નનો ખર્ચ મારે આપવો એવી મને પ્રબળ ઇચ્છા થઇ છે. જે મોટો ભાગ્યશાળી હોય તેનેજ આવી કન્યા મળે."

જાદવબાબુએ જરા સ્મિત કરીને કહ્યું: "જો ઇચ્છા થતી હોય તો તમે પોતે જેવી ઇચ્છતા હતા તેવીજ આ કન્યા છે. આ યોગ ઘણો સારો છે. તમે પણ દયાળુ અને મોટા મનના અને છોકરી પણ લક્ષ્મીના અવતાર જેવી !"

નકુલબાબુએ કશો ઉત્તર આપ્યો નહિ. હોડી સડસડાટ ચાલવા લાગી. હવે વાંચક ! ચાલો આપણે પણ નકુલબાબુની સાથે તેમને ઘેર જઇએ.

ગુણગ્રાહી યુવક નકુલબાબુના ચિત્તમાં માતૃહીન ઇન્દુમતીની સુયોગ્યતા સંપૂર્ણ વસી ગઇ હતી. તેની પોતાની આકૃતિ પણ તેવીજ સુંદર અને સુગઠિત છે. તેનો વર્ણ જરાક શ્રામળો પણ તેજસ્વી છે. ઉમ્મર વીશ કરતાં વધારે નથી. શરીર ભરેલું, બળવાન પણ કોમળ છે. સુઘડતાથી હોળેલા કાળા ભ્રમર જેવા વાળ માથે શોભી રહ્યા છે. કપાળ ઉંચું અને ઘાટદાર છે. નેત્ર વિશાળ અને ઉજ્વલ છે. તેના તરફ જોતાંજ જણાઇ આવે છે કે તે ઘણો બુદ્ધિમાન અને ઉદાર દિલનો યુવક છે. નકુલબાબુ હોડીની મુસાફરી દરમ્યાન બધો વખત ઉંડા વિચારમાં નિમગ્ન થઇને બેસી રહ્યો. તે મૂળથી જ વિચારશીલ પ્રકૃતિનો હતો; પણ આજે તેના હૃદયમાં કયી જાતના ભાવતરંગ ઉઠે છે તે અમે કહી શકતા નથી. આવા ઉંડા વિચારમાં તો અમે તેને અગાઉ કદિ જોયો નથી.

બપોર પહેલાં નકુલબાબુ ઘેર જઇ પહોંચ્યો. ઘરમાં પેઠા

પછી પણ તે કશું બોલ્યો નહિ અને કોઇને ખબર કર્યા વગર બહારના દિવાનખાનામાં બેસીને પોતાના ખેસવડે પવન નાખવા લાગ્યો.

આખા ગામમાં તેનું ઘર સૌથી વિશેષ ભભકાદાર અને ઇમારતી ઢબનું જણાય છે. ચોગાનની વચમાં બેઉ બાજુએ નોકર ચાકરને રહેવાની લાંબી હારબંધ ઓરડીઓ આવી રહી છે. વચમાં વિશાળ આંગણું છે, તેમાં પતરાંનું બાંધેલું મોટું નાટ્યમંદિર છે; જેમાં ઘણીવાર હરિકથાઓ અને મેળાવડા થાય છે. નાટ્યમંદિરની સામે એક નાની સરખી, સુંદર નકશી કામથી સુશોભિત બંગલી છે. ઘરની પૂર્વ દિશાએ નાનું તળાવ છે. તેના ઉપર બે પાકા ઓવારા છે અને આસપાસ નાના પ્રકારનાં ફૂલ–ફળનાં ઝાડ શોભી રહ્યાં છે.

નકુલબાબુ થોડીવાર આરામ લીધા પછી ધીમે અવાજે બોલ્યો: “ દયા માસી ! ”

તેની ચાકરડીનું નામ દયા કરીને હતું. ઘણાં વર્ષ થયાં તે આજ કુટુંબમાં રહે છે. નકુલબાબુની મા તેને બહેન કહેતી તેથી તે તેને માસી કહીને બોલાવે છે. નકુલબાબુનો સ્વર સાંભળીને દયા દોડતી દોડતી બહાર આવી અને તેનો થાકથી લેવાઇ ગયેલો ચહેરો જોઇને તેણે કહ્યું: “ આજ ખરા બપોરે તાપમાં ક્યાંથી આવ્યા ? હજી સુધી જમ્યા પણ નથી ! કાલે રાતે વરસાદ પડ્યો ત્યારે ક્યાં સૂતા હતા ? ”

નકુલઃ—વરસાદ તો પડ્યો હતો પણ કાંઇ ઝાઝી મુશીબત પડી નથી. ઇશ્વરે મને ઘણે સારે ઠેકાણે ઉતારો અપાવ્યો હતો; પણ આજે તો હું અત્યાર સુધી ભૂખ્યો જ છું.

દયા:—તેમાંજ મોઢું કરમાઈ ગયું છે. હું તો ભાઇ તમને કહ્યાજ કરૂં છું કે તમે આમ ગામે ગામ રખડતા ન ફરો. તમે મોટા માણસના છોરૂ અને હજી કાચી ઉમ્મરના છો. તમારે શા માટે આટલી બધી મહેનત કરવી જોઇએ ? પારકા ગામના લોક ભૂખે મરતા હોય તેમાં તમારે શીદ માથાકૂટ કરવી પડે ? તમે શા સારૂ લોકોને માટે ગામે ગામ ભીખ માગતા ફરો ? બીજા ઘણુાય માણસો છે તેમને મોકલો તો ન ચાલે? ઓયમા ! કેટલો પરસેવો છૂટયો છે ?

બોલતાં બોલતાં દયાની આંખમાં આંસુ આવી ગયાં. તે નકુલબાબુને પેટના દીકરા કરતાં પણ વધારે ચહાતી હતી. તે નકુલ બાબુને પંખો નાખતાં નાખતાં મોટે સાદે બોલી: “ વહુ ! બાબુ આવ્યા છે; સવારના ભૂખ્યા છે માટે ઝટ રસોઈ કરી નાખો.”

પછી તે તેને ઘરમાં લઇ ગઈ અને હાથ મોં ધોવાને પાણી આપ્યું. નકુલબાબુના મોટા ભાઇની વિધવા પત્ની શશિમુખીએ રસોઇ કરવા માંડી.

નકુલબાબુનું ઘર જેવું શોભાયમાન હતું તેવો ગામમાં તેનો દરજ્જો પણ ભારે હતો. આખા સુવર્ણપુર ગામના બધા તાલુકદારમાં તેનો દરજ્જો વિશેષ હતો. વાર્ષિક દશ હજારની આવક ઉપરાંત પિતા તરફથી વારસામાં રોકડ રકમ પણ પુષ્કળ મળી હતી. આવી રાજદરબારના જેવી સાહેબી છતાં તેની વિધવા ભાભી અને નાની ભત્રીજી સિવાય કુટુંબમાં બીજું કોઇ ન હતું. નોકર વર્ગમાં માત્ર દયા અને એક સાગર નામનો છોકરો એટલાંજ હતાં. તેનું કુટુંબ પહેલેથી આવું આછું ન હતું; પરંતુ બે વરસ પર ગામમાં ભયંકર પ્લેગ

ચાલ્યો. તેમાં તેનો પિતા, માતા, મોટો ભાઇ અને નાની બહેન બધાં થોડા થોડા દિવસને અંતરે ગુજરી ગયાં હતાં. આથીજ એક વખતનું માણુસોથી ભરપૂર એવું આ ઘર આજે આમ શૂન્ય જેવું થઇ રહ્યું હતું.

વીસ વર્ષનો યુવક નકુલબાબુજ હવે આખા કુટુંબમાં સૌથી મોટો રહ્યો. તે ભરજુવાનીમાં હતો; છતાં વિપત્તિના આઘાતથી તેનું મન સંસાર ઉપરથી ઉઠી ગયું હતું. સંસારના કોઈ પણ કામમાં તેનું ચિત્ત પરોવાતું નહિ. સંસારનું કોઇ પણ પ્રકારનું સુખ તેના અંતઃકરણને આનંદ આપી શકતું નહિ. તેનાં સગાં તેને પરણવાનો આગ્રહ કરતાં, પણ તે હમ્મેશાં ના ને ના જ કહેતો. તેને તો હવે એવીજ ઇચ્છા હતી કે પોતાની તમામ દોલત ગરીબોનું ભલું કરવામાં અને જગતનું કલ્યાણ થતું હોય એવા કામમાંજ ખરચવી. તે પોતે જાતે પણ ગરીબોનું દુઃખ ટાળવાને તનતોડ પરિશ્રમ કરતો હતો. વર્ધમાન જિલ્લામાં દુષ્કાળ પડવાથી ત્યાંના રહેવાસીઓને અનાજ પૂરૂં પાડવા માટે ફંડ ઉઘરાવીને તેની વ્યવસ્થા કરવાના કામમાં તે હમણાં રોકાયો હતો; અને એજ કામને માટે ફરતો ફરતો ગઇ કાલે ઇન્દુમતીને ઘેર આવી ચડ્યો હતો.

રસોઇ તૈયાર થઇ ગઇ અને શશિમુખીએ પોતાના દિયેરનું ભાણું પીરસ્યું. નકુલબાબુએ જમતાં જમતાં કહ્યું: “ગઇ કાલે હું એક જણનો પરોણો થયો હતો. તે ઘેર એક છોકરીએ એવી સરસ દાળ બનાવી હતી કે તેવી દાળ તો મેં મારા જન્મારામાં પણ ખાધી નથી. કદાચ તે વખતે ઘણો પરિશ્રમ કરવાથી મને સારી પેઠે ભૂખ લાગી હશે; તેથી પણ કદાચ રસોઇ વધારે સ્વાદિષ્ટ લાગી હોય!”

દિયેરની વાત સાંભળીને શશિમુખીએ જરાક મશ્કરીમાં કહ્યું: " હમણાં તો તમને છોકરીઓનાજ હાથની રસોઈ બહુ ભાવતી લાગે છે. એવી એકાદ છોકરીને પરણી લાવીને પછી તેની રસોઇ ચાખી જુઓ કે દરરોજ તેના હાથની રસોઇ ભાવે છે કે નહિ ? વારૂ તમે કાલે કોની છોકરીના હાથનું જમી આવ્યા ? તે બહુ રૂપાળી હોવી જોઇએ !"

નકુલબાબુએ પછી ગઇ રાતની વિપત્તિ, લક્ષ્મીપુરમાં કૈલાસબાબુના ઘરની મહેમાની, બાલિકા ઈન્દુમતીનાં રૂપ ગુણ વગેરે બધી બાબતોનો ઇતિહાસ ભાભીને કહ્યો. તેને મોઢેથી કેવળ એક અજાણી છોકરીનાં રૂપગુણની તારિફ સાંભળીને શશિમુખી ઘણી પ્રસન્ન થઈ. તેણે હસતાં હસતાં પૂછયું: " એ છોકરી પરણેલી છે કે કુંવારી ?"

નકુલ:—કુંવારી. મેં સાંભળ્યું છે કે તેનો બાપ ઘણો ગરીબ છે તેથી પુત્રીનું લગ્ન કરવા જેટલું નાણું તે બચાવી શકતો નથી. હાલની રીત પ્રમાણે ભારે પહેરામણી આપ્યા વગર સારો વર મળવો મુશ્કેલ છે. ગમે તે કારણ હોય પણ છોકરી ઘણી મોટી થઈ ગઈ છે.

શશિમુખી:—ત્યારે તો ઘણુંજ સારૂં. હું તેને મારી દેરાણી બનાવીને ઘેર લાવીશ.

નકુલબાબુએ કશો જવાબ આપ્યો નહિ, તેથી શશિમુખી વધારે પ્રસન્ન થઇ. લગ્ન કરવા માટે તેણે નકુલબાબુ સાથે ઘણીવાર જીદ લીધી હતી; પણ તેણે બધી વખતે ગુસ્સો બતાવીને એ વાતને ધુતકારી કહાડી હતી. દિયેરને પરણાવીને તેનો સંસાર જોવાની શશિમુખીને મોટામાં મોટી અભિ-

લાષા હતી. ભરજુવાનીમાં તેને રંડાપો આવ્યો હતો અને સંતાનમાં તેને એક છોકરીજ હતી. સંસારમાં તેને છોકરી અને દિયેર સિવાય બીજા કોઇના સામું જોવાનું નહતું. નાનપણુથી તેને એવી ઉમેદ હતી કે પોતાને છોકરા થાય અને તેમની વહુઓ આવે તો તેમના ઉપર વડીલ થઇને મોટે પાટલે બેસું; પણુ કમનશીબે તેની એ ઇચ્છા પૂરી થતા પહેલાંજ તે રાંડીને બેઠી અને તેની તમામ ઉમેદ ધૂળધાણી થઇ ગઇ. હવે માત્ર તે એકજ આશા રાખીને બેઠી હતી કે દિયેર પરણે તો દેરાણી ઉપર સત્તા ભોગવવાનો લ્હાવો મળે. ખરી વાત એ હતી કે શશિમુખીની જીભ બાર ગજ લાંબી હતી; પણુ ઘરમાં તેનું કોઈ હરીફ ન હોવાથી તે બિચારીને મોઢે તાળું દઇને બેસી રહેવું પડતું. ઘણે દિવસે આજે દિયેરની સાથે લગ્નની વાત નીકળતાં તે હમ્મેશની માફક ચીડાયા નહિ અને મૌન રહ્યા; તેથી મૌનભાવને સંમતિસૂચક સમજીને શશિમુખીના આનંદનો પાર રહ્યો નહિ. તેણે હરખાઇને દિયેરને કહ્યું: "કેમ હવે સંન્યાસીબાવા સંસારી થવાના કે?"

નકુલબાબુએ અસાધારણુ ગંભીર સ્વરે કહ્યું: "સંસારી થઇને હવે શું સુખ ભોગવવાનું છે? મારા સુખના દિવસો તો ગયા! પારકી છોકરીને પરણીને તેને બિચારીને મારા દુઃખની ભાગીદાર બનાવવાની મારી મરજી નથી."

શશિમુખી એટલું તો સમજીજ ગઇ હતી કે તે છોકરીના રૂપગુણુથી નકુલબાબુ રાજી તો થયાજ છે; તોપણુ તે દિયેરને સમજાવવા લાગી: "દિયેરજી! લગ્ન નહિ કરો અને આમ ગામેગામ રખડતા ફરશો તો તમને કદિ પણુ શાંતિ વળનાર

નથી. ઈશ્વર ઇચ્છાથી જે થયું તે થયું. નાહક કલેશ કરવાથી આપણું કશું વળનાર નથી. ભગવાન તમારો સંસાર સુખમય કરશે. બાપદાદાના વંશને નિર્મૂળ કરી નાખવો એ પણ મોટું પાપ છે. વારૂ, દિયેરજી ! એ છોકરીનું કુળ કેવું છે ?"

નકુલઃ—છેકજ ગરીબ છે.

શશિમુખીઃ—તેમાં શી અડચણ છે ? ગરીબ ઘરની છે તેમાં આપણને શું ? આપણને તે પહેરામણીમાં માત્ર દશ રૂપીઆ આપશે તોપણ ચાલશે. કાલેજ હું તેને ઘેર વેવીશાળીઆને મોકલું છું.

નકુલઃ—કાલને કાલ ઉતાવળ શી છે ? જરાક વિચાર તો કરી જુઓ.

શશિમુખીઃ—અત્યારે કર્યો તેજ વિચાર સારો છે. બીજા વિચારથી કશી સિદ્ધિ નથી. મારે ઉડતા પંખીને એકવાર પાંજરામાં પૂરીજ દેવું છે. પછી જોઉં છું કે તે કેવુંક ઉડતું ફરે છે ? મા કાલી ! જો મારા દિયેરજી ફરી નહિ જાય તો હું તને પાંચ રૂપીઆનો પ્રસાદ ધરાવીશ.

નકુલબાબુ ત્યારપછી કશું બોલ્યા નહિ. જમીને બહારના દિવાનખાનામાં ચાલ્યા ગયા અને શશિમુખી તો દિયેરને પરણાવવાની ઉમેદથી હર્ષઘેલી બની ગઇ.

## ૭—ગુણનો બદલો.

સંસારમાં ગુણની કદર આજ નહિ તો વહેલે મોડે પણ થયા વગર રહેતી નથી. જો કોઇ પોતાના કર્તવ્યનું બરાબર પાલન કરે તો તેનો બદલો તેને મળ્યા વગર રહેવાનોજ નહિ.

અંધકારમય ખાણના ઉંડાણમાં પડેલું કિમ્મતી રત્ન હમણાં નહિ તો ભવિષ્યમાં બહાર નીકળશે, તેની કિમ્મત અંકાશે અને કોઇ ધનવાનને હાથ જશે. જંગલમાં ઉગેલી સુંદર પુષ્પલતા કદાચ ઘણા દિવસ સુધી અજ્ઞાત અવસ્થામાં પડી રહે, તેના ઉપરનાં સુગંધી પુષ્પો નિરર્થક ખીલી ખીલીને કરમાઇ જાય, તોપણ કોઈ ગુણગ્રાહી રસિક પુરૂષની નજર તેના ઉપર વહેલી મોડી તો પડશેજ; અને આખરે તેના સુશોભિત બગીચામાં ઘણાજ પ્રેમ અને સંભાળપૂર્વક તેને સ્થાન આપવામાં આવશેજ. ગુણવાન પુરૂષોને તેમના ગુણનો બદલો અપાવવાને સારૂ ઈશ્વિર તેમને સત્પુરૂષોના માર્ગમાં મૂકી આપે છે. એજ ધોરણને અનુસરીને ઈન્દુમતી દરિદ્ર પિતાને ઘેર જન્મેલી હોવા છતાં ગુણવતી હોવાથી છેવટે તે નકુલબાબુની દૃષ્ટિએ પડી; અને એકજ દિવસના સાધારણ પરિચયથી તે અપરિચિત યુવક તેના ગુણ અને સહૃદયતાથી મોહિત થઈ ગયો. નકુલબાબુને સંસાર તરફ વચમાં જે વિરાગ ઉપજી આવ્યો હતો તે હવે ઇન્દુમતીનાં રૂપગુણ જોયા પછી જતો રહ્યો. હવે તેને સમજાયું કે ઇન્દુમતી જેવી પત્ની હોય તો કદાચ સુખી થવાય ખરૂં. તેના જેવી ચતુર અને ગુણવતી સ્ત્રીની બરદાસ્તથી શોકાતુરનો શોક અને દુઃખી માણસનું દુઃખ ઝાઝી વાર રહેવા પામે નહિ. વળી તેને એવો પણ એક વિચાર આવ્યો કે, ગુણવતી ઇન્દુમતી ગરીબની પુત્રી હોવાથીજ હજી અવિવાહિતા છે; માટે તેની સાથે લગ્ન કર્યાથીજ તેના ગુણનો યોગ્ય બદલો આપી શકાશે. વળી તેના જેવી સહૃદય અને ઉચ્ચભાવનાવાળી પત્ની પ્રાપ્ત કર્યાથી પરોપકાર કરવાની પણ અનેક પ્રકારની અનુકુળતા બની આવશે.

થોડા દિવસ પછી નકુલબાબુની સંમતિ લઇને શશિમુખીએ કૈલાસબાબુને ઘેર વેવીશાળીઓ મોકલ્યો અને વિવાહના સંબંધમાં તેની મારફતે ગોઠવણ કરવા માંડી.

નકુલબાબુએ કૈલાસબાબુને જણાવી દીધું કે, "તમારે કોઇ વાતની ચિંતા કરવી નહિ. લગ્નનો બધો ખર્ચ હું આપીશ. આ વાત કૈલાસબાબુએ ઘણાજ આનંદપૂર્વક કબૂલ કરી એમ કહેવાની જરૂરજ નથી. નકુલબાબુ જેવો એક ઘણોજ પ્રતિષ્ઠિત ધનવાન, કુળવાન અને સુશિક્ષિત પુરૂષ નિર્ધન કૈલાસબાબુની કન્યા સાથે લગ્ન કરવા સંમત થાય એ વિચાર તેને સ્વપ્નમાં પણ આવવાનો સંભવ ન હતો. આ વાત સાંભળતાંજ તે આનંદથી વિહ્વલ બની ગયો; પણ આ વાત સાચી હશે કે જુઠી તેનો તેને સંદેહ પડયો તેથી તે જાતે નકુલબાબુને ઘેર ગયો અને તેનો તથા તેની ભાભીનો અભિપ્રાય જાણ્યો ત્યારે તેને શાંતિ વળી.

થોડા મહિના પછી શુભ મુહૂર્ત જોઈને નકુલબાબુ અને ઇન્દુમતીનાં લગ્ન કરવામાં આવ્યાં. રાંક પિતાની પુત્રી ઇન્દુમતી અને શ્રીમંત પિતાનો પુત્ર નકુલબાબુ બેઉ પતિપત્નીના સંબંધથી જોડાયાં. કૈલાસબાબુનું ઘર ગરીબ હતું છતાં કન્યાદાન વખતે ઇન્દુમતીના શરીર ઉપર નાના પ્રકારના સોનાના દાગીના જોઈને ઘરેણાંની શોખીન એવી સારા સારા ઘરની સ્ત્રીઓ પણ મનમાં તેના સૌભાગ્યની ઈર્ષ્યા કરવા લાગી. નકુલબાબુ જેવો જમાઇ મળ્યાથી કૈલાસબાબુના દુઃખનો અંત આવી ગયો. તેને તો હવે સ્વર્ગજ હાથ વેંતમાં આવી ગયું. ગામના લોક પણ કહેવા લાગ્યા કે, "એ તો ભાઇ, ભગવાનેજ એનું લગ્ન

કરાવી આપ્યું. જેનામાં ગુણ છે તેના ઉપર દેવતાઓ પણ પ્રસન્ન થાય છે. ”

# ૮—સાવકી મા.

પરણ્યા પછી ઇન્દુમતી બેચાર દિવસ સાસરે રહી આવી અને પિયેર પાછી આવી. નકુલબાબુએ ઇન્દુમતીને હાથખરચી માટે સેંકડોની રકમ આપી હતી.

થોડા વખત પછી નકુલબાબુ ઇન્દુમતીને તેડી જવા પોતાને સાસરે ગયો. ઇન્દુએ તે વખતે પોતાના વરને ઠરેલ ઉમ્મરની બુદ્ધિમતી સ્ત્રીની માફક કહ્યું કે, “ તમારી કૃપાદૃષ્ટિથી માત્ર તમો તરફથી મળતી હાથખરચીમાંથી પણ એક જરૂરી કામ કરવા ધારૂં તો થઇ શકે તેમ છે; પણ જે મારા જીવન-સંગાથી અને જીવનસર્વસ્વ છે, તમની અનુમતિ વગર કાંઇપણ અગત્યનું કામ કરવાનો મારો ધર્મ નથી. મારા બાપનું ઘર સ્રી વગરનું છે. મારો ભાઇ પણ હજી ઘણો નાનો છે. શ્યામને તો કદાચ આપણી સાથે પણ તેડી જઇએ; પણ મારા બાપા એકલા શી રીતે રહે? તેમની ઉમ્મર પણ હજી ઝાઝી થઇ ગઇ નથી. તે પોતે તો ફરી પરણવાનો વિચાર સુદ્ધાં લાવતા નથી; પણ આપણે બધાં દબાણ કરીએ તો તેમનાથી ના નહિજ કહેવાય.”

નકુલબાબુએ પોતાની બુદ્ધિમતી પત્નીની સલાહ માની અને કૈલાસબાબુને ફરી પરણવાનો આગ્રહ કર્યો. તેણે પ્રથમ તો એ વાત માની નહિ; પણ તેણે જોયું કે પોતે લગ્ન ન

કરે ત્યાં સુધી પુત્રી અને જમાઈને શાંતિ નહિ વળે, તેથી આખરે કૈલાસબાબુએ લગ્ન કરવાની હા કહી. નકુલબાબુએ બધે તપાસ કરીને સસરાને માટે સારા ઘરની અને મોટી ઉમ્મરની સુલક્ષણી કન્યા શોધી કહાડી અને તેમનાં લગ્ન પણ કરાવી આપ્યાં. ઇન્દુમતી પતિની રજાથી તેને ઘરકામ શિખવવા માટે થોડા દિવસ વધારે પિયેર રહી. તેના જેવી ગુણવતીની સોબતમાં રહીને હરકોઇ સ્ત્રી ગુણવાન થઈ જાય એમાં નવાઇ નથી. પહેલેજ દિવસે શ્યામે તેને પૂછયું કે, "બહેન ! આ કોણ ? "

ઇન્દુએ કહ્યું: " એ આપણી મા થાય. આપણને હવે મા મળી છે. " ચાર વરસ અગાઉ બિચારો શ્યામ મા વગરનો થયો હતો, તોપણ તેને માની વાત થોડી થોડી યાદ હતી. તેણે કહ્યું: " આ વળી કેવી મા ? આ તો લાજ કહાડીને ફરે છે ! આપણી બા તો કાંઈ લાજ કહાડતી ન હતી ! '

ઈન્દુમતીને પાછલી વાત યાદ આવી અને તેની આંખમાં પાણી આવ્યું. તેણે સાવકી માને વહાલથી કહ્યું: " બચ્યું ! બા ! નાના છોકરાંની તે લાજ કહાડવી ઘટે ! અમારી તમે લાજ કહાડશો ? તમારા સિવાય બીજું અમારા મોં સામે જોનાર કોણ છે ? અમે આજ કાલ કરતાં કેટલાં વરસથી માનું સુખ દીઠું નથી. અમારા નશીબમાં જે લખ્યું હતું તે થયું. મેં તો થોડો વખત એ માનાં લાડ ભોગવ્યાં છે, પણ શ્યામને તો માનું સુખ તમારેજ આપવાનું છે. એને તમારોજ દીકરો ગણીને તમારા ખોળામાં બેસાડો. " આટલું બોલતાં તે રડી પડી. લજ્જાવતી નવી વહુની શરમ ભાંગી ગઈ. તેણે શ્યામને વહાલથી ખોળે લીધો અને તે પણ "બા, બા" કહીને હર્ષઘેલો બની ગયો.

ઇન્દુમતીએ તે દિવસથી શ્યામને સાવકી માના હાથમાં સોંપ્યો. તેના તરફ હવે તે વધુ ધ્યાન આપતી નહિ. શ્યામ કોઇ વસ્તુની હઠ લેતા તો ઇન્દુ તે ચીજ તેને નહિ આપતા એમજ કહેતી કે, "જા, બાની પાસે માગ." તે કોઇવાર મસ્તી કરતો અને ઇન્દુ તેને મારવા જતી, ત્યારે તે "બા, બા" કહીને સાવકી માની સોડમાં ભરાઇ જતો.

ભોળો શ્યામ બહેનનો પોતાના ઉપરનો ભાવ ઓછો થએલો જોઇને કુદરતી રીતેજ સાવકી મા તરફ વળ્યો. ઇન્દુમતીનું પોતાના ભાઇ ઉપરનું વહાલ અંદરથી કાંઈ ઓછું થયું ન હતું; પણ તે એમ માનતી કે **જેમને આપણે આપણાં પોતાનાં ગણીએ તેઓ વહેલાં મોડાં પણ આપણાં થયા વગર રહેનાર નથી.** એટલા માટે તે જાણી જોઇને શ્યામનું જતન પોતે કરતી નહિ; તેથી શ્યામને પણ સાવકી માને પોતાની મા જેવી ગણવાની જરૂર પડી. વળી જેનું જતન કરનાર કોઇ નથી એવા અનાથ બાળકને જોઇને નિષ્ઠૂર હૃદયનાં માણસ પણ પીગળી જાય છે. ઇન્દુમતીએ જ્યારે શ્યામને ખવડાવવાની ના કહી ત્યારે તે સાવકી માની પાસે બેસી જમવા લાગ્યો. ઇન્દુમતીએ જ્યારે તેને પોતાની જોડે સૂવાડવાની ના પાડી ત્યારે તે સાવકી માની પથારીમાં જઇને સૂવા લાગ્યો. ઘરને લગતું તમામ કામકાજ પણ ઇન્દુમતીએ પોતાની નવી માને માથે નાખી દીધું હતું. તેની રજા વગર પોતે કશું જ કરતી નહિ. સાવકી માએ પણ જોયું કે પોતે અનાયાસે વગર તકરારે ઘરમાં કરતી કારવતી બની ગઇ છે અને શ્યામ અને ઇન્દુમતી પોતાને તાબે રહે છે; તેથી તેના મનમાંથી પણ સાવકાપણું જતું રહ્યું.

ત્યાર પછી થોડે દિવસે નકુલબાબુએ ઇન્દુમતીને આણું મોકલ્યું. તેણે પોતાની જન્મભૂમિ, પિતા, ભાઇ અને બહેનપણીઓની આંસુભરી આંખે વિદાય લીધી અને પિતાને તથા સાવકી માતાને પ્રણામ કરીને સાસરે ગઈ. જતી વખતે તેણે શ્યામને પોતાની સાથે તેડી જવાની માગણી કરી; પણ તેથી તેની સાવકી મા ઘણીજ નારાજ થઇને બોલી: “ ઇન્દુ ! તું જાય અને સાથે શ્યામને લેતી જાય તો પછી મને ઘરમાં એકલીને ગમે શી રીતે ? ” આથી ઇન્દુમતી શ્યામને સાવકી માની સંભાળ નીચે રહેવા દઇને સાસરે જવા નીકળી.

## ૯—જેઠાણીનો પરાજય.

ઇન્દુમતી હવે પિતાની ઝૂંપડી છોડીને પતિની હવેલીમાં રહેતી થઈ. ગરીબ ઝૂંપડીમાં ઉછરેલી રંક પિતાની પુત્રી પોતાના ગુણપ્રભાવને લીધે આજે પતિના ઐશ્વર્યની અધિકારિણી થઈ છે. સુશોભિત અને વિશાળ હવેલી, કિંમતી રાચરચીલાં, ઉમદા વસ્ત્રાલંકાર, ફળફૂલથી ઝૂકી રહેલો બગીચો; એ સર્વની તે માલિક થઈ. તેના ઉમદા ગુણનો આ યોગ્ય પુરસ્કાર હતો. આ સર્વ પદાર્થો જોઇને તે મનમાં ઘણી પ્રસન્ન થઇ અને પ્રભુનો ઉપકાર માનીને વિચારવા લાગી કે, “ ખરેખર ઈશ્વરેજ મારા ઉપર કૃપા કરીને આટલી મોટી સંપત્તિની અધિકારિણી બનાવી છે. હું એ ઐશ્વર્યનો યોગ્ય ઉપયોગ કરીને ઈશ્વરના કાર્યમાં તેનો યથાશક્તિ વ્યય કરૂં તોજ હું

**તેના પ્રત્યેની મારી સત્ય કૃતજ્ઞતા દર્શાવી શકું."**

શશિમુખીએ દિયેરને પરણાવ્યો અને દેરાણી ઘેર આવતી થઇ; પણ ઘરની વડીલ થઇને નાનાંઓ ઉપર અમલ ચલાવવાનો લ્હાવો તેનાથી લેવાયો નહિ. તેના સ્ત્રીજીવનની એકજ ઉમેદ હતી કે હું મોટે પાટલે બેસું અને મારા હાથનીચેની સ્ત્રીઓ ઉપર હુકમ ચલાવું; પણ **જ્યારે આપણે જાતેજ બીજાને આપણો વડીલ માની લઇ બધો ભાર તેના ઉપર મૂકી દઇએ છીએ, ત્યારે પછી તે ગમે તેવો અભિમાની માણુસ હોય તો પણ આપણને દુઃખ દઈ શકતો નથી** એવો સ્વાભાવિક નિયમ છે. ઉલટું એમ પણ બને છે કે વખત જતાં તે પોતેજ આપણે આધીન બની જાય છે.

દેરાણી ઇન્દુમતીએ સ્વેચ્છાથીજ પોતાની જેઠાણીને ઘરની અને પોતાની વડીલ બનાવી દીધી અને ઘરનો બધો કારભાર તેનાજ હાથમાં રહેવા દીધો; એટલે દેરાણી ઉપર અધિકાર જમાવવાનો કે તેના ઉપર હકુમત ચલાવવાનો શશિમુખીને પ્રસંગજ આવ્યો નહિ. તેણે એમ વિચાર્યું કે, ઇન્દુમતી કાંઇ કામ કરવા જાય તેમાં ગમે તે ખોડખાંપણ કહાડીને હું મારૂં વડપણ બતાવું; પણ ઇન્દુમતી કોઇ પણ કામ જેઠાણીને પૂછ્યા વગર અને તે કેમ કરવું તે તેની પાસેથી જાણી લીધા વગર કરતીજ નહિ. એટલે અમુક કામ તો ઇન્દુમતીએ પોતાનું ડહાપણ ચલાવીને કર્યું અથવા મોટાંને પૂછ્યા વગર કર્યું, એવો આરોપ તેના ઉપર મૂકવાનો તો અવકાશ જ રહ્યો નહિ. તેના કામમાં ફલાણી ફલાણી ભૂલ છે અથવા આ કામ તો તારાથી થયું જ નહિ, એમ કહીને શશિમુખી તેને ધમકાવવા

જતી; પણ ઇન્દુમતી તે વખતે ગરીબ ગાય જેવી બની જતી અને કહેતી કે, " મારે તો બધું હજી તમારી પાસેથી શીખવાનું છે. " ત્યારે શશિમુખી ચીડાઇને બોલતી કે, " આટલાં વરસ બાપને ઘેર રહીને કશું શીખી નહિ ? નાની કીકી છે તે આવડતું નથી ? " ઇન્દુમતી વધારે દીનતાપૂર્વક કહેતી, " બાપને ઘેર રહીને શું શીખાય ? મા તો નાનાં મૂકીને મરી ગઈ ! " આ જવાબથી શશિમુખી નિરુત્તર બની જતી. અહં**કારની સામેજ અહંકાર ફાવે છે. વિનય આગળ તો અહંકાર નરમજ પડી જાય છે.**

શશિમુખીની પુત્રી તરફ ઇન્દુમતી જરા બેદરકારી બતાવે તો તે બહાને પણ તે તેને બે બોલ સંભળાવવા ચૂકે તેમ ન હતી; પરંતુ થોડા દિવસમાં જ તેને સમજાઇ ગયું કે તે પોતે પોતાની વિમલા ઉપર જેટલું હેત રાખે છે તેના કરતાં તેની કાકી વધારે હેત રાખતી જણાય છે; અને છોકરી પણ પોતાની માના કરતાં ઘરમાં નવી સવી આવેલી કાકીનેજ વધારે ચાહે છે. આ વાત વિમલાના પોતાના શબ્દોમાંજ કહીશું તો વાચકને વધારે સુગમ થઇ શકશે.

એક દિવસ ઇન્દુ અને શશિ બેઉ દેરાણી જેઠાણી નાની વિમલાને રમાડતાં બેઠાં હતાં. કેટલીક વાર પછી ઇન્દુએ વિમલાને પૂછયું: " વિમલા ! તું તારે સાસરે જઈશ ત્યારે મારે સારૂ શું શું લેતી આવીશ ? " વિમલાએ હસીને જવાબ આપ્યો: " નારંગી, અંજીર, દ્રાક્ષ, મિઠાઇ અને એવું એવું બધું લાવીશ. "

ઈન્દુ:—તારી બાને માટે શું લાવીશ ?

વિમલા:—બાને માટે તો કશુંએ નહિ લાવું.

આ સાંભળી શશિમુખીએ કહ્યું: "કેમ? હું તને વહાલી નથી?"

વિમલા:—તું મને મારે છે અને ગાળો દે છે તે!

શશિમુખી:—તું મારૂં કહ્યું માનતી નથી ત્યારેજ તને ગાળો દઉં છું ને! કાકીનું કહ્યું તું માને છે એટલે તે તને ગાળ શું કરવા દે?

વિમલા:—તારૂં કહ્યું શાની માનું? તું મને ઘાંટા પાડે છે તે! કાકીમા તો મારતાંએ નથી ને ઘાંટાએ નથી પાડતાં. મને કેવા મજેના પાઠ શીખવે છે અને મારો ચોટલો વાળે છે. હું તો એમનું કહ્યું માનીશ; તારૂં કહ્યું જરાએ નથી માનવાની.

આખરે શશિમુખીએ પોતાનો પરાજય કબૂલ કર્યો. ઈન્દુમતીએ રાજી થઇને કહ્યું: "મોટી બ્હેન! વિમલા તો બસ જાણે મારીજ છોકરી; તમારી તો જરાએ નહિ."

શશિમુખીએ હસીને કહ્યું: "જા, જા, મૂર્ખી એ તો તારી સાથે એવી વઢશે!"

આ સાંભળી ઇન્દુમતી શરમાઈ ગઇ.

શશિમુખીના મનમાં બીજી એક ધારણા એ હતી કે, ઇન્દુમતી ખૂબ ઘરેણાં પહેરીને બધે હરેફરે તો વળી જરા મારૂં વડપણ ચલાવું, અને ચોરની બીક બતાવીને બધાં ઘરેણાં પેટીમાં મૂકાવી દઉં; પણ ઇન્દુમતીએ તો સાસરે આવતાંજ બધાં ઘરેણાં કહાડી નાખ્યાં. હાથે બે બે બંગડી અને ડોકમાં એક માળા સિવાય એક પણ જણસ તેણે શરીર પર રહેવા દીધી નહિ. આથી શશિમુખીને તો ઉલટું એમજ કહેવું પડ્યું કે, "વહુ! તને આટલા બધા દાગીના કરાવ્યા છે અને તું પહેરતી કેમ નથી? તારી તો હજી નાની ઉમ્મર

છે. અત્યારેજ પહેરીને ફરવાનો વખત છે. પછી છોકરાંની મા થઈશ ત્યારે એ લ્હાવો રોજરોજ નહિ લેવાય."

ઇન્દુમતીએ અતિ કરૂણ સ્વરે જવાબ આપ્યો: "બહેન! મને ઘરેણાં પહેરવાની હોંસજ થતી નથી."

શશિ:— કેમ વારૂ? અત્યારથીજ કેમ તારી હોંસ જતી રહી?

ઇન્દુ:— શી રીતે હોંસ રહે? અહિં હું શા સુખ ઉપર ઘરેણાં પહેરીને ફરૂં? વિધાતાએ આગળ આગળથીજ સુખ લઇ લીધું.

શશિ:— કેમ વહુ! એવું શું થયું છે?

ઇન્દુ ઘણા દુ:ખી અવાજથી બોલી: "બહેન! આપણે બેઉ જણ ઘરેણાં પહેરીને ફરીએ એવું જો ઈશ્વરે રાખ્યું હોત તો મારા જેવી ભાગ્યશાળી કોણ હતી? હવે મને ઘરેણાંની ઇચ્છા રહી નથી. મેં બધાંએ ઉતારીને પેટીમાં રાખી મૂકયાં છે. ઈશ્વરકૃપાથી વિમલા મોટી થશે એટલે તેને ઘરેણાં પહેરાવીને આપણા મનને રાજી કરીશું."

શશિમુખીના વૈધવ્યથી ઇન્દુમતીના મનમાં સ્વાભાવિક રીતેજ ઘણો કલેશ થતો હતો. એક દિવસ નકુલબાબુએ તેને ઘરેણાં નહિ પહેરવાનું કારણ પૂછ્યું, ત્યારે પણ તેણે એવોજ જવાબ આપીને તેને મ્હાત કર્યો હતો.

એમ કરતાં કરતાં શશિમુખી પૂરેપૂરી પરાજિત થઈ ગઇ. તેની વડપણ બતાવવાની ઉમેદ જતી રહી. ઇન્દુને તાબે કરવા જતાં પોતેજ તાબે થઈ ગઇ. ઇન્દુ ઘરેણાં પહેરતી ન હતી, પણ શશિમુખીએ તેને આખરે પહેરાવ્યાં ત્યારેજ જંપી. તે

રોજ રડતી અને કકળતી તેથી આખરે તેને રાજી કરવા માટે ઇન્દુમતીને ઘરેણાં પહેરવાં પડયાં. આ પ્રમાણે જેઠાણી શશિમુખી ગમે તેવી કજીઆખોર હતી તોપણ તે તેને સતાવી શકી નહિ; એટલું જ નહિ પણ ઉલટી ખરા દિલથી તેના ઉપર વહાલ કરવા લાગી. કહેવત છે કે "આપ ભલા તો જગ ભલા."

## ૧૦—નોકરની સેવામાં.

મૃત્યુના સપાટામાં આવી જઇ નકુલબાબુનું જે ઘર દુઃખમય અને સ્મશાન જેવું બની ગયું હતું, તેજ ઘર આવી રીતે ઇન્દુમતીએ પોતાના ગુણવડે ફરીથી આનંદમય બનાવી દીધું. ગુણવતી પત્નીની બરદાસ્ત, પ્રીતિ અને ભક્તિવડે નકુલબાબુના મનનો સર્વ બળાપો નહિ જેવો થઇ ગયો. તેના ઘરમાં હવે ફરીથી આનંદોત્સવ થવા લાગ્યાં. નવરાત્ર બેસતાંજ દુર્ગાપૂજનનો ઠાઠમાઠ પાછો અસલની રીત પ્રમાણે ચાલુ થયો. ફરીથી તેનું ઘર સગાં, કુટુંબીઓ, મિત્રો અને અતિથિઓથી ગાજતું થઇ ગયું. ઇન્દુમતી વખતોવખત સગાંસંબંધીઓની સ્ત્રીઓને પોતાને ઘેર નોતરતી અને તેમને ખાસ આગ્રહ કરીને જમાડતી. એ સિવાય અન્ય સમયે પણ વખતોવખત અમુક વ્રત કે નિયમને બહાને પોતાનાં પાડોશીઓને જમવા નોતરતી.

નકુલબાબુની તહેનાતમાં સાગર કરીને એક છોકરો રહેતો હતો. તેનું ઘર એજ ગામમાં હતું. ઘણીવાર લાગ

મળતો ત્યારે તે પોતાને ઘેર નાશી જતો; પણ ઇન્દુમતીના આવ્યા પછી તે ઘેર જવાનું નામ પણ દેતો ન હતો. તેને એક વાર નકુલબાબુએ પૂછ્યું: "અલ્યા સાગર ! તું કેમ હમણાંનો બિલકુલ ઘેરજ જતો નથી ?" સાગરે કહ્યું: "હવે શા માટે ઘેર જાઉં ? પહેલાં મને મારી મા પાસે જવાનું મન થતું તેથી ઘેર જતો હતો. હવે તો મારાં નાનાં મા આવ્યાં છે. તેની આગળ મારી મા તે શા હિસાબમા ?"

નકુલબાબુ આ જવાબ સાંભળીને હસી પડયા અને કહ્યું: "ત્યારે તું તો નિમકહરામ દેખાય છે. પારકા માણસના હેતથી તું તારી સગી માને પણ ભૂલી ગયો ?"

સાગર:— માને ભૂલી કેમ જાઉં ? પણ હું તો ધાણીની ગોળપાપડીનીજ લાલચે ઘેર નાસી જતો. હવે અહિં મારાં નાનાં મા પાસેથી મને એવું સરસ ખાવાનું મળે છે કે પછી ધાણીની ગોળપાપડી કોણ ખાય ? મારાં નાનાં મા તો મને ભણાવે છેએ ખરાં. તે મને કહે છે કે હું તને ચોપડી અપાવીશ અને નવરાશ મળશે ત્યારે પાઠ વાંચતાં પણ શીખવીશ.

તે દિવસથી નકુલબાબુએ સાગરને ભણાવવા તરફ વિશેષ કાળજી રાખવા માંડી અને પોતાનું કામકાજ કરવા માટે એક મોટી ઉમ્મરનો નોકર રાખ્યો.

કુટુંબની જુની દાસી દયા હવે ઘણીજ ઘરડી થઇ હતી અને હમણાં તો તે મરણતોલ માંદી પડી હતી. તે બચશે એવી મુદ્દલે આશા રહી નહિ. ઇન્દુમતીનો પ્રેમ અને બરદાસ્ત વધારે વખત ભોગવવાનું તેના નશીબમાં હવે રહ્યું ન હતું. તેને સગું વહાલું કોઇ ન હતું. આવી હાલતમાં ઘણાએ

લોક બિચારા કશો આધાર ન હોવાથી રસ્તામાં ગમે ત્યાં પડીને દેહ છોડે છે; પણ દયાના નશીબમાં એવી વિપત્તિ લખાઈ ન હતી. ઇન્દુમતીએ પોતાની દાસી દયાની જે રીતે સેવા ઉઠાવી, તેવી સેવા તો કોઈ છોકરાં છૈયાં અને ધણીવાળી સુખી ઘરની સ્ત્રીની પણ ભાગ્યેજ થતી હશે.

મરણપથારીમાં પડી પડી દયા કાંસતી હતી. પોતાના નાના છોકરાને ખોળામાં લઇને ઇન્દુમતી તેની પાસે બેસી રહેતી. ઈશ્વરે તેને થોડાજ વખત પર પુત્રની માતા બનાવી હતી. દયા ઉધરસ ખાતી ત્યારે ઇન્દુમતી તેના મોં આગળ પિચદાની ધરતી હતી. નબળાઈને લીધે ઘણીવાર તેનાથી બરાબર પિચદાનીમાંજ થૂંકાતું નહતું અને તેનો કફ પથારીમાં અથવા તેના શરીર ઉપર પડતો હતો. ઇન્દુમતી પોતાને હાથે એ બધું લૂછીને સાફ કરતી. દયાને અશક્તિને લીધે પથારીમાંજ ઝાડો પિસાબ થઇ જતો. ઇન્દુમતી પોતાને હાથેજ બગડેલી ચાદર કહાડી નાખતી અને બીજી ચાદર પાથરીને તેને સૂવાડતી. મંદવાડના અસહ્ય દુઃખથી તથા મરણની ઘડી નજીક હોવાને લીધે બિચારી દયા પથારીમાં તરફડીયાં મારતી; તે જોઇને ઇન્દુમતીની આંખમાં ઝળઝળીઆં આવી જતાં. તે દયાના શરીરપર હાથ ફેરવતી, વખતો વખત તેના મોંમાં દવા રેડતી અને અત્યંત કોમળ અવાજથી કહેતી: “ માસી, ગભરાઓ છો શા માટે ? તમે તો થોડા દિવસમાં સારાં થઇ જશો. કાલે બાપુને કહીને તમારે માટે ચાંદ્રાયણ વ્રત કરાવું છું. એ વ્રત કર્યાથી પાપનો નાશ થાય છે અને પાપનો નાશ થયાથી રોગ પણ જતો રહે છે. ”

ઇન્દુમતીના બોલથી મરવા સૂતેલી દયાની મરણકાળની પીડામાં અડધો ઘટાડો થઇ જતો. તે રડી પડતી અને કહેતી: “ મા ! હવે મારે માટે ચાંદ્રાયણ કરાવવાની જરૂર નથી. હું ગમે તેવી પાપી હોઇશ તોપણ તારા જેવી સતીની નજર આગળ તારા હાથનું પાણી પીને મરી જઇશ એટલે મારી મુક્તિજ થશે. સતી સ્ત્રી જગતમાં દેવીતુલ્ય છે. મા ! તું પણ દેવી છે. હવે તો મરી જવાય તોજ આ રોગના દુઃખમાંથી છુટાય; પણ તારો પ્રેમ અને તારી બરદાસ્ત છોડીને જાણે મરવાની પણ મરજી મને થતી નથી. મા ! તારા કમલને મારી છાતી ઉપર મૂક ” એમ કહીને તે પોતાનો હાથ લાંબો કરતી અને ઇન્દુમતીના બાલક પુત્ર કમલને પોતાની છાતી ઉપર બેસાડતી.

કોઇવાર ઇન્દુ તેને રાબ કરી લાવવાનું પૂછતી તો કોઈ વાર જે કાંઇ રૂચ હોય તે કરી આપવાનું પૂછતી; પણ દયા સાફ નાજ પાડતી. ઇન્દુ તેને પૂછતી કે, “ માસી, આ દાડમના બે દાણા મોંમાં નાખશો ? ” પણ દયાને ખાવાની રૂચિજ હતી નહિ. તે કહેતી: “ના મા, મારે કાંઇજ ખાવું નથી.”

ઇન્દુએ આવી રીતે તેની પારવગરની ચાકરી બરદાસ્ત કરવા છતાં દયા બચી નહિ. એકાદ બે દિવસમાં જ તેણે દેહ છોડયો. નકુલબાબુએ તેની ઉત્તરક્રિયા સારી રીતે કરાવી. ઇન્દુમતીએ તેના મરણના શોકને લીધે ઘણા દિવસ સુધી અશ્રુપાત કર્યો. તેના તેરમાને દિવસે નકુલબાબુની આજીજી કરીને તેણે સો ગરીબ માણસોને ગરમ કામળાનું દાન કરાવ્યું, અને જે દયાએ પોતાના ઘરમાં પૂર્ણ વફાદારીથી આખો જન્મારો ચાકરી કરી હતી તથા

પોતાના પતિની જે માતાતુલ્ય કાળજી લેતી હતી, તે દયાની છબીને મઢાવીને પોતાના ઓરડામાં રાખી.

## ૧૧—ગૃહિણી.

એમ કરતાં કરતાં ઇન્દુમતીની કીર્તિ આસપાસ બધે ફેલાઇ ગઈ. કોઇ પણ ગામમાં સારી સ્ત્રીની વાત થતી હોય તો તે ઇન્દુમતીના જેવી છે એમ લોકો કહેતા. કોઇને છોકરો પરણાવવો હોય તો ઇન્દુમતીના જેવી વહુ પસંદ કરવા વરપક્ષવાળા પ્રયત્ન કરતા હતા. આ પ્રમાણે આસપાસના પ્રદેશમાં પુત્રી તરીકે અને પત્ની તરીકે ઇન્દુમતી આદર્શ રૂપ મનાવા લાગી. નકુલબાબુની દોલતમાં દિવસે દિવસે વૃદ્ધિ થતી જોઇને લોકો વાતો કરતા કે, " બાબુના ઘરમાં નાની વહુ છે તે તો જાણે સાક્ષાત્ લક્ષ્મીનોજ અવતાર છે. નકુલબાબુનો પૈસો એ વહુનાં શુભ પગલા અને સદ્ભાગ્યને લીધેજ છે. "

દયા માંદી પડી ત્યારથી નકુલબાબુએ બીજી દાસી શોધવા માંડી હતી; પણ હજી સુધી પોતાને સંતોષ થાય એવી બાઇ નહિ મળવાથી ઘરનું કામકાજ શશિમુખી અને ઇન્દુમતી બેઉએ ઉપાડી લીધું હતું, અને દાસીને અભાવે ઘરકામમાં કશી ઉણપ આવતી ન હતી.

એક દિવસ નકુલબાબુ પોતાના ઓરડામાં બેઠા હતા. ત્યાં પુત્રને હાથમાં લઇને હસતી હસતી ઇન્દુમતી આવી અને નકુલબાબુને પૂછ્યું: " કેમ તમે નોકરની તપાસ કરતા હતા

તે પછી કોઈ મળી આવ્યું કે નહિ ?" તેણે જવાબ આપ્યો કે, "તપાસ તો ઘણીએ કરૂં છું; પણ સારી બાઈ કોઇ મળી આવતી નથી. શું કરૂં ? મોટાં ભાભી ન હોત તો તને આ વખતે ઘણીજ મુશીબત પડત."

ઇન્દુ:—ત્યારે મારી એક પ્રાર્થના છે.

નકુલ:—બોલ, કહી નાખ.

ઇન્દુ:—મેં એક દાસી જોઈ રાખી છે.

નકુલ:—તે કોણ છે ? તારી જાણીતી છે કે ?

ઇન્દુ:—હા, ઘણીજ જાણીતી છે; પણ તમને હું તેનું મોં નહિ બતાવું. તે તો દિવસનું કામકાજ કરીને સાંજ પડતા પહેલાં ચાલી જવાની. તમે તેને જોઇ શકશો નહિ.

નકુલ:—મને તો એમાં કાંઈ સમજ નથી પડતી. સમજાય એવું બોલે તો સારૂં.

ઇન્દુ:—તમારે સમજીને શું કામ છે ? તમારૂં ઘરકામ જેમ થાય છે તેમ થયા કરશે. પછી તમારે શું ? બોલો, હમણાં તમારૂં કોઇ કામ અધૂરૂં રહે છે ?

નકુલ:—હમણાં નોકર નથી તોપણ બધું કામ તો થાય છે, એટલે તું પોતેજ દાસી બનીને ઘરકામ કરવા માગે છે ?

ઇન્દુ:—શું હું એ જગ્યાને માટે નાલાયક છું ?

નકુલ:—ત્યારે શું તારે દાસી રાખવાની મરજી નથી ?

ઇન્દુ:—પરાયા માણસને રાખવાની મરજી નથી; પણ હું પોતે જ તેની જગ્યાએ દાસી બનવા માગું છું.

નકુલ:—કેટલો પગાર લઇશ ?

ઇન્દુ:—બધે ઠેકાણે નોકરને મહિને ત્રણ રૂપીઆ મળે છે,

તો હું પણ ત્રણ રૂપીઆ લઉં. એક પૈસો પણ ઓછો નહિ!

નકુલ:—એ પૈસાનું તું શું કરીશ ?

ઇન્દુ:—ઘરેણાં ઘડાવીશ!

નકુલ:—તું ઘરેણાં તો ઘડાવે, પણ તેમને સાચવી મૂકવાની પેટીઓ ખરીદવાના પૈસા મારી પાસે નથી. તારાં ઘરેણાં તો પેટીઓનેજ શોભાવે છે!

ઇન્દુ:—આ ઘરેણાં હું પોતે પહેરવા નથી ઘડાવવાની! મને તો ઘરેણાં પહેરવાની ઇચ્છા પણ થતી નથી. જુઓ ગામમાં કેટલાં દુઃખી કુટુંબો છે કે જેમને અંગ ઢાંકવા પૂરતાં લૂગડાં અને પેટ ભરીને ખાવા જેટલું અનાજ પણ મળતું નથી. દેશની આવી સ્થિતિ હોય તો પછી હું શા સુખ ઉપર ઘરેણાં પહેરીને ફરૂં ? ગયે વર્ષે આપણે ઘેર દુર્ગાપૂજનના ઉત્સવ વખતે મોટાં માણસોનાં છોકરાં સારાં સારાં લૂગડાં ઘરેણાં પહેરીને આવ્યાં હતાં; પણ તેમની સાથે અનેક ગરીબ માણસોનાં છોકરાં પણ હતાં. સારાં કપડાંની વાત તો બાજુએ રહી; પણ તેમની પાસે શરીર ઢાંકવા પૂરતાંએ કપડાં ન હતાં. મેલાં અને ફાટેલાં ચીથરાં જેવાં લૂગડાં સિવાય તેમની પાસે કશું ન હતું. અરેરે! તેમનો કેવો જીવ બળતો હશે ? તેઓ પણ છોકરાં છે અને ધનવાનનાં પણ છોકરાં છે! દુર્ગોત્સવને દહાડે સારા ઘરનાં છોકરાં છોકરીઓ નવાં નવાં લૂગડાં પહેરીને ફરે એ જોઈને ગરીબનાં છોકરાંનો જીવ નહિ બળતો હોય ? માટે મેં એવો વિચાર કરી રાખ્યો છે કે, તમારા ઘરની દાસીનું બધું કામકાજ મારે કરવું; તેના બદલામાં તમારી પાસેથી પગાર લેવો અને તે રૂપીઆ એકઠા કરીને

આવતા દુર્ગોત્સવ વખતે ગરીબ લોકોનાં છોકરાંને નવાં લુગડાં લઇ આપવાં. હું તો ઘરનું બધું કામ કરી શકું છું, મોટાં બહેન પણ થોડી ઘણી મદદ કરશે; વળી પાડોશણો પણ મારા ઉપર ભાવ રાખે છે, તેઓ પણ કાંઇને કાંઈ કરવા લાગશે; એટલે હવે આપણને નોકર રાખવાની જરૂરજ નથી.

પોતાની સ્ત્રીની આ વાત સાંભળી નકુલબાબુ તો સ્તબ્ધ જ બની ગયો, અને મનથીજ આવું સ્ત્રીરત્ન પોતાને આપવા માટે તેણે પ્રભુનો ઉપકાર માન્યો. તેને હવે બરાબર સમજાયું કે પોતાને ઇન્દુમતી જેવી ગુણવાન સુપાત્ર ધર્મ–પત્ની પ્રાપ્ત થએલી હોવાથી ધાર્મિક જીવનમાં પણ હવે ઘણી સહેલાઇથી આગળ વધી શકાશે. તેણે પત્નીને જવાબ આપ્યો કે, "ઇન્દુ! તને જેમ ઠીક લાગે તેમ કર; પણ જો તારેજ દાસીની જગ્યાએ રહેવું હોય, તો તને ત્રણ રૂપીઆ આપી શકાય નહિ. તું કેટલા પગારને લાયક છે તે તો હું કહી શકતો નથી; પણ હું તને વરસ દહાડે એક હજાર રૂપીઆનો પગાર બાંધી આપું છું, તેનો તું તારી મરજીમાં આવે તેવો ઉપયોગ કરજે. સાક્ષાત્ લક્ષ્મીજ મારી દાસી છે પછી મારે પૈસાની શી ખોટ છે?"

આટલું બોલતાં બોલતાં નકુલબાબુની આંખમાં આનંદનાં આંસુ આવી ગયાં. ઇન્દુમતી નીચું જોઇને ત્યાંથી ચાલી ગઇ; જતાં જતાં પોતાના છોકરાને ધણીના ખોળામાં મૂકતી ગઇ.

ઇન્દુનું આ કામ શશિમુખીને ગમ્યું નહિ, તેથી તે તો ઉલટી તેને ધમકાવવા લાગી. તેણે કહ્યું: " ઇન્દુ! તું તો બારે દહાડા આવીને આવી બોઘલા જેવી જ રહી.

તારે ગરીબને લૂગડાં આપવાં હતાં તો તારા ધણી પાસે માગવાથી તને જોઇએ તેટલા રૂપીઆ મલત. તું અન્નપૂર્ણા **જેવી, ને તારો ધણી ભોળા સદાશિવ જેવો!** તેને પણ તારી પેઠે દાન કરવાનો શોખ છે; પણ ઘરમાં નોકર રાખવાની વાત તેં કેમ ઉડાવી દીધી? સવારથી સાંજ સુધી કામ કરી કરીને આપણો દમ નીકળી જશે તે?"

ઇન્દુમતીએ ઉત્તર આપ્યો: "બહેન! આપણે સ્ત્રીઓએ તો પંડેજ પુરૂષોની સેવા કરવી જોઇએ. પતિ અને વડીલ એજ આપણા સાચા દેવ. આપણે જેટલી તેમની ચાકરી કરીશું, તેટલીજ આપણા જીવ્યાની સાર્થકતા થશે. **જે સ્ત્રીને પોતાના ધણીની ને વડીલોની પોતાની જાતે સેવા કરવાની તક નથી મળતી, તેનો સ્ત્રીજન્મ મિથ્યા છે.** આપણા હાથ પગ ચાલતા હોય ત્યાં સુધી આળસુની માફક નવરાં શા માટે બેસી રહીએ?"

શશિમુખી નિરૂત્તર થઈ ગઇ. તે મનમાં બોલી: "તું જ મારા ઘરની ખરેખરી દેવી છે!"

## ૧૨-*શિક્ષિકા.*

પિતાને ઘેરથીજ ઇન્દુમતી સાધારણ લખતાં વાંચતાં શીખી હતી. નાનપણથી તે મા વગરની થઇ ગઇ હતી. બાપના ઘરમાં એનાથી મોટી ઉમ્મરનું કોઇ ન હતું; તેથી સીવવા ભરવાનું પણ એને સાધારણ જ આવડતું. સાસરે આવ્યા

પછી કેળવાયેલા પતિના સહવાસથી તેણે વાંચન લેખનનો સારો અભ્યાસ કર્યો અને બીજી સ્ત્રીઓ પાસેથી સીવવા ભરવાની કળા પણ સારી રીતે શીખી ગઇ. પાછળથી તેણે પોતાની તીક્ષ્ણ બુદ્ધિને લીધે એ કળામાં એટલી પ્રવીણતા મેળવી કે, તેને શીખ-વનાર સ્ત્રીઓ પણ હવે તેની પાસે નવું નવું શીખવા આવતી.

ઇન્દુમતી ભણેલી છે એમ જાણીને પાડોશની સ્ત્રીઓ પોતાની છોકરીઓને તેને ઘેર રોજ ભણવા મોકલતી. ઇન્દુમતી ઘણી કાળજી અને પ્રેમથી બધી છોકરીઓને લખતાં વાંચતાં અને સીવણકામ શીખવતી. તે પોતાનું ઘરકામ એવી ઝડપથી આટોપી લેતી કે, દિવસમાં એકાદ બે કલાક છોકરીઓને ભણાવવા પાછળ ખુશીથી ગાળી શકતી.

એમ કરતાં કરતાં તેની પાસે ઘણી છોકરીઓ આવવા લાગી; એટલે થોડા વખતમાં તો તેનું ઘર એક નાની સરખી કન્યાશાળા બની રહી. પોતાની બુદ્ધિમતી પત્નીના આ કાર્યથી નકુલબાબુ બહુજ પ્રસન્ન થયો અને નિશાળને માટે જરૂરનાં શિક્ષણસાહિત્યો પણ આણી આપ્યાં.

એક દિવસ નકુલબાબુએ ઇન્દુમતીની નિશાળની પરીક્ષા લીધી. તેમની પરીક્ષા કાંઈ ગોખણપટ્ટી પાછળ ભણનારે મગજને કેટલું બાતલ બનાવ્યું છે, તેની કસોટી કહાડનારા પ્રશ્નો-દ્વારા નહતી; પણ જગતમાં અત્યંત જરૂરી સદ્દગુણોની બાબ-તમાં તેમની સમજણ અને રહેણી કેવી હતી, તેજ મુદ્દાઓ જાણવા પુરતી હતી. ઇન્દુમતીના કાર્યની મનમાં ને મનમાંજ તેણે પ્રશંસા કરી. પછી તેમણે નાની છોકરીઓને પૂછયું કે, "તમને કાંઈ ગરબો ગાતાં આવડે છે કે?"

છોકરીઓએ હા કહી અને તરતજ આનંદથી ગરબે રમતાં રમતાં નીચલી કડીઓ ગાઈ બતાવી:-

અમે સ્નેહ ને સૌજન્ય કેરી દેવીઓ રે લોલ;
અમે સ્વર્ગથી સંસાર તટે ઉતર્યાં રે લોલ;
અમે શાંતિ ને આનંદ બધે રેલીએ રે લોલ;
અમ હાસ્યમાં તો તેજનો અંબાર છે રે લોલ;
અમે માવડી સંસારની કહેવાઇએ રે લોલ;
અમે વીર કાંઇ ઉછંગમાં હુલાવીએ રે લોલ;
અમે વિશ્વના સંતાપ સર્વ ફેડીએ રે લોલ;
તપ્યા માનવીને છાંય શીળી આપીએ રે લોલ;
અમે સ્વર્ગને સંસારમાં ઉતારીએ રે લોલ;
અમે સ્નેહ ને સૌજન્ય કેરી દેવીઓ રે લોલ.

પછી નકુલબાણુએ છોકરીઓને પૂછયું કે, " આ કવિતા તમને કોણે શીખવી ? " તેમણે એકકે અવાજે જવાબ આપ્યો કે " અમારાં ઇન્દુમતીબાએ. "

નકુલબાણુએ પ્રસન્ન થઇને બધી છોકરીઓને ઇનામ આપ્યાં. આપણે પણ હવે ઇન્દુમતીના કલ્યાણ માટે ઇશ્વરની પ્રાર્થના કરીને રજા લઇએ.

સમાપ્ત.

# સ્ત્રી ઉપયોગી થોડીક કવિતાઓ.

## ૧—ઉદ્યમ અને કર્મ વિષે.

( સુંદરબાઈ ચાલ્યાં સાસરીએ: એ રાહ. )

સખિ જો કદિ ઉદ્યમ નવ ફળિયો, તોયે નશીબ થકી તે બળીયો;
બહેન, ઉદ્યમ વિણુ ન નશીબ ફળે. ૧
કોઇ ન રહે નશીબ વિશ્વાસે,
સૌ ઉદ્યમ કરવા ધારશે બહેન. ઉદ્યમ વિણુ૦ ૨
પંખો પકડી જો ન હલાવે,
પંખાનો પવન ન આવે બહેન. ઉદ્યમ વિણુ૦ ૩
વણુ ખેડે ખેતર નવ પાકે,
રહિ નશીબ ભરૂંસે થાકે બહેન. ઉદ્યમ વિણુ૦ ૪
કોઈ ઉદ્યમ વિણુ ધનપતિ થાશે,
તે જોઈ ઉદ્યમ ન તજાશે બહેન. ઉદ્યમ વિણુ૦ ૫
વગડાઉ કર્ષણુ નજરે આવે,
જોઇ કોણુ કર્ષણુ નહિ વાવે બહેન. ઉદ્યમ વિણુ૦ ૬
વણુ ખોદે નદિયો સંચરશે,
જોઈ કોણુ કુવા નહિ ખોદે બહેન. ઉદ્યમ વિણુ૦ ૭
જો નશીબનો ભરૂંસો રાખો,
તો ચૂલા કાઢી નાંખો બહેન. ઉદ્યમ વિણુ૦ ૮
જો નશીબનો ભરૂંસો લાવે,

બાળકને શીદ ભણાવે બહેન. ઉદ્યમ વિણ૦ ૯
ઉદ્યમ આદરીએ આગળથી,
પછિ નશીબ તો પાછળથી બહેન. ઉદ્યમ વિણ૦ ૧૦
અક્કલહીણા આળસવંતા,
રહે નશીબ નશીબ કરતા બહેન. ઉદ્યમ વિણ૦ ૧૧
ઉદ્યમનો મહિમા સૌ ઠામે,
દીઠો છે દલપતરામે બહેન. ઉદ્યમ વિણ૦ ૧૨

## ૨–ક્રોધ ન કરવા વિષે.

( હાંરે દાણ માગે રે દાણ માગેઃ એ રાહ. )
હાંરે ક્રોધ કાળો રે ક્રોધ કાળો, હાંરે બહુ સમજીને ક્રોધનું
મોં બાળો રે; ક્રોધ કાળો. ટેક.
હાંરે ક્રોધે ન કર્યાનું કામ તે કરાશે,
હાંરે પછી પસ્તાવો પેટભરી થાશે રે. ક્રોધ કાળો૦ ૧
હાંરે ક્રોધ પાપ રૂપ ઝેર પ્રમાણો,
હાંરે ક્રોધ જીરવે તે જન મોટું જાણો રે. ક્રોધ કાળો૦ ૨
હાંરે ક્રોધ ભોરિંગ ભયંકર ભાસે,
હાંરે ક્રોધ વા'લામાં વેર વડુ વાસે રે. ક્રોધ કાળો૦ ૩
હાંરે જેની કાયામાં ક્રોધ ઘણો વ્યાપે,
હાંરે એની અક્કલ ઉડી જાય આપે રે. ક્રોધ કાળો૦ ૪
હાંરે માણસ મહા ભલું મજાનું,
હાંરે ક્રોધી થાય ત્યારે તે દિવાનું રે. ક્રોધ કાળો૦ ૫
હાંરે વરૂ વાઘ કપિ રીંછ હોય કેવું,

હાંરે ક્રોધવાળું જણાય જન એવું રે. ક્રોધ કાળો૦ ૬
હાંરે ક્રોધ ભડકો છે આગ કેરો ભારી,
હાંરે તેથી ચેતીને ચાલજો વિચારી રે. ક્રોધ કાળો૦ ૭
હાંરે સોનું તાપમાં તપાવી જોઇએ જ્યારે,
હાંરે તેની કિંમત ખરી જણાય ત્યારે રે. ક્રોધ કાળો૦ ૮
હાંરે તેમ માણસને ક્રોધ જ્યારે થાશે,
હાંરે તેનો ભાર તોલ તે સમે જણાશે રે. ક્રોધ કાળો૦ ૯
હાંરે જેમાં દીસે ગંભીરતાઇ જેવી,
હાંરે એની કિંમત અધિક જાણો એવી રે. ક્રોધ કાળો૦ ૧૦
હાંરે ક્રોધ જાણો જમપૂર કેરૂં બારૂં,
હાંરે જાશે નરકમાં ક્રોધ કરનારૂં રે. ક્રોધ કાળો૦ ૧૧
હાંરે ક્રોધ કરશો નહીં કોઇ કામે,
હાંરે દીધો ઉપદેશ દલપતરામે રે. ક્રોધ કાળો૦ ૧૨

## ૩–ઘેલી મુસાફરની ગરબી.

( "અમે ઇડરીઓ ગઢ જીત્યા રે આનંદ ભલા:" એ રાહ.)

એક હતી મુસાફર ઘેલી રે, સુણો સાહેલિયો;
તેની આગળ એક તપેલી રે, સુણો સાહેલિયો. ૧
ગઈ રાતની રાખી એંઠી રે, સુણો સાહેલિયો;
ઉઠી પરભાતે માંજવા બેઠી રે, સુણો સાહેલિયો. ૨.
ઘણી રીતે ઘસી ઘસી થાકી રે, સુણો સાહેલિયો;
બહુ ડાઘા રહ્યા તોય બાકી રે, સુણો સાહેલિયો.
પુરી રીસે તપેલી ઉપાડી રે, સુણો સાહેલિયો;

સામી ભીંતની સાથે પછાડી રે, સુણો સાહેલિયો. ૪
લઇ પથરો તપેલીને કૂટી રે, સુણો સાહેલિયો;
પડયાં બાકાં તપેલી તો ફૂટી રે, સુણો સાહેલિયો. ૫
થયા બપોર ભુખ તો લાગી રે, સુણો સાહેલિયો;
પછી વાસણ માગવા લાગી રે, સુણો સાહેલિયો. ૬
એને વાસણ આપે ન કોઇ રે, સુણો સાહેલિયો;
પછી રાગ તાણી ઘણી રોઇ રે, સુણો સાહેલિયો. ૭
તોય થૈ ન તપેલી સાજી રે, સુણો સાહેલિયો;
હસે લોક ને તે મરે લાજી રે, સુણો સાહેલિયો. ૮
જેથી સ્વારથ આપણો જરીએ રે, સુણો સાહેલિયો;
તેના ઉપર ક્રોધ ન કરીયે રે, સુણો સાહેલિયો. ૯
લાત દૂઝતી ગાયની ખમીયે રે, સુણો સાહેલિયો;
તેને તજીએ તો દૂધ કયાં જમીયે રે, સુણો સાહેલિયો. ૧૦
કોઇની સાથે ટુંકારે લડીયે રે, સુણો સાહેલિયો;
એમાં આપણે હલકા પડીયે રે, સુણો સાહેલિયો. ૧૧
સાંખી ચાલે તે માણસ મોટું રે, સુણો સાહેલિયો;
દલે સાચું માનો નથી ખોટું રે, સુણો સાહેલિયો. ૧૨

## ૪—મરનારાં પાછળ રાગ કાઢીને નહિ રોવા વિષે.

વાલાંની વાંસે રાગ તાણી નવ રોવું;
જેથી તેને જંપ ન ઉપજે જીવમાં સમજી જોવું રે. ટેક.
ગોવિંદજીએ કહ્યું ગરૂડને, કુટે રડે જે કોઈ;
મરનારાને મહા દુઃખ ઉપજે, ધરે નિસાસા રોઈ રે. વા. ૧

લીટ લાળને આંસુ ઝરે તે, જમચર પાય પરાણે;
રૈરવ મહારૌરવના દુઃખથી, એ દુઃખ અદકું જાણે રે. વા. ૨
કોઇ છાતી કૂટે, શિર કૂટે, ચુંટે કેશજ હાથે,
એ સઘળી પરિપૂરણ પીડા, મરનારાને માથે રે. વા. ૩
લોક વખાણે કે ન વખાણે, તે સઉ સાંખી રહિએ;
જો હઇયામાં હેત હોય તો, દુઃખ તેને શિદ દઇએ રે. વા. ૪
શત્રુતા સંપૂરણ હોય તો, રંડા કુટો ન વિચારો;
જીવતાં વેર વળી ન શકે તો, મરતાને વળિ મારો રે. વા. ૫
કુટયા થકી જો કાંઇ દેખો તો, કુટો લઇને પાણો;
શા માટે તમે કુટી શરિરમાં, રોગ ઉપાધી આણો રે. વા. ૬
એવી શોભા મેલો અળગી, વળગી રહોમાં વ્હેમે;
જેથી સુખ ઉપજે એ જીવને, પુણ્ય કરો કંઇ પ્રેમે રે. વા. ૭
રોશો તો પણ તે નહિ જોશે, ખોશો આંખ તમારી;
દલપતરામ કહે દિલ શોધી, માનો શિક્ષા મારી રે. વા. ૮

---

## ૫–બાળલગ્ન ન કરવા વિષે.

( વૈદર્ભી વનમાં વલવલેઃ એ રાહ. )

બાળપણામાં બાળનાં, નવ કરવાં લગન;
જો કરીએ જાણી જોઇને, વડુ ઉપજે વિઘન. બાળ. ૧
જેમ આંબે મોર જેટલી, ધારે કેરીઓ કોઇ;
વિશ્વાસથી વકરો કરે, રહે અંતે તે રોઇ. બાળ. ૨
જો કદી જોડું તે ઉછરે, નાવે મળતો સ્વભાવ;
આખી ઉમ્મરમાં એહને, દીસે દુઃખનો દેખાવ. બાળ. ૩

અણુબનતી તણો એહને, જ્યારે ઉપજે અંકોર;
એ માનનીના મુખની, ગાળો ખાય છે ગોર.   બાળ. ૪
સમજણ કાચી શીશુપણે, નહિ મન સ્થિર ઠાર;
કહો તેને કેમ કરાવીએ, આખી વયનો કરાર.   બાળ. ૫
અગ્નિરૂપે ઇશ્વર ગણી, જે ઠરાવ્યો જમાન;
શું સમજે શિશુ બાપડાં, જેને જરીએ ન જ્ઞાન.   બાળ. ૬
માબાપની મુરખાઇનો, એતો છે આડો આંક;
વાંકું થએ પછી વેવલાં, કાઢે કર્મનો વાંક.   બાળ. ૭
લહાવો લેવાની લાલચે, કંઈક લાજને કાજ;
આંખો મિચીને ઊંડે કુવે, પડે કરિ પતરાજ.   બાળ. ૮
પાછળ શું પસતાઇએ, એવો કરીને અનર્થ;
પાણી પીને ઘર પૂછીએ, એથી શું સરે અર્થ.   બાળ. ૯
સંકટ દેખી સુતા તણું, કરે બાપ વિલાપ;
માતા મુખે મહા દુઃખના, શબ્દ ઉચ્ચારે આપ.   બાળ. ૧૦

## ૬–ભુંડી ભારજા.

( રાગ વેરાડી. )

ભાઇઓ જેની ભારજા ભુંડી રે; તેને પીડ અંતર ઉંડી. ટેક.
લાજ તજીને લઢાઇ કરે નિત્ય, ભાળતા લોક ભરાય;
સારા મનુષ્યના ઘરનું વગોણું, જોણું જગતને થાય.   ભા. ૧
જેમ બિલાડી ઉંદરને જુએ એમ, નાથ સામાં કરી નેણ;
પગ થકી પ્રગટે માથા લગી એવાં, વાંકાં કાઢે વેણ.   ભા. ૨
ચાર ઘડી પીયુ ચોટે ટળે ત્યારે, સુખ બન્નેને થાય;

ઘડિયે આવીને ઘેર બેસે ત્યારે, શેર લોહી સુકાય. ભા. ૩
પંડિત શાસ્ત્ર ભણેલ પુરાણી, મોટી સભામાં મનાય;
માન તજી મુર્ખાના મોઢાના, તેજ ટુંકારા ખાય. ભા. ૪
પીયુ થકી તો ઘણીજ પોતાની, સમજણુ જાણે સદાય;
દેવ થાકે તો મનુષ્યના સુખથી, શીખામણે શું થાય. ભા. ૫
પહોર ચઢે દિન પોઢીને ઉઠે, ચાંપે લડાઈનો ચાલ;
જો લડનાર બીજું ન જડે તો, પડતાળે પોતાનાં બાળ. ભા. ૬
સ્નેહ કરી કદી સ્વામિની સાથે, બેશી ન બોલે વાત;
ધુમાડાની પેઠે ધુંધવતી રહે, રોષ ભરી દિનરાત. ભા. ૭
જેને વિતી હોય તે નર જાણે, આણે બીજા અહંકાર;
ડહાપણુ કેરો કોઈ દુનિયામાં, ગર્વ ન કરશો લગાર. ભા. ૮

## ૭—કુલણુજીનો ગરબો.

(વહાલા તમારી જોઇને રહી છું વાટ રે વહાલાજી: એ રાહ.)

કુલણુજી તમે કુલાવ્યા કેમ કૂલ્યા રે કુલણુજી ?
આ ઉપજ ખરચનો અડસટો કેમ ભૂલ્યા ? મારા કુલણુજી
કરજ કરીને વરા ભલા તમે કીધારે કુલણુજી,
આ ગરથ પરાયા ખરચીને જશ લીધા મારા કુલણુજી
ઘર વેચીને ઘી સાકર તો લીધાં રે કુલણુજી,
આ જમણુ સરસ સામાવળીઆથી કીધાં મારા કુલણુજી
પીતાંબર પહેરી પંગતમાં ફરીઆ રે કુલણુજી,
આ મનમાં કુલ્ય કરી મૂછે કર ધરીઆ મારા કુલણુજી
વળતો દિવસ થયો કે માગે નાણાં રે કુલણુજી,

આ નાણાંનાં તો ન મળે કાંઇ ઠેકાણાં મારા કુલણજી.
કુલણજી ઉપર અરજી થઇ ત્યાંથી રે કુલણજી,
આ જપત થઇ મિલકત કાઢયા ઘરમાંથી મારા કુલણજી.
કુલણજી તમને જેણે કુલાવ્યા રે કુલણજી,
આ તે તો કોઇ મદદ કરવા નવ આવ્યા મારા કુલણજી.
કુલણજી તો કૂવો શોધવા ચાલ્યા રે કુલણજી,
આ ગરથ વિના તે અફીણ ન કોઇએ આલ્યાં મારા કુલણજી.
જમતી વખત વખાણ ભલાં જે કરતા રે કુલણજી,
આ એ સો હાસ્ય કરી નિંદા ઓચરતા મારા કુલણજી.
એ અવસર તો અધિક વખાણી ચઢાવ્યા રે કુલણજી,
પણ આ અવસર તો બેવકુફ ઠરાવ્યા મારા કુલણજી.
પેહેર્યાં ને પટકુલ ચાંદરવા બાંધ્યા રે કુલણજી,
આ ઘર બાળીને ચાલ્યા તીરથ કરવા મારા કુલણજી.
કુલણજીની રાંડ રૂએ મોં વાળી રે કુલણજી,
આ કુલણજી સિધાવ્યા ટેકો ટાળી મારા કુલણજી.
ભોળાને નરશી શીખામણ દેશે રે કુલણજી,
તે નિસાસાનું પાપ ઘણું શિર લેશે મારા કુલણજી.
દિલમાં દલપતની શીખામણ ધરજો રે કુલણજી,
તો કરજ કરીને નાત વરો નવ કરજો મારા કુલણજી.

## ૮–ઘડપણ વિષે.

ઘડપણ કેણે મોકલ્યું ? જાણ્યું જોબન રહે સો કાળ ?
ઘડપણ કેણ મોકલ્યું. ટેક.

ઉમર તો ડુંગર થયા રે, પાદર થયા પરદેશ;
ગોળી તો ગંગા થઇ રે, અંગે ઉજળા થાય છે કેશ. ઘડપણ.
નહોતું જોઇતું ને શદ આવીયું રે, નહોતી જોઇ તારી વાટ;
ઘરમાંથી હળવા થયા રે, એની ખૂણે ઢળાવોને ખાટ. ઘડપણ.
નાનપણે ભાવે લાડવા રે, ઘડપણે ભાવે શેવ;
રોજને રોજ જોઇએ રાબડી રે, એવી બળીરે ઘડપણની ટેવ. ઘ.
પ્રાતસ કાળે પ્રાણ માહારારે, અન્ન વિના અકળાય;
ઘરનાં કહે મરતો નથી રે, તને બેસી રહેતાં શું થાય? ઘડપણ.
દીકરા તો જુજવા થયા રે, વહુઓ દે છે ગાળ;
દીકરીઓને જમાઇ લઇ ગયા રે, હવે ઘડપણના શા રે હાલ. ઘ.
નવ નાડો જુજવી પડી ને, આવી પહોંચ્યો કાળ;
બેરાં છોકરાં ફૂટ ફૂટ કરે, નાનાં બાળક દે છે ગાળ. ઘડપણ.
અંતકાળે વળી આવીઆ રે, દીકરા પધાર્યા દ્વાર;
પાંસળીએથી વાંસળી રે, પછી છોડીને આપી બાર. ઘડપણ.
એવું સાંભળી પ્રભુ ભજોરે, સંભાળજો જગવાસ;
પર ઉપકાર કીધે પામશો રે, ગુણ ગાય નરસઇયો દાસ. ઘડપણ.



# एक कंजुसनी कर्मकथा.

સ્થળ—દોલતરામ શેઠનું દિવાનખાનું.

સમય—દિવસનો.

( ખુરશી, ટેબલ અને બીજું ફરનીચર અસ્તવ્યસ્ત પડ્યું છે. પાસે પલંગ પણ પડેલો છે. દિવાલ ઉપરની ઘડીઆળમાં સાત ઉપર સત્તર મિનિટ થઈ છે. દોલતરામ શેઠના વિધુર બનેવી બિહારીલાલ અને શેઠની બીજીવારની સ્ત્રી વિજળી દિવાનખાનામાં ઉભાં છે.)

બિહારી:—જે દિવસને માટે મેં અગાઉથીજ સઘળી તૈયારી કરી રાખી છે, તે વૈશાખ વદ ચોથ આજે છે.

વિજળી:—પણ–મને લાગે છે કે એથી કંઇ ફાયદો થશે ?

બિહારી:—ફાયદો ? ન થશે તોયે એ બિચારાનો જાન તો બચી જવા પામશે. તું જાણે છે કે એના દેવાદાર આસામીઓએ એનાથી છુટવા માટે લાગ સાધીને એનું ખૂન કરવાનો ઠરાવ કર્યો છે ?

વિજળી:—એવો એમણે શો ગુન્હો કર્યો છે ? વ્યાજને માટે તો રૂપીઆ ધીરવામાં આવે છે. શું વ્યાજ છોડી દેવું ? તો પછી શાહુકારી—

બિહારી:—ગરીબ લોકોનાં ઘરબાર વેચાવવાં એ શાહુકારી? એ શાહુકારની નહિ પણ વાટપાડુની રીત છે. સવારમાં ભૂલે ચૂકે એનું નામ લેવાઇ જાય તો આખા દહાડામાં ખાવાને અન્નનો દાણો નહિ મળશે એવી તો એની કીર્તિ! બહારગામ જવા નીકળનાર એ સામો મળે તો અપશુકન માને અને સવારસાંજ અનેક લોકો એનું મોત આવે એવું ઝંખ્યા કરે; એ શું સુખી અવસ્થા છે?

વિજળી:—તો પછી તમે જે રસ્તો શોધ્યો છે તેજ ઠીક છે—ભોજનનું ભોજન ને દવાની દવા; પરંતુ ઘાટ બરાબર ગોઠવાયો છે ને?

બિહારી:—બરાબર ગોઠવાયો છે. સાળાને જ્યોતિષ ઉપર અજબ શ્રદ્ધા છે. વૈશાખ વદ ચોથને દિવસે બપોરે પોતાનાજ ઘરમાં સાપ કરડવાથી મોત નીપજશે એવી જોષીએ જન્માક્ષર જોઇ ભાખેલી ભવિષ્યવાણીપર એને ભારે વિશ્વાસ બેસી ગયો છે; અને તેથી હમણાં હમણાં તે બહુ ચિંતાતુર રહે છે.

વિજળી:—પણ હજી સુધી બહારથી કેમ આવ્યા નહિ!

બિહારી:—નદીમાં. કેડસમા પાણીમાં ચુપચુપ ભરાઇ બેઠો છે. એમ ધારીને કે આમ પાણીમાં રહેવાથી હવે ઘરમાં સાપ કેવી રીતે કરડી શકશે? પણ હવે તો તે આવતા જ હશે. તને જે કરવાનું કહ્યું છે તે તો બધું યાદ છે ને?

વિજળી:—બધું યાદ છે.

બિહારી:—મનમાં વિચાર કરે છે કે "દોલતરામ શેઠે પૂર્વજન્મમાં ભારે તપ કરેલું તેથીજ આ જન્મે આવી સ્ત્રી મળી છે! સાળા પાસે બેસુમાર રૂપીઆ છતાં સ્ત્રીને પેટપૂર ખાવાનું પણ

આપતો નથી; અને તે છતાં વિજળી બિચારી હસતી ને હસતીજ રહે એ કંઇ જેવું તેવું નશીબ? કંજુસનો સરદાર! મસાણે લાકડાં પહોંચ્યાં છતાં એવો ને એવો જ!"

(ભીમભાઇ, કંથડજી, રૂદરજી અને ધોરીભાઇનો પ્રવેશ.)

બિહારી:—તમે લોકો આવી પહોંચ્યા? ઠીક વખતે જ આવ્યા. દોલતરામ આવતો જ હશે.

કંથડજી:—અહીં બધું બરાબર તો છે ને?

બિહારી:—હા. કેવળ બન્ને છોકરાઓને હજી સુધી કહ્યું નથી. ત્રણ દિવસથી તેઓ ઘેર આવ્યાજ નથી. પૈસા ખરચવા પડે તે માટે સાળો એમને ભણાવતો પણ નથી; આવી દશામાં તેઓ બગડવા પામે તો કંઈ નવાઇ? બન્ને છોકરાઓ કશા કામના રહ્યા નથી; પરન્તુ તેઓ પણ આપણું કહ્યુ માની જશે. ક્યારે બુઢ્ઢો કંજુસ મરી જાય એની તેઓ પણ કાગને ડોળે વાટજ જોઇ રહ્યા છે. બાપ મરવાના ખબર સાંભળીને દીકરાઓ શું કરે છે તે પણ સાળો જોઇ શકશે. લ્યો એ આવે છે દોલતરામ! રૂદરજી સુઈ જા, સુઇ જા.

(રૂદરજી લાંબો થઇને સૂઈ જાય છે.)

બિહારી:—ચાલો તમે બધા રૂદરજીની આસપાસ કુંડાળું વળીને બેસી જાઓ.

(બધા બેસી જાય છે. બિહારી રૂદરજી ઉપર ચોફાળ ઓઢાડે છે.)

બિહારી:—મહાશોકમાં ડૂબ્યા હો એવી રીતે બેસજો. રૂદરજી! જોજે જરાયે હાલતો નહિ.

બિહારી:—બધું બરાબર?

સઘળા:—બરાબર.

બિહારી:—ત્યારે હું જાઉં છું. યોગ્ય વખતે આવી પહોંચીશ. બધા ખૂબ શોક દર્શાવજો.

( દોલતરામનો ઘરમાં પ્રવેશ. )

દોલત:—આબાદ જાન બચાવ્યો. જન્મપત્રિકાનો વર્તારો પણ ગલત હોઇ શકે છે ખરો. મેં તો ધાર્યું હતું કે આજે બપોરે બંદાનું આવીજ બન્યું; પણ હાસ ! બપોર વીતી ગયા છે, હવે કશો ડર નથી.

કંથડજી:—અરેરે ! બિચારો મરી ગયો !

ભીમભાઇ:—અને તે બરાબર ખરા બપોરે ! જોશીના જોશ ખોટા પડે !

ઘોરીભાઇ:—બરાબર છે. તેણે કહેલું તે વખતે જ સાપ કરડચો !

દોલત:—(ગભરાઇને) કોણ મરી ગયું ?

કંથડજી:—વિધિના લેખ—

ભીમભાઇ:—કોણ ટાળી શકે ?

ઘોરીભાઇ:—છતાં લોકો જ્યોતિષશાસ્ત્રને માનતા નથી !

દોલત:—(વિશેષ આતુરતાપૂર્વક) પણ અરે મરી ગયું કોણ ?

ભીમભાઇ:—છોકરાઓમાંનો કોઇ હજી સુધી નહિ આવ્યો !

કંથડજી:—આપણે થોડીવારના બેઠા છીએ ?

ઘોરીભાઇ:—હવે કયાં સુધી રાહ જોવી ? ચાલો શબને મસાણે પહોંચાડો.

દોલત:—અરે ભાઇ જરા કહો તો ખરા, કોનું શબ મસાણે લઇ જાઓ છો ?

કંથડજી:—હાય ! શેઠ દોલતરામ—

ભીમભાઈ:—આખરે !

ઘોરીભાઈ:—મરીજ ગયા !

દોલત:—હેં ! દોલતરામ મરી ગયો ! કયો દોલતરામ ?

કંથડજી:—આવાં ઘરબાર—

ભીમભાઇ:—બીજીવારની જુવાન સુંદર સ્ત્રી—

ઘોરીભાઇ:—ઓ ઓ ઓ !

દોલત:—પણ કોણ મરી ગયું ?

કંથડજી:—જી, શેઠ દોલતરામ !

દોલત:—(ગુસ્સે થઇને) દોલતરામ શા માટે મરે ?

ભીમભાઈ:—શા માટે મરે એ તો અમે શું જાણીએ સાહેબ ? પરંતુ મરી ગયા એ નક્કી !

સઘળા:—અરર ! ઓ ઓ ઓ !

દોલત:—તમે લોકો બોલો છો શું ? હું તો જીવતો જાગતો આ ઉભો છું.

કંથડજી:—સાહેબ, તમે કોણ છો ?

દોલત:—હુંજ શેઠ દોલતરામ.

ભીમભાઈ—ઉંહુ !

દોલત:—ઉંહુ શું ?

કંથડજી:—વાહ ભાઈ વાહ !

દોલત:—તમે લોકો શું પાગલ બન્યા છો ? તમને સૂઝતું નથી કે આ હું શેઠ દોલત............

કંથડજી:—ચાલ્યા જાઓ મહેરબાન ! શોકને વખતે મશ્કરી ન શોભે. જરા શરમાતા પણ નથી.

ભીમભાઈ:—કોઈ ગંજેરી છે કે શું ?

ધોરીભાઈ:—ચાલતી પકડ અહીંથી.

દોલત:—શી આફત! તમે લોકો શું ગાંડા બની ગયા છો? દોલતરામ શેઠ તો હુંજ છું. જોતા નથી?

કંથડજી:—હું! ઠીક; જોઉં. (જુએ છે)

(ભીમભાઇ એનું માથું ફેરવીને માથાથી પગ સુધી તપાસે છે, અને ધોરીભાઈ પ્રદક્ષિણા ફરીને ચારે તરફથી નિહાળે છે.)

ભીમભાઇ:—અહો! દેખાવમાં તો શેઠજીની સાથે ઘણો મળતો આવે છે.

ધોરીભાઈ:—રૂપ તો ઠીક ધર્યું છે!

કંથડજી:—વાહ!

દોલત:—રૂપ ધર્યું! કેવું?

કંથડજી:—હાં! નકલ તો બરાબર છે! પણ આ નાક તેવું નથી!

દોલત:—નાક તેવું નથી એટલે? (નાકપર હાથ ફેરવી જુએ છે.)

ભીમભાઇ:—અને રંગ? રંગ તો કંઈક મળતોજ લગાવી લીધો છે!

દોલત:—લગાવી લીધો છે!

ધોરીભાઇ:—ચોટલી પણ રાખી લીધી છે!–વાહ ભાઈ વાહ!

કંથડજી:—અને આ નાક—

ભીમો અને ધોરી:—હા યાર! આ નાક–

દોલત:—નાકને શું થયું?

કંથડજી:—(માથું હલાવીને) નહિ–બરાબર નહિ.

ભીમો:—ઉંહું!

ધોરી:—આસામીઓ આમ નહિ છેતરાવાના!

દોલત:—શું! તમે લોકો એમ કહેવા માગો છો કે હું દોલતરામ નથી?

કંથડજી:—વાહ ભાઈ વાહ! તમારી હિમ્મત બેશક પ્રશંસાપાત્ર છે. બોલી પણ તેવીજ બોલી જાણો છો!

ભીમો:—બેશક.

ધોરી:—નકલ ખરાબ નથી.

કંથડજી:—હાય હાય, બીજીવારની સ્ત્રી–

ભીમો:—ભણેલી ગણેલી—

ધોરી:—જુવાન જોધ!

દોલત:—જુવાન હોય કે ઘરડી તેનું તમને શું? મારી બાયડીની તમારે શી પંચાત?

કંથડજી:—ખૂબ કીધી દોસ્ત! કેવળ આસામીઓને જ ઠગવાની દાનત નથી રાખી.

ભીમો:—સ્ત્રીને પણ ઉપાડી જવાની દાનત લાગે છે.

ધોરી:—હું!

દોલત:—તમે લોકો છો કોણ?

(આસામીઓનો પ્રવેશ.)

પહેલો આસામી:—કેમ સાહેબ,શેઠ દોલતરામ શું મરી ગયા?

કંથડજી:—હા ભાઈ, અમે તેની લાશજ મસાણે લઈ જાઈએ છીએ.

બીજો આસામી:—ઓહ! આજ તે માણસ કે શું?

ભીમો:—કયો માણસ?

ત્રીજો આસામી:—જે શેઠનું રૂપ ધરીને આવ્યો કહેવાય છો!

દોલતઃ—રૂપ ધરીને આવ્યો ?

ઘોરીઃ—હા, એજ તે માણસ.

ચોથો આસામીઃ—જબરો ઠગ !

દોલતઃ—ઠગ ! નીકળો મારા ઘરમાંથી.

પહેલો આસામીઃ—શાહુકાર ! તુંજ નીકળી જાને.

દોલતઃ—આ મારૂં ઘર છે.

બીજો આસામીઃ—ઓહ ! અમને છેતરવા આવ્યો છે; પરંતુ અમે છેતરાઇએ એવા નથી.

ચોથો આસામીઃ—યાદ રાખ, એક પૈસો પણ પરખાવું એવો નથી.

દોલતઃ—ફરિઆદ કરતાં પૈસા શેના, પૈસાના દાદા રૂપીઆ ગણી આપવાનો.

ત્રીજો આસામીઃ—ફરિઆદ કરશો ? હિમ્મત તો જુઓ.

પહેલો આસામી—હું તને પોલિસને સ્વાધીન કરીશ.

ત્રીજો આસામીઃ—બોલાવો પોલિસને.

ચોથો આસામીઃ—હું તારા બધા ઢોંગ હવે અવળા કાઢું છું.

બીજો આસામી—જાઓ, જાઓ, પોલિસને બોલાવો.

(પહેલા આસામીનું જવું.)

કંથડજીઃ—ચાલ ભીમા, આપણે હવે લાશ ઉંચકીએ, ક્યાં સુધી વાટ જોવી ?

ઘોરીઃ—ઉપાડો.

કંથડઃ—હા, ઉપારો.

(લાશ ઉપાડે છે.)

સઘળાઃ—રામ બોલો, ભાઈ રામ બોલો. (પ્રસ્થાન)

દોલત:—આ લોકો મસાણમાં કોની લાશ લઈ ગયા? દોલતરામ શેઠની? તો પછી હું કોણ છું?

બીજો આસામી:—ચીનનો શાહુકાર.

દોલત:—લાંબી ટુંકી જવા દો, સાફ કહી દઉં છું કે—

ત્રીજો આસામી:—વેશ તો બરાબર લીધો છે!

દોલત:—પછી!

ચોથો આસામી:—મારો સાળાને!

દોલત:—અરે સાહેબ-

સઘળા:—ચુપ રહે.

(ક્રમશઃ સર્વેએ કોપરાપાક આપવો.)

દોલત:—સિપાઇ, સિપાઇ!

(એક તરફથી દોલતરામની છોકરી અને બીજી તરફથી બિહારીનો પ્રવેશ)

બિહારી:—અરે શું છે શું? આ બધી ગરબડ અને ધાંધલ કોની છે?

દોલત:—આવી પહોંચ્યા બિહારી, જુઓ તો ખરા ભાઇ-

સઘળા:—ચુપ રહો.

બિહારી:—શો મામલો છે?

દોલત:—એજ. આ લોકો-જુઓ તો-

સઘળા:—ચુપ!

બિહારી:—અરે પણ હકીકત શું છે?

બીજો આસામી:—સાહેબ, દોલતરામ શેઠ મરી ગયા.

ત્રીજો આસામી:—એ સાંભળીને અમે લોકો પણ દોડી આવ્યા છીએ.

ચોથો આસામી:—પરંતુ વચમાં કોણ જાણે ક્યાંથી આ

પાછો દોલતરામશેઠનું રૂપ ધરીને આવ્યો.

દોલત:—પરંતુ હું—

સઘળા:—ચુપ !

બિહારી:—અરે ગોટો શું વાળો છો ? હું સત્ય શોધી કાઢું છું ! શેઠ દોલતરામ મરી ગયા છે ?

બીજો આસામી:—જી.

બિહારી:—પરંતુ મેં તો નથી સાંભળ્યું ! એવું બનીજ નહિ શકે !

દોલત:—જુઓ તો ખરા ! હું જીવતો જાગતો–

સઘળા:—વળી બોલ્યો કે ?

બિહારી:—પણ તમને પાકી ખબર છે કે શેઠ આ લોક છોડી ગયા ?

ત્રીજો આસામી:—હા જી, આપના આવવા પહેલાં થોડીવાર અગાઉ જ લોકો એનું શબ લઇ ગયા.

બિહારી:—કયારે ?

ચોથો આસામી:—હમણાં થોડીવારપર.

બિહારી:—શાથી મરી ગયા ?

બીજો આસામી:—સાપ કરડવાથી.

બિહારી:—બપોરે ધોળે દહાડે સાપ કરડયો ! એવું બનીજ શકે કેમ ?

દોલત:—જુઓ તો ખરા ભાઈ, આ જુલમ તો જુઓ, મારા જીવતા જાગતાંજ–

સઘળા:—ચુપ !

બિહારી:—સાપ કેમ કરડયો ?

બીજો આસામી:—બીજો ઉપાયજ નહતો. જન્મપત્રિકામાં લખ્યું હતું. શું કરીએ ?

બિહારી:—ઠીક, જન્મપત્રી કાઢો. (છોકરીને) જા, દીકરી! તારા બાપની જન્મપત્રી લઈ આવ તો. (છોકરીનું જવું.)

બિહારી:—જન્મપત્રીમાં લખ્યું છે ? બરાબર જાણો છો ?

ચોથો આસામી:—બરાબર.

ત્રીજો આસામી:—ત્યારે અમે શું જૂઠું કહીએ છીએ ?

દોલત:—પરંતુ હું જીવતો છું.

બિહારી:—ઠીક, થોભો, પત્રિકા જોવાથી માલમ પડી આવશે.

દોલત:—(સ્વગત) આ તો બડી મુશ્કેલી આવી પડી—(પ્રકટ) શું તમે પણ મને ઓળખતા નથી ?

બિહારી:—આપ ગભરાઓ છો શા માટે સાહેબ, હમણાં જોઇએ, જન્મપત્રી આવી ગઇ.

(છોકરીનું જન્મપત્રી લાવીને બિહારીને આપવું.)

બિહારી:—ક્યાં લખ્યું છે ?

ચોથો આસામી:—જોઉં–આ જુઓ–વૈશાખ વદ ચોથને દિવસે સાપના કરડવાથી મોત. ચોકખું દીવા જેવું તો લખ્યું છે કે ચોથને દહાડે બપોરે કેતુની દશા ઉતરતાં પહેલાં ઘરમાં સાપ કરડવાથી મૃત્યુ થશે.

બિહારી:—હા ભાઇ, છે તો બરાબર. (છોકરીને) જા બેટી તું અંદર જા.

(છોકરીનું જવું.)

બિહારી:—(સચિન્ત વાંચતાં વાંચતાં અને મૂછપર હાથ ફેરવતાં ફેરવતાં) હં! ઠીક, લખ્યું તો છે !

દોલતઃ—પરંતુ ભાઈ, તમે તો મને ઓળખો છો ને ?

બિહારીઃ—(ધીમે ધીમે માથું હલાવીને) ઉંહું ! કેસ ખરાબ છે.

(કંથડજીનો ફરી પ્રવેશ.)

કંથડજીઃ—આ લ્યો, શેઠના મોતનું ડૉક્ટરે આપેલું સર્ટિફીકેટ પણ.

બિહારીઃ—શુ સર્ટિફીકેટ !

કંથડજીઃ—હા જી, આ રહ્યું, વાંચી જુઓ !

દોલતઃ—અરે બાપરે !

બિહારીઃ—(વાંચીને)સાહેબ,આપનો કેસ ધીમે ધીમે બહુજ બગડતો જાય છે. કદાચ ચાલી પણ નહિ શકે.

દોલતઃ—શા માટે ?

બિહારીઃ—એક તો જન્મપત્રી, બીજું ડૉક્ટરનું સર્ટિફીકેટ !

ત્રીજો આસામીઃ—અને વધારામાં અમે સઘળાએ નજરો-નજર શેઠની લાશને મસાણે લઇ જવાતી જોઈ ને !

બિહારીઃ—તમે બધાએ જોઇ છે ?

આસામીઓઃ—બદ્ધાએ.

બિહારીઃ—ઉંહું, કેસ કોઈ પણ રીતે ટકી શકતો નથી. આમ છતાં જો કોઈ જીવતું રહે તો—

દોલતઃ—(આતુરતાપૂર્વક) તો પછી ?

બિહારીઃ—તે જીવતાપણું પણ નામંજૂર !

દોલતઃ—બિહારીલાલ તમે પણ શું મને નથી ઓળખી શકતા ?

બિહારીઃ—જુઓ, હું એટલું સ્વીકારવાને તૈયાર છું કે

આપ દેખાવમાં શેઠને ઘણા મળતા આવો છો.

દોલત:—હં! દેખાવમાં મળતો!–મારૂં માથું ભમી જાયછે!

બિહારી:—વધારે હું કંઈ પણ કહી શકતો નથી. પૃથ્વીપર એકજ સુરતના બે માણસ પણ જોવામાં આવે છે; જેવા કે જોડીઆ ભાઇઓ. દોલતરામના પિતાને બે જોડીઆ પુત્ર ન હતા એનો કંઇ પુરાવો નથી. દોલતરામના પિતાને એ વાત પૂછવાની જ રહી ગઇ હતી! અને હવે પૂછવાનું બની શકે એમ પણ નથી.

દોલત:—પરંતુ હું તો કહું છું ને?

બિહારી:—તમારી વાત માનવામાં નહિ આવી શકે. તમે કોણ છો એ તો મૂળે તકરારી સવાલ છે.

દોલત:—ત્યારે એ કેવી રીતે સાબીત થઈ શકે?

બિહારી:—તમારા કોઇ સાક્ષી છે?

દોલત:—ના, અને તેની જરૂર પણ શી છે?

બિહારી:—આ સઘળા એકે સ્વરે કહે છે કે તમે દોલતરામશેઠ નથી. (આસામીઓને) કેમ! તમારૂં કહેવું એમજ છેને?

આસામીઓ:—હા સાહેબ.

દોલત:—તમે લોકો શું ગંભીરપણે આ વાત કહો છો?

સર્વ આસામીઓ:—ગંભીરપણે? જરા આમ જુઓ, (અત્યંત ગંભીરતાપૂર્વક ઠાવકા થઇને) તમે હરગીઝ દોલતરામશેઠ નથી.

દોલત:—ત્યારે શું હું દોલતરામ નથી જ?

બીજો આસામી:—કદિ પણ નહિ.

ત્રીજો આસામી:—દોલતરામ શું આવીજ શિકલના હતા?

ચોથો આસામી:—દોલતરામ બનીને આસામીઓને ઠગવા તો આવ્યા છો ભાઇ સાહેબ!

પાંચમો આસામી:—આપણું તો આપવાને નામે મોટું મીંડું જ!

દોલત:—હું દાવો માંડીશ.

બિહારી:—કૉર્ટમાં તમારી ફરીઆદી મંજુરજ ક્યાં થવાની? એમણે દોલતરામ શેઠ પાસેથી રૂપીઆ લીધા હતા અને તમે તો ભળતાજ લાગો છો.

દોલત:—હું સાબીત કરી આપીશ.

બિહારી:—સાબીત કરવાનું ઘણું અઘરૂં થઇ પડશે.(આસામીઓને) શું તમે લોકો એવી સાક્ષી આપનાર છો કે આ શેઠ દોલતરામ નથી?

સઘળા આસામીઓ:—(એક સાથે) જરૂર.

બિહારી:—તો પછી શું વળવાનું?

(દોલતરામનું હતાશ થવું.)

બિહારી:—સાહેબ, હું વકીલ છું. તમને મિત્ર તરીકે સલાહ આપું છું કે આવાં કામ ન કરતા, નહિ તો જેલ જવું પડશે!

દોલત:—(ગભરાઇને) જેલ!

બિહારી:—હા, ઠગાઇ કરવાના ગુન્હાના માટે ચાર વર્ષ!

દોલત:—ઓ બાપરે!

બિહારી:—જો કે હું આપને પિછાનતો નથી છતાં એક મિત્ર તરીકે સમજાવું છું કે જાણી–બુઝીને આવી આફત વહોરશો નહિ. સાંભળો, તમારાથી કોઇપણ રીતે સાબીત થઇ

શકવાનું જ નથી કે  તમે દોલતરામશેઠ છો.

દોલત:—કેમ વારૂ?

બિહારી:—આ આપની જન્મપત્રીએજ સત્યાનાશ વાળી દીધું છે. આપજ કહોને, જન્મપત્રી કદિ જૂઠી હોઇ શકે?

દોલત:—( માથું ખંજવાળતાં ) ના, જન્મપત્રી તો ખોટી ન હોય.

બિહારી:—તે ઉપરાંત વળી ડૅાકટરનું સર્ટિફીકેટ! જે ડૅાકટરો મરેલાને જીવડાવી શકતા નથી; પરંતુ જીવતાને અનાયાસેજ મારી નાખી શકે છે, તેનું સર્ટિફીકેટ કંઇ થોડું વજનદાર ગણાય? મને તો આપના દોલતરામશેઠ હોવાપણા વિષે ભારે શંકા છે, અને કદાચ આપ તે હો તોપણ તે સાબીત કરવાનું સર્વથા અશકય જ છે.

દોલત:—તમને પણ શંકા છે?

બિહારી:—જરા તમેજ વિચારી જુઓને! શું તમને પોતાને પણ શંકા નથી પડતી? એક તરફ જન્મપત્રી બીજી તરફ ડાકટરનું સર્ટિફિકેટ!

દોલત:—શું ડાકટરે ખરેખર લખ્યું છે કે હું મરી ગયો?

બિહારી:—આ જુઓને. (સર્ટિફીકેટ આપવું.)

દોલત:—(હતાશ થઇને માથું ખંજવાળતાં) હં!

બિહારી:—વળી તમારી નજર આગળજ પેલા લોકો શેઠનું શબ મસાણે લઇ ગયા, અને તે છતાં પણ તમને પોતાને દોલતરામશેઠ હોવા વિષે સંદેહ નથી પડતો?

દોલત:—( ધીમેથી ) હાં, લઇ તો ગયા હતા. ( માથું દબાવીને) મન તમ્મર આવે છે!

( છાપું વાંચતા ભીમભાઇનો પ્રવેશ.)

ભીમભાઇ:—" આપણા શહેરના જાણીતા લખપતિ શેઠ દોલતરામના આજે બપોરે તેમના પોતાના મકાનમાં સાપ કરડવાથી નિપજેલા અકાળ અવસાનની નોંધ અમે ખેદ અને આનંદમિશ્રિત લાગણી સાથે લઇએ છીએ. મર્હુમ પાસે હજારો રૂપીઆની મતા હતી; છતાં સાંભળવા પ્રમાણે નથી તેણે પેટ ભરીને ખાધું, કે નથી ખરચી એક પણ પાઈ સત્કાર્યમાં. સાઇલૉકની પેઠે આસામીનું રૂધિર ચુસી વ્યાજ લેવામાં તેની કીર્તિની કોઇ હરિફાઈ કરી શકે એમ નથી. અનેકના નિસાસા લઇને મેળવેલો પાપનો પૈસો મૂકીને શેઠનો આત્મા પોતાનાં કૃત્યોનો જવાબ આપવા ઈશ્વરના દરબારમાં પહોંચ્યો હશે. ત્યાં એ બિચારાને પોતાનાં કૃત્યોની સજા ભોગવવી પડશે તે માટે અમે દીલગીર છીએ; અને એના મરવાથી વાઘના મોંમાંથી છૂટેલા આસામીઓ અને કંજુસાઈથી કંટાળેલાં એનાં કુટુંબી જનો છૂટકારાનો દમ ખેંચશે તેથી અમને આનંદ થાય છે. વળી અમને ઘણાજ ભરોસેદાર સ્થળેથી ખબર મળી છે કે શેઠની વિધવા પત્ની આપણા શહેરના એક જાણીતા વકીલ અને સંસારસુધારક સાથે ટુંકમાંજ પુનર્લગ્ન કરનાર છે. અમે આવા જાહેર હિમ્મતભર્યા પગલાને વધાવી લઇએ છીએ અને નવીન દંપતીને અભિનંદન આપીએ છીએ ! "

બિહારી:—આ શું ? છાપામાં પણ શેઠના અવસાનની ખબર આવી ગઇ

ભીમો:—જી, હા.

બિહારી:—શું છાપેલા અક્ષરોમાં ?

ભીમો:—જુઓને !

બિહારી:—( છાપું જોઈને દોલતરામને ) સાહેબ, તમારો કેસ છેક જ બગડી ગયો છે.

( દોલતરામ માથે હાથ દઈને બેસી જાય છે.)

બિહારી:—(આસામીઓને) અત્યારે તો તમે તમારે ઘેર જાઓ. મારે હમણાં શેઠની 'મિલ્કત' નું કુલમુખ્ત્યારનામું લેવાની વ્યવસ્થા કરવાની છે.

દોલત:—(ઉભો થઈને) કોણ લેશે ?

બિહારી:—દોલતરામની વિધવા. હવે મારેજ એ માલમિલ્કતની વ્યવસ્થા કરવી પડશે. શું કરૂં ! (આસામીઓને) તમારી પાસે જે રૂપીઆ લ્હેણા પડે છે, તેનું વ્યાજ હવેથી નહિ લેવાય.

દોલત:—કેમ વારૂ ?

આસામીઓ:—બિહારીલાલ સાહેબની જય ! બિહારીલાલ સાહેબની જય !

( પ્રસ્થાન.)

દોલત:—(બિહારીને) વ્યાજ કેમ નહિ લેવાશે ?

બિહારી:—વ્યાજની જરૂર પણ શી છે ? શેઠ પુષ્કળ પૈસા મૂકી ગયા છે.

દોલત:—મૂકી ગયા છે ! (નમ્રતાપૂર્વક) બિહારીલાલભાઇ ! પરંતુ હું તો મરી નથી ગયો ને ! તમારા સમ, હું નથીજ મુઓ. જુઓ !

ભિખારી:—હું શું કરૂં સાહેબ? કાયદા પ્રમાણે આપનું જીવવું સાબીત નથી થતું. (પ્રસ્થાન.)

(પાડોશણોનો પ્રવેશ.)

એક પાડોશણ:—ઠીક થયું.

બીજી:—બલા ગઈ!

ત્રીજી:—મુઓ બહુ રૂપીઆ સંઘરી ગયો, પણ પેટ ભરીને કદિ ખાધું નથી.

ચોથી:—હવે બારેવાટ લુટાવાનું!

પાંચમી:—કંજુસનું ધન એમજ વપરાય.

દોલતઃ—આ બધું સાંભળી સાંભળીને મને પણ સંદેહ પડે છે કે હું જીવું છું કે મરી ગયો છું! અરે પાડોશણો!!

પહેલી પાડોશણ:—એ કોણ છે?

દોલત:—હું-

બીજી:—બહુરૂપી!

દોલત:—દોલતરામ.

ત્રીજી:—અરે મર.

ચોથી:—તે તો મરી ગયો!

દોલત:—નહિ, હજી નથી મુઓ!

પાંચમી:—નીકળ અહીંથી મુઆ!

દોલતઃ—હું નીકળું? મારા ઘરમાંથી મને કાઢનાર કોણ? તમેજ નીકળોને હરામજાદીઓ!

પહેલી:—આ કોણ છે મુઓ!

બીજી:—અમે શું કામ નીકળીએ?

ચોથી:—જો તો ખરી!

પાંચમી:—મર મુઆ!

દોલત:—(સ્તબ્ધ થઇને) વાહ!

પહેલી:—કાળમુખો મરી ગયો. સારૂં થયું. (બેસે છે)

બીજી:—કંઈ કેટલાના જીવ બચ્યા! (બેસે છે)

ત્રીજી:—બન્ને છોકરાઓ હવે પેટ ભરીને ખાશે! (બેસે છે)

ચોથી:—ટચરાને તો નરકમાં પણ જગ્યા નથી મળવાની. (બેસે છે)

દોલત:—આ તો બધી ચોંટાઈ! દોલતરામ સંભાળ! તારી હયાતીજ મટાડી દેવાના પ્રયત્નો થઇ રહ્યા છે. તારી જાતને બચાવ નહિ તો મુઓજ સમજ! (પાડોશણને) નીકળો હરામજાદીઓ અહીંથી; નીકળો નીકળો! નથી નીકળતી કે? ઠીક, ઉભી રહો (બહારથી લાકડી લાવીને) હવે નીકળો છો કે નહિ, નીકળવામાં જ સાર છે નહિ તો જુઓ આ લાકડીથી–

પહેલી પાડોશણ:—વાહ, ખૂબ ચગ્યો છે!

દોલત:—નીકળો.

બીજી:—મારશે કે શું?

દોલત:—ઠાર મારૂં. (લાકડી ઉગામીને) નીકળો!

ત્રીજી:—જોઉં તો વારૂ, માર તો ખરો! (રોડું ઉઠાવવું)

દોલત:—બાપરે! (પાછો હઠે છે)

ચોથી:—નીકળ મુઆ નીકળ, નહિ તો માથુંજ ભાગી નાખીશ!

દોલત:—(ડરીને) નહિ નહિ, હું જાઉં છું.

ચોથી:—ઠીક, નહિ તો (ઝાડુ બતાવીને) આ ઝાડુ જોયું કે?

દોલત:—બાપરે! કોઇ બચાવો, બચાવો.

( દોલતરામ નાસે છે, પાડોશણો તેની પાછળ પડે છે.)
( દોલતની છોકરીનો પ્રવેશ.)

છોકરીઃ—બાપાજી ! બાપાજી ! મા રડે છે.

( દોલતરામનો પ્રવેશ. )

દોલતઃ—શું થયું જે ?

છોકરીઃ—તે તો કોણ જાણે ?

( નેપથ્યમાં વિલાપ.)

"અરે તમે ક્યાં ચાલી ગયા ! પીરસેલાં ભાણાં મૂકીને ક્યાં ગયા—રે—એ—એ."

દોલતઃ—હેં ! આ શું ? બાયડીએ પણ મને મુએલો ધારીને રોવા કુટવાનું શરૂ કરી દીધું ! અરે મણીઆની મા, હું તો જીવતો છું જીવતો. જો, આ આવ્યો. (છોકરીને) ચાલ,બેટી.

(છોકરીનું અને તેની પાછળ દોલતરામનું જવું.)

( દોલતરામના સાળાઓનો પ્રવેશ—પેટી, પટારા, ટ્રંક વગેરે ખેંચી કાઢવાં.)

એક સાળોઃ—હચો ચાલો, હવે ઉપાડો.

દોલતઃ—અરે આ શું છે ?

બીજો સાળોઃ—પણ મજુરને તો બોલાવો.

ત્રીજો સાળોઃ—મજુર ! મજુર ! (પ્રસ્થાન)

દોલતઃ—અરે મજુરને શા માટે બોલાવો છો ? આ બધો સરસામાન ઘરબહાર શામાટે ખેંચી કાઢયો ?

બીજો સાળોઃ—લઇ જવા.

દોલતઃ—ક્યાં ?

એક સાળોઃ—ક્યાં તે શું ? અમારે ઘેર !

દોલતઃ—વાહ, મારો સામાન તમારે ઘેર શા માટે ?

બીજોઃ—તમારો સામાન ?

દોલત:—હા મારો. મારો નહિ તો તારા બાપનો ?

એક સાળો:—(વ્યંગમાં) લ્યો, આ મજુર આવી ગયો. ચઢાવો એને માથે.(ત્રણ ચાર મજુરો સાથે ત્રીજા સાળાનો પ્રવેશ.)

બીજો સાળો:—ઉઠાવો; પહેલી આ તિજોરી ઉંચકો. (મજુરો તિજોરી ઉંચકવા કોશીશ કરે છે.)

દોલત:—(આગળ વધીને) ખબરદાર !

પહેલો સાળો:—(હાથ ઉગામીને) ચૂપ રહે !

દોલત:—બિહારી ! બિહારી ! (આમ તેમ આંટા મારે છે.)

(સાળાઓનું એક બીજાને ઈશારત કરી આડો હાથ રાખી હસવું.)

પહેલો સાળો:—બિહારી વકીલ આવી પહોંચ્યો.

બીજો:—(મજુરને) ચાલ, ઝટ ઉઠાવ.

ત્રીજો:—જલદી કર, જલદી.

દોલત:—બિહારી, જુઓ તો ખરા કેવું અંધેર છે.

બિહારી:—(દોલતના સાળાઓને) કેમ સાહેબ, તમે લોકો આ બધો સરસામાન કયાં ઉપાડી જાઓ છો ?

પહેલો સાળો:—કેમ ન લઇ જઈએ ? એ સઘળી મીલ્કત હવે અમારી બહેનની છે.

બીજો:—હવે એ અમારાજ કબજામાં રહેશે.

ત્રીજો:—કારણ કે અમારા બનેવી મરી ગયા છે.

દોલત:—જોયું આ અંધેર ! હું જીવતો જાગતો છતાં કેવો જુલમ ! એક તરફ સ્ત્રી હાથથી જવા બેઠી છે. બીજી તરફ મારી સઘળી-

બિહારી:—ભાઇઓ, દોલતરામની વિધવા આજથી મારી સ્ત્રી છે; કારણ કે થોડાજ વખત પર મારી સ્ત્રી ગુજરી ગઇ

છે અને આજે તમારી બ્હેન વિધવા થઇ છે.

દોલતઃ—(ગુસ્સાથી) એટલે શું સાબીત થઈ ગયું કે મારી સ્ત્રી તે તારી સ્ત્રી થઈ ચૂકી ?

બિહારીઃ—એ સાબીત કરવું કંઇ મુશ્કેલ નથી. (દોલતના સાળાઓને) આપ લોકો હવે ઘેર સિધાવો. આ તિજોરી હું મારા કબજામાં લઉં છું.

એક સાળોઃ—વાહ સાહેબ !

*બિહારીઃ—ચાલાકી જવા દો. જાણો છો હું વકીલ છું તે ? સીધા સીધા ચાલ્યા જાઓ.

બીજો સાળોઃ—અને ન જઇએ તો શું કરશો ?

બિહારીઃ—કાયદાના સાણસામાં સપડાવી તમારા કુરચે કુરચા ઉડાવી દઇશ ! સાક્ષીઓના જોરે તમને ધૂળ ફાકતા કરીશ.

એક સાળોઃ—નાસો રે મારા બાપ ! (સર્વે ભાગી જાય છે)

બિહારીઃ—(દોલતરામને) હવે આપણે પણ રસ્તે પડીએ.

દોલતઃ—અરે પણ ઘર તો મારૂં છે. ભાઇ, હું ખરેખાત જીવતો છું.

બિહારીઃ—પરંતુ એને માટે સાક્ષી પુરાવાની જરૂર છે. તમારો કોઈ સાક્ષી છે ?

દોલતઃ—નથી શા માટે ? મારી સ્ત્રી સાક્ષી આપશે.

બિહારીઃ—તો તો બહુ સારૂં. બોલાવો તમારી બાઇને.

દોલતઃ—અરે સાંભળે છે કે મણીઆની મા ? જરા બહાર આવ. અહીં તો જાન માલથી જવાનો વખત આવ્યો છે !

( રોતાં રોતાં વિજળીનો પ્રવેશ. )

વિજળીઃ—હાય હાયરે ! તમે મને એકલી અટુલી મૂકીને

ક્યાં ગયા રે-એ-એ-! મેં નહિ જાણેલું કે આમ અધવચ રંડાપો આવશે-એ-એ-એ-! હવે મને શીદ ટળવળાવો રે !

દોલત:—અરે નહિ ટળવળાવું નહિ. કેવી સતી છે ?

( રાગડા તાણીને વિજળીનું ચાલુ રોવું. )

વિજળી:—હાય ! આ ભર્યાંભાણાં મૂકીને તમને જવાનું કેમ ગમ્યું રે-એ-એ ! લડી લડીને આ વર્ષેજ મેં મોઇએ અથાણાં પાપડ કરાવ્યાં ને મુરબ્બાની બરણી તો હજી અના-મતજ રહી રે-એ-એ ! હાય ! ઉનાં ઉનાં ભજીઆં ને તેલનાં તળ્યાં શાકો રે-વેડમી ને ઘીઠાર્યા લાડુ હવે કોને જમાડું રે-એ-એ ! હાય ! હું રાંડ અભાગીણીને એકલીને ગળે હવે ઉતારવું પડશે રે-એ-એ-એ !

દોલત:—સાબાશ ! કેવી પતિવ્રતા ! અરે ગભરાય છે શાને, બંધુએ ખાવા લાગીશ.

વિજળી:—હાય હાયરે ! પક્કા ફલપની શીશીઓ હવે કોણ વાપરશે ને દાડમની કળી જેવા ચોકઠાના દાંત મોં મલકાવીને મને કોણ બતાવશે રે-એ-એ !

દોલત:—અરે હમણાંજ બતાવું છું ને! જો-જો ! (દાંત બતાવે છે)

વિજળી:—હાય હાયરે ! દુઃખ તે ક્યાં જઇને રડું ! હવે નવી નવી સાડી ને પોલકાં ચોળી કોણ લાવશે ! અરે મરતાં પહેલાં મળ્યા હોત તો કંઇએ ફીકર ન રહેત રે-એ-એ !

દોલત:—અરે માંડી રો નહિ, હું તો આ રહ્યો-આવું છું. (વિજળીનો હાથ પકડવો.)

વિજળી:—(ચોંકીને) અરે બાપરે ! આ કોણ ?

દોલત:—હું તારો ધણી, તારો પ્રિય પ્રાણ, તારો નાથ, તારો જીવનસર્વસ્વ, દુનિયાનો દોલત કાકો ! જો જરા આમ તો જો.

વિજળી:—( છેડો અળગો કરીને જોતાં ) હાય બાપરે ! (મૂર્છાગત થાય છે)

દોલત:—અરે ! આ શું ?

બિહારી:—પાજી ! ઓળખે છે મને ! ઇજતદાર માણસની બાઇનો હાથ પકડનાર તું છે કોણ ? ખબરદાર !

દોલત:—એ ઇજતદારજ હું !

બિહારી:—એ પણ ખરૂં !

દોલત:—ખરૂં નહિ તો ખોટું ? એ સ્ત્રી મારી-મારી ને મારી, હજારવાર મારી.

( વિજળીનું ઉઠવું. )

દોલત:—જુઓ, જુઓ, ભાન આવી ગયું.

વિજળી:—હું એમના વિના એકલી કેમ જીવું રે-એ-એ !

બિહારી:—હરિ હરિ ! એકલી શા માટે રહેશે, સુંદરી ! બિહારીના જીવતાં તારે શી ફીકર ?

દોલત:—જરાએ નહિ.

વિજળી:—ચિન્તા કેમ ન હોય ? હમણાંજ એ દેવલોક-

બિહારી:—મારી સ્ત્રી બિચારી પણ સ્વર્ગવાસી થઇ છે.

વિજળી:—આપણા બન્નેના ઉપર દુ:ખના-

બિહારી:—ડુંગર-

દોલત:—તુટી પડયા ! એ તો સમજ્યા, પણ-

બિહારી:—(વિજળીને) જાઓ, હવે તમે અંદર જાઓ ! સામગ્રી સજો, હું પણ તૈયારી કરૂં છું.

(વિજળીનું ગમન.)

દોલત:—શેની તૈયારી?

બિહારી:—(ઠંડે પેટે) પુનર્લગ્નની.

દોલત:—લગ્ન અને ઉત્તરક્રિયા સાથે જ! હા દૈવ!

બિહારી:—(કામનો હિસાબ ગણે છે) જુઓને આપણે તૈયારી પણ શી કરવાની છે! આપણે રહ્યા સુધારાવાળા એટલે ન જોઇએ ઢોલવાજાં કે ન જોઇએ ઝાઝા જાનૈયા. રહ્યાં હવે ઘરેણાંગાંઠાં ને કપડાંલત્તાં; પણ તેની તો ફીકરજ ક્યાં છે? વિજળી પાસે પાંચ હજારના દાગીના અને હજાર તો રોકડા છે. વળી કપડાંલત્તાં પણ સાળો ભભડવા ગયો ત્યારે સારી પેઠે લઇ ગયો હતો.

દોલત:—બિહારી, તમે મારા બનેવી છો ને વળી પ્રતિષ્ઠિત વકીલ છો. મારા જીવતાંજ મારી સ્ત્રીને ઉઠાવી જવાનું નીચ કામ તમને ઘટારત છે?

બિહારી:—નીચ શાનું? વિધવા સાથે પુનર્લગ્ન કરવામાં હું કંઇ બાધ માનતો નથી; ઉલટું એથી તો એક દુઃખી આત્માના ઉદ્ધારના પુણ્યભાગી થવાય.

દોલત:—એ તો બધી સુધારાવાળાની સફાઇ! પણ જવા દોને એ વાત! અહીં તો એ વિધવા નથી, પણ આ જીવતા જાગતા પતિથી એનો સૌભાગ્યસૂર્ય તપે છે.

બિહારી:—પરંતુ એ વાત તો તે પોતેજ કબુલ નથી કરતી તેનું શું?

દોલત:—(છેક હતાશ થઇને) હા! પ્રભુ! (રડવા જેવો થઇ જાય છે.)

બિહારીઃ—જુઓ સાહેબ, તમારી સ્થિતિ જોઈને મને દર્દ થાય છે. કદાચ આપ દોલતકાકા પણ હો, પરન્તુ એનો કંઈ પુરાવો નથી; એટલે કાયદામાં આપ ટકી શકતા નથી. શું કરીએ ?

દોલતઃ—શું કરવું એજ મોટો સવાલ છે ને ? સ્ત્રીએ પણ નહિ ઓળખ્યો, હવે બાકી શું રહ્યું ? જે આવે તે મારા નામની પોક મૂકતો આવે. આ બધું છે શું ? કંઇજ સૂઝ પડતી નથી ! હું તે જીવું છું કે ખરેખર આ બધા કહે છે તેમ મરી ગયો છું ? જોઉં ચુંટી ખણી જોઉં ! (ચુંટી ખણે છે) ચુંટી તો લાગે છે. વારૂ માથું હલાવી જોઉં ! એ પણ બરાબર હાલે છે. કંઇજ સમજમાં આવતું નથી. નથી જીવન, નથી મૃત્યુ, ત્યારે છે શું ? જીવન અને મૃત્યુનો ખીચડો ! કેવી આફત ! મેં સ્વપ્ને પણ નહિ ધારેલું કે આવી દશા થશે ! લ્યો, વળી આ કોણ આવ્યા ? સગાંસંબંધીઓજ જણાય છે. ઠીક, જરા છુપાઇને જોઉં તો ખરો કે એ લોકો વળી શો પાઠ ભજવે છે ! ( સંતાય છે)

પહેલો માણસઃ—આવો આવો અહીં બેસો. (સર્વે બેસે છે)

બીજો માણસઃ—હાં, આજે જરા પેટ ભરીને આનંદ કરીએ.

ત્રીજોઃ—બિચારો બુઢ્ઢો કાકો આખરે મુઓજ.

ચોથોઃ—તેમાં તને શું સ્નાનસૂતક ? એ તો આનંદની વાત થઇ.

પાંચમોઃ—મરતાં સુધી એને હાથે એક પૈસો પણ નહિ અપાયો હોય !

પહેલોઃ—બડા કંજુસ ! ચમડી તૂટે પણ દમડી નહિ છૂટે.

ત્રીજો:—સાળો એમજ સમજતો કે હું તો કદિ મરવાનોજ નથી!

બીજો:—એ ઉપરથી ધડો લેવાનો કે દોલતકાકા જેવાને પણ મોત છોડતું નથી.

પહેલો:—ઈશ્વરનો ઉપકાર માનો કે બલા ગઇ.

દોલત:—(મનમાં) તમારૂં નખ્ખોદ જાય રે!

ત્રીજો:—વીલમાં જરૂર આપણે માટે કંઇક તો લખી ગયો હશે.

દોલત:—(ઠીંગો બતાવીને-સ્વગત) એક પૈસો પણ નહિ.

પાંચમો:—આપણને નહિ તો કોઇને પણ આપી તો ગયોજ હશેને?

દોલત:—(સ્વગત) કાળા કાગડાને યે નહિ!

છઠ્ઠો:—સાથે તો થોડોજ લઇ જઈ શકે એમ છે?

દોલત:—પેટી પટારા નહિ લઇ જવાય પણ કુંચીનો ઝુમખો તો આ લટકે કેડે.

બીજો:—સાળો આવતા અવતારે માથું કુટવાનો છે.

દોલત:—અરે માથું ફોડવાનું તો હમણાંજ મન થાય છે ને!

ત્રીજો:—નહિ જાતે ખાધું પીધું-

દોલત:—(મનમાં) હવે તો નહિ ચૂકું ભાઇ; મેવા-મિઠાઈના કંડીઆ ને મિષ્ટાન્ન ભોજન! દેવશંકરની ધારી ને વીરચંદની બરફી વગર હવે ખાયજ કોણ? અથાણાં, પાપડ, બે વાનીનાં શાક ચટણી; ને ત્રીજે દહાડે ભજીયાં તળાવીશ ભજીયાં.

ચોથો:—એ તો હવે છોકરાઓજ સારી પેઠે ઉડાવશે.

દોલત:—(સ્વગત) કંઈ મૂકી જઇશ ત્યારે ને?

પાંચમો:—ચાલો, હવે ગાવાનું શરૂ કરો!

દોલતઃ—ઠીક, હું યે સાંભળું તો ખરો!

(આલાપનો પ્રારંભ, દોલતરામના બન્ને પુત્રોનો પ્રવેશ.)

પહેલો પુત્રઃ—અડધો અડધ મિલ્કતનો હું ભાગીદાર છું.

બીજો પુત્રઃ—એક પૈસો પણ નહિ મળે. બાપાજી મારા નામનું જ વીલ કરી ગયા છે.

દોલતઃ—(આશ્ચર્યસહિત મનમાં) વીલ કરી ગયો છું ? મને તો યાદ નથી.

પહેલોઃ—વીલ બનાવટી છે; હું સાબીત કરીશ.

બીજોઃ—કદી નહિ, હું મારા તરફથી ભૂલાભાઇને ઉભા રાખીશ.

પહેલોઃ—તારા એડવોકટનું માથું ભાગે એવા ઝીન્ના બેરિસ્ટરને હું રોકીશ, ને નોર્ટનને પણ બોલાવીશ.

બીજોઃ—દશહજારનો ખરચ થાય તો ભલે થતો.

પહેલોઃ—તારા દશ તો મારા પંદર!

બીજોઃ—જા જા કુતરા, મારા ઘરમાંથી નીકળ.

પહેલોઃ—તારૂં ઘર ? તારા બાપનું ઘર છે ?

પહેલો નાતીલોઃ—અરે ભાઇઓ, ઝઘડો શા માટે કરો છો ? આજના આનંદના દિવસે–

બીજોઃ—હાં, પેટ ભરીને ખાઓ પીઓ !

ત્રીજોઃ—ગાવો બજાવો!

પહેલોઃ—મેં એક ગાયન બનાવ્યું છે.

બીજોઃ—ચાલવા દે ત્યારે.

ત્રીજોઃ—કયું ગાયન ?

પહેલોઃ—એ તો નવું જ જોડયું છે-"બુઢ્ઢો મરી ગયો"

દોલત:—વાહ ! એટલી વારમાં તો ગાયન પણ જોડાઈ ગયું!

(સર્વે ગાય છે.)

"બુઢ્ઢો મરી ગયો, બુઢ્ઢો મરી ગયો;
બુઢ્ઢો મરી ગયો, ગયો ગયો ગયો."

દોલત:—બસ, હવે નહિ સહન થાય.

( સર્વે ગાય છે. )

"બુઢ્ઢો મરી ગયો, બુઢ્ઢો મરી ગયો."

દોલત:—(છતો થઇ આગળ ધસી આવીને)

"બુઢ્ઢો મુઓ નથી, બુઢ્ઢો મુઓ નથી;
બુઢ્ઢો જીવે જુઓ, મુઓ નથી."

પહેલો પુત્ર:—હેં આ કોણ ?

બીજો પુત્ર:—અરે ! આ કોણ ?

દોલત:—કોણ તે વળી તમારો બાપો. તમે ગમે તેટલું આશ્ચર્ય દર્શાવો પણ બુઢ્ઢો બાપ એમ મરે એવો નથી, તે તો આ તમારી સામે ઉભો.

પહેલો પુત્ર:—આ શું ?

બીજો પુત્ર:—એમ બનેજ કેમ ?

નાતીલા:—(દોલતને) અરે તમે કોણ છો ? અમારા ગાનમાં ભંગ પડાવ્યો. નીકળો અહીંથી.

દોલત:—નીકળે કેમ ? આ બંને છોકરાઓનો બાપ છું.

નાતીલા:—બાપ ! હોઇ શકેજ નહિ; કેવળ અસંભવિત ! અમે માનીએજ નહિ. બાપ હો તો સાબીત કરી બતાવો.

દોલત:—સાળું આ તે કેવું અંધેર ને કેવા કાયદા ! બધુંજ સાબીત કરવાનું ? ભાઇઓ, સાંભળો. એમ તો કોઇ

મામો સાબીત નહિ કરી શકે. એવી બાબતમાં તો વિશ્વાસેજ ગાડું ચાલે.

નાતીલા:—નહિ, અમને વિશ્વાસ નથી. નીકળો અહીંથી.

દોલત:—જાઉં કયાં ?

નાતીલા:—તે અમે શું જાણીએ ? જ્યાંથી આવ્યા ત્યાં.

દોલત:—બન્ને છોકરા મને ઓળખી તો ગયા, પરન્તુ મોંએ કબુલ કરતા નથી. હડહડતો કળિયુગ નહિ તો બીજું શું ?

પહેલો નાતીલો:—કેમ અલ્યા ? ભાંગ બની કે ? હજી પેલી ગાનારી પણ કેમ નહિ આવી ?

બીજો:—કોણ નન્નીજાન આવે છે કે છમની ?

ત્રીજો:—અરે ગદ્ધા ! તમે પણ કંજુસને ચોરે બેસીને કંજુસ થયા કે ? બોલાવોને ગૌહરને જ. વળી બસો પાંચસો વધારે લેશે એજ ને ? એ તો બુધીઆભાઇએ આપવાના કહ્યા છે. બુઢ્ઢો રખેવાળ તો ટળ્યો એટલે હવે ફીકર શી છે ?

( બિહારી, જમાદારના વેશમાં કંથડજી અને સિપાઇઓના વેશમાં ભીમભાઇ અને ઘોરીભાઇનો પ્રવેશ.)

બિહારી:—ઠીક, આવી પહોંચ્યા દાદા—

નાતીલા:—અલ્યા પોલિસ આવી પોલિસ ! નાસો મારા બાપ, જાનથી મુઆ જો ! (નાસાનાસ)

બિહારી:—( જમાદારને ) આ માણસ દોલતશેઠ બનીને આવ્યો છે, બધાને ઠગવાને.

જમાદાર:—કયા તુમ કહતે હો કિ મૈં શેઠ દોલતરામ હું ?

દોલત:—(હાથ જોડીને) જી, જમાદાર સાહેબ.

જમાદાર:—(સિપાઇઓને) પકડો સાળાને, ચડાવો હાથકડી.

દોલત:—સાહેબ હું હું-

જમાદાર:—દોલતશેઠ છો કેમ ?

દોલત:—( ધ્રુજતાં ધ્રુજતાં ) જી, કદિ નહિ, કોઇ પણ જન્મે નહિ !

જમાદાર:--તબ ઉસકે જૈસા રૂપ રખકર કયોં આયા ? સચ બોલ.

દોલત:—જમાદાર સાહેબ, હું એટલું તો જાણતો હતો કે પોલિસનાં માણુસ સર્વ શક્તિમાન હોય છે; પરન્તુ તે સર્વજ્ઞ પણુ હોય છે એ અત્યાર સુધી જાણવામાં નહતું.

જમાદાર:—બદમાસ ! લંબી ટુંકી બોલતા હૈ. સચ બોલ. (દંડુકીનો ગોદો પહેરાવવો)

દોલત:—સાહેબ, તેજ કહેવા જતો હતો, પણુ આ દંડુકી જોતાં બધી વાત ભૂલી જવાય છે. સાહેબ ! શું કહું તો આપ રાજી થાઓ ?

જમાદાર:—(દંડુકો બતાવીને) બોલ,-મૈં દોલતશેઠ નહિ હૂં.

દોલત:—કદિ નહિ, કોઇ જન્મે નહિ, કોઈ કાળે નહિ; હવે થયું ! દાદા મારો નહિ.

જમાદાર:—ફિર તુમ કૌન હો ?

દોલત:—સંપતશેઠ.

જમાદાર:—સંપતશેઠ કૌન ?

દોલત:--દોલતશેઠનો નાનો ભાઇ.

જમાદાર:—તો ફિર દૌલત શેઠકે જૈસા ચેહરા બનાકર કયોં આયા ?

દોલત:—જી. (વિચારમાં પડે છે)

જમાદાર—(એક ગોદો પહેરાવતાં) સચ બોલો. ઉસકા જેસા ચેહરા બનાકર—

દોલત:—અમે બન્ને જોડિયા ભાઇ હતા.

જમાદાર:—ચુપ રહો.

દોલત:—જી, સાહેબ.

જમાદાર:—(બિહારી તરફ આંગળી કરીને) યે કૌન હૈ ?

દોલત:—પહેલાં એ–એ હતો મારો–અરે નહિ દોલતરામનો બનેવી, પણ હવે એની વિધવાનો ધ....ણી.

જમાદાર:—યહ તુમ સચ કહ રહે હો ?

દોલત:—સાહેબ, હું જૂઠું તો કોઇકજ વખત બોલું છું.

જમાદાર:—નાક ઘીસો, કાન પકડો.

દોલત:—કેમ સાહેબ ?

જમાદાર:—ચુપ ! કાન પકડો.

દોલત:—વારૂ બાપા ! (કાન પકડે છે)

જમાદાર:—કહો મૈં કભી કિસી જન્મમેં દોલતશેઠ નહીં થા.

દોલત:—કદી ન હતો સાહેબ,

જમાદાર:—અચ્છા. કાન છોડ દો.

બિહારી:—(જમાદારને)ચાલો સાહેબ,જરા ન્હાપાણી કરીએ.

દોલત:—અને મારી આગલા ભવની વિધવા સાથે જમાદાર સાહેબની જરા ઓળખાણુપિછાન પણ કરાવી દેજો.

જમાદાર:—ચુપ ! કયા બકતે હો ?

(દોલત સિવાય સર્વેનું પ્રયાણ.)

દોલત:—(મનમાં ને મનમાં) આખરે દંડુકાના ગોદાથી સાબીત થઈ ગયું કે હું દોલતશેઠ નથી. કહ્યું છે કે માર

બડો દાતાર. નહિ નહિ, પણ હું મરી ગયો હતો એ વાત જૂઠી નથી. હું મરીજ ગયો હતો. આ મારો પુનર્જન્મ છે! આજે નવો અનુભવ, નવો આદર્શ મેળવીને હું જીવતો થયો છું. મરવા પછી જે થવાનું હતું તે જીવતાંજ નજરોનજર જોઈ લીધું. બિચારા ગરીબોને સતાવીને અને પેટે પાટા બાંધીને મેં જે ધન ભેગું કીધું, તે આવા લોકોને ઉડાવવાનેજ માટે કે! બસ હવે એમ નહિ બને! જો હું જીવું છું એ સાબીત કરી શકું તો ગરીબોને અન્ન વસ્ત્રની લ્હાણી કરીશ, કેળવણી અને દેશહિતનાં કામોમાં ફાળો આપીશ અને જાતે પણ સુખ શાંતિથી રહીશ. જ્યાં સુધી હું સાબીત કરી શકતો નથી ત્યાં સુધી તમે બધા ઉડાવી લો મજા; અને જો તેમ ન બન્યું, તો જંગલમાં જઇશ અને પુનર્જન્મ ન થાય તેને માટે તપ તપીશ.

(બિહારી અને વિજળીનો પુનઃ પ્રવેશ.)

વિજળી:—હવે તો વિકટોરીઆ વસાવીએ તો ઠીક.

બિહારી:—તે કરતાં મોટરજ લાવીએ તો કેમ?

વિજળી:—(દોલતને) કેમ તમારો શું વિચાર છે?

દોલત:—(બિહારીને હાથ જોડીને) નમસ્કાર મહાશય. (વિજળી તરફ હાથ જોડીને) આપનો શો હુકમ?

બિહારી:—દોલતરામજી!

દોલત:—કયો દોલતરામ?

બિહારી:—તમે જ તો.

દોલત:—હેં! કોણ કહે છે! તમે બધાએ મળીને હમણાં

તો સાબીત કરાવી દીધું કે હું દોલત શેઠ નથી; ને વળી પાછો હું દોલતરામ થઈ ગયો વળી કંઈ નવો ભુટ્ટો તો નથી ઉઠાવવો ? ( આમ તેમ પોલિસ છે કે નહિ તે જોઇને ) ના બાપા ના, હું દોલતરામ નથી.

વિજળી:—અરે આમ ગુસ્સે શું થાઓ છો, પ્રાણનાથ !

દોલત:—પ્રાણનાથ ! હમણા તો બધું રંધાઇ ચુક્યું. જન્મપત્રી, દાક્તરનું સર્ટિફીકેટ, છાપાં, સાક્ષી અને સહુથી મોટો પુરાવો દંડુકીનો ગોદો. આટલું છતાંયે હું તારો પ્રાણ-નાથ રહ્યો ! નહિ નહિ, હું નહિ.

વિજળી:—(પ્રેમપૂર્વક વળગી પડીને) અરે તમેજ મારા પ્રાણેશ્વર !

દોલત:—નહિ નહિ, મને હેરાન નહિ કરો. હું કંટાળી ગયો છું. મને જંગલનો રસ્તો લેવા દ્યો.

વિજળી:—હું પણ સાથે આવીશ.

દોલત:—હું તો સાધુ થઇશ.

વિજળી:—હું સાધ્વી બનીશ.

દોલત:—હું તપશ્ચર્યા કરીશ કે પુનર્જન્મમાં મારે લગ્ન નહિ કરવું પડે, અને કદાચ કરવું પડે તો તારી સાથે તો નહિજ.

વિજળી:—હું તપ કરીશ કે ભવોભવ તમેજ મારા પતિ-દેવ થાઓ.

દોલત:—નહિ, નહિ, તું મને વ્હાલી નથી.

વિજળી:—વાહ ! વ્હાલી નથી ?

(ભિખારી માથું હલાવે છે.)

દોલત:—કેમ ભાઈ, વળી કંઈ તુત જગાવવા ધારો છો કે શું ? એ તરફ શું જુઓ છો ? એ તો મારી સ્ત્રી છે મારી. (વિજળીને સ્હોડમાં લે છે)

બિહારી:—તમારી ખાત્રી છે ?

દોલત:—ખાત્રી ? તમે શું એમ કહેવા માગો છો કે એ મારી સ્ત્રી નથી ! જન્મપત્રી કાઢો, સર્ટિફિકેટ રજુ કરો, છાપાં-ઓમાં ચિતરો, કાળી ડગલી બોલાવો અને જે બાકી રહ્યું હોય તે બધું કરી વળો.

બિહારી:—બહુ સારૂં. જાઓ, તમારી સ્ત્રી તમને પાછી સોંપું છું.

દોલત:—મોટી કૃપા !

બિહારી:—(હસીને) કેમ શેઠજી, કંઈ ધડો મળ્યો ખરો કે નહિ ?

( વિજળી, દોલત, બિહારી સર્વે હસી પડે છે. )

દોલત:—નહિ કેમ ? સારી પેઠે. હવે તો નવે જન્મે જ આવ્યો. સદા યાદ રાખીશ કે—

( ગાય છે. )

વ્યર્થ સંગ્રહ તેં કર્યો સુખ શું ફળ્યું તેથી તને ?
ચૂસી રૂધિર જનદીનના ધન-રાશીથી સુખ શું મળે ?
લોખંડની દિવાલમાં પૂરો કદી પાતાળમાં
ટકશે નહિ લક્ષ્મી ચપલ ચંચલ કદી બંદીગ્રહે.
ઉપભોગ કે ઉપકારમ ધન વાપર્યું ના હાથથી,
ગઝનવી સિકંદર પણ ગયા ખાલી ન સાથે પાઈ શી !
દાન ક ઉપભોગ નહિ તો નાશ એ ધનની ગતિ;

નહિ ભોગ કે નહિ દાન તો ત્રીજી ગતિ થાવી સહી.
કંજૂસ પાછળ ધન સહુ લુંટાય બારે વાટથી;
સુકૃત્ય કરજો હાથથી રાજી સહુ પ્રભુજી વળી.

( પડદો પડે છે. )×



× અનુવાદક કલ્યાણજી વિઠ્ઠલભાઇ. બંગ કવિવર દ્વિજેન્દ્રલાલ રોયના " પુનર્જન્મ " નામક પ્રહસનના હિંદી અનુવાદ ઉપરથી.



# સમાજ.



## ૧.

કમળાની ઉમ્મર દશ વર્ષની હતી ત્યારે તેનાં માતા પિતાએ તેનો વિવાહ, પાસેના શહેરમાં એક ધનવાન ગૃહસ્થને ત્યાં તેના આઠ વર્ષના પુત્ર મદનમોહન સાથે ચાર હજાર રૂપીઆની પહેરામણી ઠરાવીને કર્યો હતો. કમળાનો પિતા પ્રતિષ્ઠિત વંશનો હતો અને તેના કુળનું સમાજમાં સારૂં માન હતું; પણ કાળચક્રના પ્રભાવથી તેને કમળાના લગ્ન વખતે એવો નિશ્ચય કરવો પડયો કે, “ મારી પાસે રૂપીઆ નથી તો ભલે, કરજ કહાડીને પછી ધીમે ધીમે તે સર્વ રકમ પુરી કરીશ. વળી કમળાના શ્વસુર ધનવાન છે એટલે તેને મારા રૂપીઆની ગરજ નથી.” પણ જ્યારે તેણે તિલકમાં એકસોને એક રૂપીઆ મોકલ્યા ત્યારે કમળાના સસરાએ ગુસ્સે થઇ કહેવરાવ્યું કે, “ શું મેં મારા લાખ રૂપીઆના પુત્રને ન્યાત જાતમાં મારૂં નાક કપાવવાને માટે પાંચ હજારમાં વેચી દીધો છે ? જો તેની છોકરીનો વિવાહ મારા પુત્ર સાથે કરવાનો વિચાર હોય તો અડધા રૂપીઆ તિલકની સાથે જ મોકલે; કારણ કે અહીં તિલક વખતે સર્વ હાજર હશે. પાછળની આપ લે કોણ જોવા આવવાનું છે ? જો તે આમ કરવા ના

પાડે તો તેને કહેજોકે તારી છોકરીના કોઇ ફકીર સા
વિવાહ કર !"

વેવાઇનો આ ઉત્તર સાંભળીને લાલશંકર અવાક થઇ ગયે
તેણે કમળાનો વિવાહ કોઈ ગરીબને ત્યાં કરવાનો વિચાર કર્યે
પણ કમળાની માતાએ કહ્યું: "તમેજ સો રૂપીઆ મોકલી ના
જાતમાં વેવાઇનું ખોટું દેખાડયું. આપણી કમળા રાજરા
થાય તેવે ઠેકાણે તિલકમાં સો જ રૂપીઆ ! આજે સરસ્વતી
મા અહીં આવી હતી, તે કહેતી હતી કે કમળા તેની સાર
રીમાં ગયા પછીથી પચાસ કે સો જેવી રકમ તો ગમે તે
દાનમાં પણ આપી શકશે. તેનાં સાસરીનાં આદમીઓ જે
તેવાં નથી. માત્ર સો રૂપીઆ જ લેવા હોત તો તે શા મા
કોઇ ઉંચા કુળમાં તેના છોકરાના વિવાહ કરે નહિ ? તે
ઘરની શોભા પ્રમાણે કરવું જ જોઇએ." લાલશંકરનું ચાલ
નહિ. તેણે મકાન, ઘરેણાં વિગેરે ગિરવી મૂકી એક મ
નાની અંદર ૨૫૦૦ રૂપીઆનું તિલક મોકલી દીધું.

× × × ×

કમળાનો પાણિગ્રહણ સંસ્કાર મદનમોહનની સાથે થયે
કમળાનાં માતપિતાએ તેમનું સર્વસ્વ વેચી સાટીને જાન
જમાડવાનો પ્રબંધ કર્યો હતો. જાન વિદાય કરવાને આગ
દિવસે કમળાના પિતાએ મદનમોહનના પિતાને એકાંતમાં લ
જઇ પાઘડી ઉતારી રડી પડીને કહ્યું: "કમળા હવે તમા
પુત્રી છે. મારી ઇજ્જત આબરૂ તમારા હાથમાં છે. મારી પા
જે કાંઇ હતું તે સર્વ વેચીને તેનો મેં તિલક કરવામાં અ
જાનને જમાડવામાં વ્યય કર્યો છે. આ વખતે મારી પાસે મા

નેત્રોનાં અશ્રુઓ અને હૃદય સિવાય કાંઇજ રહ્યું નથી. કમળાની માતાની પાસે બે દાગીના હતા તે તેણે કમળાને આપ્યા છે. જો હું જીવતો હોઇશ તો તમારી બાકીની રકમ વ્યાજ સાથે આપીશ. ”

મદનમોહનનો પિતા વેવાઇની આ વાત સાંભળીને ક્રોધથી રાતો પીળો થઇ ગયો. તેણે ગુમાસ્તાને બોલાવી કહ્યું: “સઘળા જાનૈયાને કહી દો કે હાલને હાલ તૈયાર થઇ જાય. હવે આપણે આ શહેરનું પાણી નહિ લઇએ. વેવાઇ છોકરીને ભલે કોઇ ખાડમાં નાખે. મારો મદન જીવે છે તો તેની પ્રત્યેક આંગળીનાં લગ્ન થશે. વેવાઇએ બોલાવીને આપણું નાક કાપી લીધું.”

બસ, પછી કહેવું શું! આખી જાનમાં ગરબડ થઇ ગઇ. વૃદ્ધ પુરુષો લાલશંકરને અને મદનમોહનના પિતાને સમજાવી શાંત પાડવાના પ્રયત્નો કરવા લાગ્યા. નવયુવકો મદનમોહનના પિતાને જોઇ મોઢું ચઢાવવા લાગ્યા. મદનમોહનને એક નવયુવક શિક્ષક ભણાવતો હતો તે પણ તેના શિષ્યની જાનમાં આવ્યો હતો. તેણે મદનમોહનના પિતાને ગંભીરતાથી કહ્યું: “શેઠ, મદનમોહન કોઇ પશુ નથી કે તેની કિમ્મતને માટે ઝઘડો કરવો ઉચિત હોય. તે બિચારાની પાસે નથી અને........”

મદનમોહનના પિતાએ એક વૃદ્ધ તરફ જોઇને કહ્યું: “ઓળખ્યો આ છોકરાને! મારૂં અન્ન ખાઇ મને શિખામણ દેવા આવ્યો છે! આ બદમાશે જ છોકરાઓને ખરાબ........” તે તેનું કહેવાનું પુરૂં કરી શક્યો નહિ; એટલામાં તો નવયુવકોનું ટોળું આવી પહોંચ્યું અને સર્વેએ ગર્જના કરીને કહ્યું: “શેઠ, જીભને કાબુમાં રાખજો. માસ્તર સાહેબને કાંઇ પણ કહ્યું તો

જોવા જેવું થઇ જશે. તમારા પગાર............"

એટલામાં મોટો કોલાહલ થઇ ગયો.સમજુ વૃદ્ધ પુરૂષોએ વચમાં પડી બન્ને પક્ષને શાંત પાડયા. તેમણે મદનમોહનના પિતાને કહ્યું: "જે થયું તે મિથ્યા થવાનું નથી. હવે વહુને તમારી સાથે લઇ લો. ત્યાં ગયા બાદ મદનમોહનનાં બીજાં લગ્ન કરી બદલો લેવો હોય તો લેજો; પણ અત્યારે માંહોમાંહે લડી મરવું ઠીક નહીં." મદનમોહનના પિતાને આ વાત રૂચી. જાન નીકળતાં પહેલાં જ જાનના કેટલાક નવયુવકો માસ્તર સાહેબની સાથે જતા રહ્યા.

૨.

કમળાને સાસરે આવ્યા બાદ ત્રણ વર્ષ વીતી જવા છતાં એક વખત પણ પતિદેવનાં દર્શન થયાં નથી. તે બિચારીને ખબર પણ નહોતી કે આનું શું કારણ હશે ?

કમળાની સાસુએ કમળાના ભાગ્યનો ફેંસલો કર્યો. અપમાનનો બદલો લઇને તે વિજયના ગર્વથી કુલાવા લાગી. કમળાનાં દુઃખોનો અંત નહિ પણ આરંભજ ખરેખરો હવે થયો. આ દુઃખે કમળાની અજ્ઞાનતાનો નાશ કર્યો. પહેલાં તે જે વાતોને ઘરના લોકોની સાધારણ વાત સમજતી હતી, તે વાતો હવે તેના હૃદયનું છેદન કરવા લાગી. આ વિપત્તિમાં તેની એક બાલસખી પાર્વતી તેનો આશરો હતી. જો કે પાર્વતીનો પિતા આ ગામમાં નોકરીને લીધેજ રહેતો હતો, તોપણ હજુ સુધી તેનો કાશ્મીર સાથે વધારે સંબંધ હતો. પાર્વતીના પિતાનું નામ વિશ્વનાથ હતું. તે કાશ્મીરી બ્રાહ્મણ હતો અને એક સારા સરકારી પદપર નિયત હતો. કમળાના સસરાનું મકાન પાર્વતીના પિતાના મકાનની પાસેજ

હતું. જ્યારે કમળાનું દુઃખ અસહ્ય થઇ જતું હતું ત્યારે તે પાર્વતીના ખોળામાં પોતાનું માથું મૂકી રડતી હતી અને પાર્વતીના બેચાર પ્રેમભર્યા શબ્દો સાંભળી શાંત થતી હતી. જ્યારે કમળાને બે બે દિવસના કડાકા થતા હતા ત્યારે પાર્વતી પોતાના હાથે કમળાને ખવરાવતી હતી. કમળાની દયા ખાય એવું એક પણ મનુષ્ય ઘરમાં નહોતું. એક દિવસે પાર્વતીએ તેના ભાઈદ્વારા મદનમોહનને અને તેના પિતાદ્વારા મદનમોહનના પિતાને સમજાવવા કહ્યું. જે દિવસે મદનમોહને તેનાં માતા પિતા અને બ્હેનને આ વાત કહી તેજ દિવસથી તેઓ સઘળાંનો કમળાપર બેવડો ક્રોધ રહેવા લાગ્યો.

૩.

કમળાએ માતાપિતા ઉપર કેટલાએક પત્રો લખ્યા હતા, પણ એકે પત્રનો જવાબ આવ્યો નહિ. તેણે વિચાર્યું કે "જવાબ આવતા હશે તોપણ મારા સસરાજી તે પત્રો મને આપતા નહિ હોય.' તેથી તેણે તેની સખીની સલાહથી તેની એક દૂરની સગી રૂક્મણીને એક પત્ર લખ્યો, જેનો ભાવ આ હતો. 'મેં મારાં માતા પિતાને ઘણા પત્રો લખ્યા પણ એકેનો પ્રત્યુત્તર નથી. જો મારાં માતાપિતા આ નર્કમાંથી મારો ઉદ્ધાર કરશે, તો તેમને કસાઈને ઘેરથી ઘણી ગાયો છોડાવવા જેટલું પુણ્ય થશે. અને હું તો તેમનીજ પુત્રી છું, વિગેરે વિગેરે.' આ પત્રના ઉત્તરની પુછપરછ કરવા તે આજે સાંજે પાર્વતીને ઘેર ગઇ.

કમળા દાદરપર થઈને પાર્વતીના ઓરડા તરફ જતી હતી કે વસ્તજ પાર્વતીના ભાઈ નટવરલાલે બૂમ પાડીને કહ્યું:

"કમળા બ્હેન! તમારો એક પત્ર આવ્યો છે, તે લેતાં જાઓ." કમળાએ પત્ર લીધો. તેણે પત્ર ખોલી ત્યાંને ત્યાંજ વાંચવા માંડયો. પત્ર દેખતાં જ તેના માથામાં ચક્કર આવવા લાગ્યાં. પત્રમાં લખ્યું હતું:—

"પ્યારી બહેન કમળા, બહેન રૂક્ષ્મણીના નામનો પત્ર જોઇ મેં જ તે ફોડયો. રૂક્ષ્મણીના સ્વર્ગવાસને આજે એક વર્ષ થયું છે એ જાણી તું દુઃખી થઇશ. તેથી પણ વધારે દુઃખમય વાત મારે તને સંભળાવવાની છે. આ પત્ર દ્વારા તારા દુઃખમાં વધારો કરવાની મારી ઇચ્છા નહોતી, પણ તારો પત્ર વાંચી એ સમાચાર જણાવવા આવશ્યક છે એમ મને લાગ્યું તેથીજ તેની ખબર આપું છું. તારા શ્વસુરના અપમાનથી તારા પિતાને એટલી બધી લાગણી થઇ હતી કે ત્યારબાદ તેમને કોઇએ પ્રસન્ન મુખે જોયા નથી. પછી જ્યારે લેણદારોના તકાદાપર તકાદા થવા લાગ્યા અને ભોજન કરવું પણ મુશ્કેલ થઇ પડયું, ત્યારે તેમના દુઃખની હદ રહી નહિ. આવા સમયમાં તેમને એક દિવસે ખબર મળી કે, તારા સસરાએ મદનમોહનનાં બીજીવારનાં લગ્ન કર્યાં છે. તેનાથી આ દુઃખ સહન થઇ શકયું નહિ તેથી તેમણે ઝેર ખાઇ પોતાની માનવલીલા સમાપ્ત કરી. તારી માતાએ પણ પોતાના પતિની સાથે......."

કમળા ચક્કર ખાઇને નીચે પડી. વિશ્વનાથે તેને ઉઠાડી. પડવાનો અવાજ સાંભળી પાર્વતી નીચે આવી. કમળાની આવી સ્થિતિ જોઇ તેનાં ગાત્ર ઢીલાં પડી ગયાં. આ વિપત્તિથી પાર્વતીના ઘરનાં લોકો એટલાં બધાં ગભરાઇ ગયાં કે કોઇને તેની સાસરીમાં ખબર આપવાનું પણ ભાન રહ્યું નહિ. તરતજ

પાર્વતીનો ભાઈ દાકતરને બોલાવી લાવવા ગયો. દાક્તરને બોલાવીને આવતી વખતે તેને રસ્તામાં મદનમોહન મળ્યો. નટવરલાલે તેને સર્વ હકીકતથી વાકેફ કરીને કહ્યું કે, 'કમળાની દશા અત્યંત ખરાબ છે, દાક્તરના પહોંચતા પહેલાં પણ તે આ દુનિયામાંથી ચાલી જાય એ સંભવિત છે." મદનમોહને બહુ આનાકાની કરી પણ નટવરલાલે તેને છોડયો નહિ. મદનમોહનપર નટવરલાલનો એટલો બધો પ્રભાવ પડયો હતો કે, તે નટવરલાલની ભાર દઇને કહેલી વાતનો અનાદર કરી શકતો નહોતો. દાકતરે રોગીની દશા જોઇ નિરાશા બતાવી. પાર્વતીએ કમળાનું માથું પોતાના ખોળામાં લીધું હતું. તેની આંખમાંથી આંસુ ટપકયાં. નટવરલાલે જોયું કે મદનમોહનની આંખોમાં પણ પાણી ભરાઇ આવ્યાં હતાં. દાકતર દરદીને એક ઉત્તેજક ઔષધિ આપીને બહાર ગયો. નટવરલાલે મદનમોહનને પાસે પડેલી એક ખુરશીપર બેસાડયો. થોડા સમય બાદ કમળાએ આંખો ઉઘાડી. તેના જીવન-દીપમાં એકવાર જોરથી પ્રકાશ નીકળ્યો. કમળાએ પાર્વતીનો હાથ પકડી પોતાના માથાપર મૂકયો અને ક્ષીણ સ્વરે બોલી: "બહેન ! હું આ સમયે આનંદમાં છું. મને માત્ર એકજ દુઃખ છે કે અંતસમયે પણ પ્રાણનાથનાં દર્શન..........જો..........એક..........વાર.........."

આ સાંભળીને પાર્વતી પોતાના ભાઈ પ્રત્યે 'ભાઇ' એટલું જ બોલીને રડી પડી. કમળાના શબ્દો સાંભળી મદનમોહનથી રહેવાયું નહિ. જો કે તે કાંઈ બોલી શકયો નહિ, તોપણ તે રડતો રડતો કમળાના ખાટલાપર બેઠો અને પોતાના પાપનું થોડું પણ પ્રાયશ્ચિત્ત કરવા માટે તેનાં

ચરણો પોતાની છાતી સાથે લગાડયાં. તેની આંખોમાંથી અશ્રુઓ નીકળવા લાગ્યાં. કમળાએ ફરીથી આંખો ઉઘાડી. તેના મુખપર અપૂર્વ આનંદની છાયા ચમકતી હતી. મદનમોહનનું મલિન મુખ જોઇ કમળાના મુખમાંથી નીકળી પડયું "પ્રાણનાથ!" પણ પાર્વતીના મુખમાંથી માત્ર 'હાય સમાજ!' એટલાજ શબ્દો નીકળ્યા.

કમળાની ઉઘાડેલી આંખો ઉઘડેલી જ રહી ગઇ. તેનો પ્રાણ પંખેરૂ ઉડી ગયો.×

(ધનને ખાતર સ્રીઓને કનડનાર ગજવાના વર, તેમજ સાસુ સસરાઓ! યાદ રાખજો કે એ ગરીબ ગાયોના દુઃખનો પ્રત્યેક નિઃશ્વાસ તમારૂં સર્વસ્વ નષ્ટ કર્યો જાય છે. પેલા ભવના કોઇ પુણ્યને યોગે આવા ઘોર પાપનું પરિણામ તમને તરતમાં ન પણ જણાય; પરંતુ આખરે તો ધ્યાનમાં રાખજો કે કેટલાંક પ્રાણીઓ જે જન્મથી જ કોઢીયાં, પતીયાં, આંધળાં, પાંગળાં, વગેરે જન્મે છે; તેમજ કેટલાંક મનુષ્ય જન્મ્યા પછી અથવા કેટલીક ઉમ્મરે પહોંચ્યા પછી કારણ વિનાજ એકાએક અતિઘોર આપત્તિમાં આવી પડે છે; કેટલાક ધરતીકંપથી તો કેટલાક ખુન થવાથી, કેટલાક આગમાં બળી જવાથી તો કેટ-લાક ઉંચેથી પડી જવાથી એકાએક મરી જાય છે; અને કેટ-લાક વર્ષો સુધી જીવતાં જીવત સાક્ષાત નર્કના જેવી યાતના ભોગવે છે; તે સર્વ આવાં ઘોર પાપોના પ્રતાપે જ બનતું સમજવું.)



× "શ્રી દર્પણ" માસિકમાં મૂળ લેખક શ્રીયુત શિવનારાયણસિંહ.



# शी रीते हुं मारा देशनी सेवा करूं ?

( યંગ ઇન્ડિયામાંથી "સૌરાષ્ટ્ર" માં પ્રસિદ્ધ થએલો અનુવાદ. )

એ તરૂણ જમીનદારના હૃદયને એક સવાલ મુંઝવતો હતો, "દેશની સેવા ખાતર મારે શું કરવું ?" પાસેના ગામડામાં પેલા સાધુ પાસે એ ગયો ને પોતાનો સવાલ ધર્યો. શહેરમાંથી પાછાં વળતાં ખેડુ ધણી ધણીઆણી તરફ આંગળી ચીંધીને સાધુ બોલ્યો:—

"જો, તેં કંઈ નિહાળ્યું ? એ ગરીબ છે. ધીંગાં ધીંગાં તો એનાં વસ્ત્રો છે. બીજું કાંઈ જોયું ? એ આદમી કેટલો શાંત છે ! આજ મોટા શહેરમાં જઇને એણે સટાણાં કર્યાં, પણ એ દારૂને નથી અડકયો; માટે જ તેની ધણીઆણીના મોં ઉપર પણ આનંદ છવાઈ રહ્યો છે. એ બાઈ થાકીને લથડીયાં ખાતી નથી; એ તનતોડ મહેનત કરે છે તો યે, એના મોં પરની ખુબસુરતી કાંઇ એકાદ બે વરસને અંતે જ નથી ચાલી જવાની.

"બીજું શું ? જોઇ એની આંખો ? નિર્ભય, અનિમેષ, પાણીદાર એ બબ્બે આંખો ! આત્મ–ગૌરવનું ભાન તો આવી આંખોવાળાંને જ હોય. કોની મગદૂર છે કે આવાંને ડરાવી

શકે? આ બે જણાને કોઇનો ભય નથી અને એના જીવનમાં હરદમ નૃત્ય, ગાન, દોડાદોડ અને હાસ્ય વિનોદનાજ કલ્લોલ ભરેલા છે. કાં એ આદમી માર્ગ પર ચાલતાં ચક્કર ખાઇને પડતો નથી? કાં એ ઓરત કંગાળ બનીને તારી પાસે ભીખ માગતી નથી? ઢોંગ કરતી નથી?

"સાંભળ, ચાલીસ વરસ સુધી એના ગામમાં એક આદમી પાદરી બનીને રહેલો; એનું નામ પિતા–ચોહાન. મારી પહેલાં ચોહાન આંહી હતો. લોકો એને બેવકૂફ કહેતા; લોકો એને ધિક્કારતા. શા માટે? કારણ કે એને દુનિયાદારીનું ભાન નહોતું એમ લોકો કહેતા. ખરેખરી વાત. એને ભાન નહોતું જ. લોકો એનો મેલો ડગલો જોયા કરતા ને હસતા. લોકો એની સાચી ભવ્યતા સમજી ન શકયા. એણે લોકોને દેશી ભાષા ને દેશી રીતભાત છોડવા ન દીધી; લોકોને સંયમી, સ્વમાની અને સત્યવક્તા બનતાં શીખવ્યું; એ બધું લોકોને સૂઝયું જ નહિ. લોકો એને બેવકૂફ જ કહેતા રહ્યા; પણ દેશની સેવાનો માર્ગ તો એ બેવકૂફને જ સૂઝી ગયો.

"લોકોને એ બંદગી કરાવતો તે બદલાની કે તારીફની આશા વિના. એ બેવકૂફ હોય તો પછી ઓ ખુદા! મને પણ પિતા ચોહાનના જેવીજ બેવકૂફી બક્ષજો."

જમીનદાર ચુપચાપ રહ્યો. સાધુની સાથે થોડે દૂર ચાલ્યો. આઘેથી પેલા ગામડાનાં નાનાં ઝુંપડાંની બારીઓમાંથી ને અર્ધખુલ્લાં બારણાંમાથી દીવા ઝબુકી નીકળ્યા. શિયાળાની હુંફાળી શગડીઓ પણ પ્રકાશતી જોઇ.

સાધુએ હાથ લંબાવીને આંગળી ચીંધી ચલાવ્યું,

"તારી આંખોમાં રોશની રહી છે? તો નજર કર ગામડાને ડાબે પડખે. હારબંધ ત્રણ દીવા ઝબૂકે છે તે જોયા? એ અમારી ઉદ્યોગશાળા! લોઢાનાં પતરાંથી માળેલું એક ઝુંપડું! અત્યારે ત્યાં સુતારી કામ શીખવા બાલકબાલિકાઓ ટોળે વળ્યાં હશે. અમે એ બધાંને કારીગર બનાવવા નથી માગતા; પણ માત્ર ઓજાર વાપરતાં શીખવીએ છીએ.

"પરિણામ શું આવશે? પોતાના ઘરની દિવાલોમાં બાકોરાં પડે તે પછી સડેલા લાકડાના ટુકડાથી એ બાકોરાં પૂરવામાં આવે એવું નહિ રહે; ઘરની ખડકી મજાગરા ઉપરથી ઉતરી નહિ પડે; ઘરમાં સ્વચ્છ સુશોભિત અભરાઈ મંડાશે તૂટેલી ખુરશીઓ ઘરમાં જ દુરસ્ત થશે અને બારણાં સુવ્યવસ્થિત રહેશે. મતલબ કે બાળકો સ્વાશ્રય ને સ્વમાન શીખશે."

જમીનદારે ત્રણ દીવાની સામે નજર કરી. ઝગઝગતી ત્રણ બારીઓ તેણે જોઇ; અંદર ચાલી રહેલા દૃશ્યની મનમાં કલ્પના ખડી કરી; ને એના અંતઃકરણમાં આશા જાગૃત થવા લાગી. એણે સવાલ કર્યો:—

"ત્યારે એ બધું તમે ઉભું કર્યું કે પિતા યોહાને?

"ના, ના. અમે એ નથી કર્યું. ત્યાંજ તેં એક જબરી ભૂલ પકડી પાડી છે. એ એક જ ભૂલને પ્રતાપે કેટલીયે બડી બડી યોજનાઓ ભાંગી પડી છે. લોકોને આપણે કશીયે વસ્તુ તૈયાર કરીને હાથમાં નથી દેવાની. લોકોએ પોતાની મેળે જ એ ચીજો તૈયાર કરી લેવાનું શીખવાનું છે. બહારથી એક પણ ચીજ બનાવી નહિ શકાય. ઘણા દિવસ સુધી આપણે એ ધાંધલ કર્યું. ખૂબ પૈસા પાણી કર્યા. અજાણ્યા માણસો શીખ-

વવા આવ્યા, તે નિરાશ બનીને પાછા વળ્યા. લોકોએ જો કોઇની પણ આશા કરવાની હોય તો તે ખુદ પોતાની જ. બીજા તો શું, પણ અમે પોતે કે જે લોકોના જ પાદરીઓ છીએ, લોકોના પોતાના જ છીએ, લોકોને કોઈ પણ ન પીછાને એટલા બધા પિછાનીએ છીએ–એવા હોવા છતાં પણ અમારેય લોકોને કંઈ તૈયાર કરીને નથી દેવાનું, લોકોનાં પૂછડાં નથી ઉખેળવાના."

"પણ ત્યારે શું એ પિતા મોરાને કર્યું?"

"ના. એણે લોકોને કંઇ ચીજ તૈયાર ન કરી આપી. એણે તો લોકોમાં પેલું ચૈતન્ય રેડયું કે જે ચૈતન્ય વડે હવે તેઓ આ બધી ચીજો પોતાની મેળે કરી શકે છે. હું પણ પિતા મોરાનને જ પગલે ચાલવા કોશીશ કરૂં છું."

× × × × ×

જમીનદારે પૂછ્યું: "પણ હું શી રીતે દેશની સેવા કરૂં એ તો તમે મને ન કહ્યું. હું તો કાંઇ પાદરી નથી!"

"દેશને તારી સેવાની યે જરૂર છે. તને મન થતું હોય તો તું એવું કામ કરી શકે જે અમારાથી યે ન થાય."

"એ શું?"

"આ ગામડીયાઓની સાથે રહેવાની હિંમત છે? યાદ રાખજે, આંહી એક મારા સિવાય બીજો કોઈ પણ ભણેલો આદમી નથી કે જેની સાથે તું વાર્તાલાપ કરી શકે. શહેરની ઘણી ઘણી મીઠી મીઠી બાબતોથી તારે અળગા થવું પડશે. સુંદર ગાનતાન સાંભળવા કે નાટકચેટક જોવા તું ક્વચિત્ ક્વચિત્ જ જઇ શકીશ. મૂલક મલકની બડી બડી વાતોનો

ા આંહી તને કોઈ નહિ ચડાવે. તારૂં ક્ષેત્ર જોતજોતામાં
નાનકડું બની જશે. તું એક રીતે જોતાં તો નાનો આદમી
ી જવાનો. આ બધા ભોગની કિંમત તું આંકી શકે છે?
ે કિંમત આંકયા પછી એ ભોગ આપવાની હિમ્મત છે?"

"મેં એ કિમ્મતનો હિસાબ કરી નાખ્યો છે. એ બધું
ડવા હું તૈયાર છું."

એને યાદ આવ્યા પોતાના મિત્રજનો; સાંભરી આવ્યું
ાતાનું એક ગૃહસ્થ તરીકેનું જીવન; યાદ આવ્યો આઠ દિવસ
ેલાં છોડેલો એ શહેરી આનંદ. શું શું છોડવાનું હતું તેનું
ભાન પોતાને થઇ ગયું હોય એવું એણે માની લીધું.

સાધુએ ચલાવ્યું,

"તું કહે છે કે તારી આ જમીન તારે તારા ખેડુઓને
ાટાબંધ વેચી મારવી છે. પણ સાવધાન! જમીન વેચી
મી એટલે કાંઈ તારા ખેડુઓ તરફની તારી જવાબદારીમાંથી
છટકી નથી શકવાનો. પછી તો તારે એ બધાનો જમીન-
મટીને મિત્ર બનવું પડશે. તું ખેડુ બનીશ; એટલે તારે
ી પોતાની જમીન ખેડતાંયે શીખવું જ પડશે ને! તું
લોકોનો પાડોશી બનીશ. એ રીતે તું એનો દોસ્ત પણ
ી શકીશ. તું જો એ બધા ઉપર પ્રીતિ રાખીશ તો તેઓ
ા પણ તને ચાહશે, તારો વિશ્વાસ કરશે.

જમીનદાર ચુપચાપ બેઠો રહ્યો. એનું હૃદય અચકાતું રહ્યું.
ી પેગમ્બરની પાસે જાય તેવી રીતે આ સાધુની પાસે
વેલો. એના મનમાં તો હતું કે જાણે સાધુ એને કોઈ મહાન
ે કરવાનો આદેશ ફરમાવશે. એને બદલે આંહી તો

એને કહેવામાં આવ્યું કે ખેડુ બની જા, સાંતી હાંક, પેલા અડબુત માણસોની જોડે પાડાં વાછડાંની વાતો કર, ભાજી પાલો વાવીને ભારે પ્રયોગો અજમાવ. સાચેસાચ શું આમ દેશ સેવા થવાની ? માતૃભૂમિ મહારાણીની શું આ યથાર્થ પૂજા ગણાશે ? દેશના જે વીર આત્માઓ, પેલા પહાડોના ગહ્‌વરોમાં વાટ જોતા બેઠા છે, તેઓની પડખે શું આ માર્ગે સ્થાન મળી શકશે ?

"આથી વિશેષ અન્ય કશુંયે નહિ ?" એણે પૂછયું.

"આથી વધુ તારે શું જોઇએ ?" પાદરી બોલ્યો. "તું નથી જાણતો કે આયર્લાંડનું ભાવી આ ખેડુઓનાજ હાથમાં છે ? જાહેર રાજ્યવહીવટની જવાબદારી આ લોકોના હાથમાં પડશે. આ ખેડુઓના પ્રતિનિધિઓ કરવેરા નાખશે ને રાજ્યનાં નાણાં વાપરશે. અત્યારેજ આ દેશનું કેળવણીખાતું ઘણે અંશે તો આ લોકોના ઉપર અવલંબે છે. આવી ઉદ્યોગશાળાઓ ઉઘાડવાનું કામ એમને હાથ છે. ખેતીનું નવીન શિક્ષણ પોતાના બચ્ચાંને માટે યોજવાનું, અને પુસ્તકાલયો ખોલવાનું પણ એમને હાથ છે. તને શું માલુમ નથી કે આજ પોણું આયર્લાંડ એમના હાથમાં છે? **ખેડુ જો દરિદ્રી, ઉડાઉ ને સ્વાર્થી બની જશે; દેશનો વહિવટ ભાષણખોરોને હાથ સોંપી દેશે; અનીતિ અને અનાચારને જાહેર જીવનનાં અનિવાર્ય લક્ષણરૂપ ગણી લેશે; અને પોતાની જાતે જ ભવ્ય વિચારો કરતો બંધ પડશે તો તે વેળા આયર્લાંડનો કદિ ન થયેલો એવો વિનાશ આવી પહોંચશે. ખેડુને માથે માલેકોની નહિ, હાકેમોની નહિ પણ મિત્રોની જરૂર**

છે; અને તે એવા મિત્રો કે જેઓ ભવ્ય ભાવનાઓ ભાવી શકે, ઉચ્ચ અભિલાષાઓની જ્યોતિમાં જીવન ગાળે, અધમતાને ધિક્કારે, જાહેર જીવનના આપણા આત્માને એ અધમતાના કીડાના મોંમાંથી ઉગારી લે. આવા મિત્રો મળશે તોજ ખેડુતો જાગૃત થશે અને પ્રજાના પાયાનું ચણતર બળવાન બનશે. ધરતીના હૈયામાં કોદાળી મારનારા મરદો જો ઉન્નત હશે, ઝુંપડામાં બેસીને બાળકોને ધવરાવતી રમણીઓ જો પવિત્ર હશે, તો પછી આપણે સલામત છીએ.

"એ કામ તારૂં છે. તું સાધુ નથી. તું ખેતરોમાં જઇને મજૂરી કર, સૈન્યમાં જઇને યુદ્ધ કર, તારા ગામના રાજ્યદ્વારી જીવનમાં ઝંપલાવ, ને સંભાળ રાખ કે ખેતરો બરાબર ખેડાય છે કે નહિ, યુદ્ધમાં બહાદુરીથી લડાય છે કે નહિ અને લોકો ભવ્ય જીવન ગાળે છે કે નહિ.

"તું પૂછે છે કે "આથી વિશેષ કશું નહિ ?" રે ! આટલું માન તો તારાથી સહેવાશે પણ નહિ.

"હું તો તને ફરી પોકારીને કહું છું કે આ સર્વની કિંમત તું પહેલેથી આંકી લેજે. આયર્લાંડની સેવા કરવી એ કાંઇ રમત વાત નથી. તારા શુદ્ધ હેતુઓને લોકો મલીન માનશે; તું જે સત્ય વાત બોલીશ, તેને મારી મચરડીને લોકો જુઠાણું ઠરાવશે અને તને શાબાશી તો નહિ મળે પણ ઉલટો તિરસ્કાર મળશે. આ બધું સહેવાશે ? તું જેને ચાહતો હોઇશ તે બધાં તને કાયમ નહિ ચાહતાં રહે. કદિ કદિ, રે ! અનેકવાર, તારૂં નામ સાંભળતાં તે હાંસી કરશે; ગાળો વરસાવશે. આ સહેવાશે ? અસત્યના

પ્રેમીઓ જે વેળા તારા ઉપર ગાળો વરસાવતા હશે, લોકોનાં ટોળાં જ્યારે તારી સામે ચીસો પાડતાં હશે, ત્યારે પણ સત્ય વચન ઉચ્ચારવાની તારી હિમ્મત ચાલશે ?

"એથી પણ આગળ એકવાર પડયા પછી તું પાછો ઉભો થઇ શકશે ? રસ્તો ભૂલ્યો હોઈશ, આડે પંથે ઉતરી ગયો હોઇશ, ત્યારે પછી પાછો વળીને સાચે રસ્તે ચડવાનું હૈયું કબૂલ કરશે ? તારી ભૂલો થાય, નિષ્ફળતા મળે, મહેનત ધૂળમાં મળે, ત્યાર પછી પણ પાછું કામે લાગવા જેટલી અડગ ધીરજ તારામાં છે ? આવા બળની અમને જરૂર છે. લોકો તાળીઓના ગગડાટ કરતા હોય તે વેળા એકાદ ભભકેદાર ભાષણ આપી દેવામાં કાંઈ શૂરાતન નથી જોઈતું; પરંતુ સાચા શૂરાતનની જરૂર તો છે આયર્લાંડની અડગ સેવા કરવામાં. એ શૂરાતનને કયાં શોધવું ?"





# मधुरी अने पुष्पा.×

१.

મધુરી અને પુષ્પા બે છ સાત વર્ષની બાળાઓ છે. હું એક કુટુંબની મુલાકાતે તિલક સ્વરાજ્ય ફાળામાં દાન લેવાને લોભે પહોંચી ગયો હતો.

કુટુંબનાં પ્રેમાળ સ્ત્રી પુરૂષોથી હું વીંટળાએલો બેઠો હતો. તેવામાં મધુરી મારી પાસે ધીમે ચાલતી આવી પહોંચી. મેં તેને બોલાવી. કમનશીબે મને ખુરશીયે બેસાર્યો હતો. આ કુટુંબમાં ટેબલખુરશી વાપરવાનો ઠીક ચાલ હતો. ખુરશીયે બેઠેલો હું મધુરીને ખોળામાં તો કેમ બેસારૂં ? મેં તેને મારી પાસે લીધી ને તેનું માથું મારા ખોળામાં મૂક્યું. મધુરી ધીમે સાદે બોલી: 'મેં તમને છેતર્યા છે!'

"મને તો મોટેરાં છેતરે. બાળકો કદિ ન છેતરે. તું તો મને ન જ છેતરે!" આમ મેં હસીને જવાબ આપ્યો. હું મધુરીની મુખમુદ્રા જોઈ રહ્યો હતો.

'મેં તમને સાચેજ છેતર્યા છે; મેં તમને દોઢ જ રૂપિયો આપ્યો.' મધુરીયે હિમ્મતથી ઉત્તર વાળ્યો.

× "નવજીવન" તા. ૨૬ જુન ૧૯૨૧. લખનાર: મહાત્મા ગાંધીજી.

'ત્યારે તો હું ખરે જ છેતરાયો. તેં તો આટલા દાગીના પહેર્યા છે ને મને દોઢ જ રૂપિયો આપ્યો ?'

એમ કહી મેં મધુરીનો નાનકડો હાથ મારા હાથમાં લીધો. તેની બંગડી મારા હાથમાં નાચવા લાગી. હું બોલ્યો:

'હવે તો તારે પ્રાયશ્ચિત્ત કરવું જોઇયે. નાનાં બાળકો તો તદ્દન નિર્દોષ હોય. તે કદિ કોઇને છેતરે નહિ. પ્રાયશ્ચિત્ત કરવું એટલે પાપ ધોવું, મેલ કહાડવો. હવે તારે તો મેલ કહાડવો જ જોઇયે.'

'એ મેલ હવે કેમ નીકળે? મેં તમને છેતર્યા તો ખરા જ.'

'મેલ કહાડવાનો સહેલો ઉપાય છે. તું તો સમજી ગઇ છે કે તારે મને ઘરેણાં આપવાં જોઈતાં હતાં; તેથી જ તેં કહ્યું કે તેં મને છેતર્યો. હવે તો તું મને બધાંય ઘરેણાં આપી દે એટલે તારૂં પાપ ધોવાઇ જશે.'

મધુરીનું મોં હમણાં સુધી તો તેજસ્વી હતું, તે કંઇક વીલું પડયું. હું સમજ્યો ને મેં શરૂ કર્યું.

'બાળકોને ઘરેણાંનું શું કામ હોય? આપણે તો આપણાં કામ વડે શોભીયે. ઘરેણાં તો ખોવાય પણ ખરાં. તેના કરતાં તે આપણે સારાં કામમાં જ આપી દઇયે. તું તો બહુ ડાહી છોકરી લાગે છે. વળી પોતાનો ગુન્હો કબૂલ કરે છે. તારે તો રાજી થઇને બધાંય ઘરેણાં આપી દેવાં જોઇયે. તેમાંથી હું ગરીબ ઘરોમાં રેંટીયા આપીશ. તારા જેવાં બાળકોને ભણાવીશ. તારા જેવી બીજી છોકરીઓયે પણ પોતાનાં ઘરેણાં આપ્યાં છે.'

હું થોભ્યો.

મધુરીના કાનમાં બે ઝીણાં માણેકનાં લવીંગિયાં હતાં.

હાથમાં બે સોનાની ચૂડી ને એક કાચની બંગડી હતી. તે ધીમે સાદે બોલી:

'હું આ કાચની બંગડી આપું તો ચાલે?'

આ બાળકને હું શું જવાબ દઉં? એને તો મારી સાથે લઈ જઇને મારી દીકરી જ બનાવી લઉં? પણ મને તો એવી કેટલીએ દીકરીઓ છે. હું તો હાલ કૃપણ વાણિયો જ રહ્યો છું; લેવાનું જ જાણું છું. તેથી હું બોલ્યો:

'તારી કાચની બંગડીનાં પણ હું તો નાણાં કરૂં. છતાં મને તો તારાં બધાં ઘરેણાં જોઇયે. તે આપવામાં શી મોટી વાત છે? એક તો તારૂં પાપ ધોવાશે ને મારા જેવાનું કામ થશે. આપણને તારાં ઘરેણાં સ્વરાજ્ય લેવામાં કામ આવશે. મને બધાં નહિ આપે?'

'હું મારી સોનાની બંગડી તો નહિ આપું. પણ મારાં આ (લવીંગિયાં બતાવીને) લેશો?'

'એ તો તું ઠીક બોલી; પણ મને આ બંગડી પણ આપે તો કેવું સારૂં?'

મધુરી કંઇક કોચવાઈ. મેં તેને બકી ભરીને કહ્યું: 'ઠીક ત્યારે લવીંગિયાં આપ. માતાજીની રજા લઇ આવ ને એ રજા આપે તો જ મને એ લવીંગિયાં આપજે.'

મધુરી દોડી ગઈ. એક મિનિટમાં પાછી આવી. લવીંગિયાં ઉતારવાં શરૂ કર્યાં. દરમ્યાન હું બોલ્યો:

'માજીની રજા લીધી?'

'મને રજા આપી છે.'

'બધાં ઘરેણાં આપી દેવાનું કહ્યું?'

'બાયે તો બધાંય આપી દેવાનું કહ્યું. પણ મારે મારી બંગડી નથી આપવી.'

લવીંગિયાં ઉતર્યાં. મારા હાથમાં પડયાં. એક વળ નીચે પડી ગએલો તે ધ્યાનથી શોધી મને મધુરીએ આપ્યો.

પણ મારો લોભ કેમે કર્યો ન જાય. મારી નજર પેલી બંગડી પરથી ન ઉતરે. હું આ બાળાનું નામ અત્યાર લગી જાણુતો ન હતો. કોની છોકરી હતી તે પણ નહોતો જાણતો. મેં હવે નામ જાણી લીધું, તેના લાયક બાપને ઓળખી લીધા ને બોલ્યો:

'અરે મધુરી! આ બંગડીમાં આટલી શી લાલચ? તારા જેવી નિર્દોષ છોકરીને તે વળી ઘરેણાં કેવાં? બંગડી પણ આપે નહિ?'

મધુરી પીગળી. તેણે પોતાને જ હાથે બંગડી ઉતારી ને મારા હાથમાં મૂકી! મને લાગ્યું કે હું જીત્યો.

પણ જીતી તો મધુરી. મારૂં મન એ બાળકીયે ચોરી લીધું. તેનાં માતપિતાનો મનમાં દ્વેષ કરવા લાગ્યો. એવાં બાળક સર્વ માબાપને હજો એમ આત્માયે માગ્યું. મારો સ્વરાજ મળવા વિષેનો વિશ્વાસ વધ્યો. મેં મધુરીને કહ્યું:

'હવે તો તેં હદ વાળી. હવે તો તું બીજી બંગડી આપે તોયે ન લઉં. પણ આટલું આપ્યું તેટલું તેં ખુશી થઇને આપ્યું છે? તારે પાછું જોઇયે તો તું લઇ લે.'

એમ કહી મેં ઘરેણાં તેની આગળ ધર્યાં.

'એ તો મેં તમને ખુશી થઇને આપ્યાં છે. મારે પાછાં નથી જોઇતાં.'

મને સવાશેર લોહી ચઢયું.

હું બહેનોનાં દર્શન કરવા બીજા ઓરડામાં ગયો. બીજાં છોકરાં મધુરી ને મારી વચ્ચેનો સંવાદ સાંભળી રહ્યાં હતાં.

૨.

પુષ્પા જે પાડોશના કુટુંબની બાળા હતી તેણે પણ પોતાની બંગડી કાઢી મારા હાથમાં મૂકી.

'તેં માતાની આજ્ઞા લીધી છે?'

'હા જી. મને મારી માયે રજા આપી એટલે હું તમને આ બંગડી આપું છું.'

'આ બધાં ઘરેણાં લેવાની મારી શરત તું જાણે છે? જે ઘરેણાં બાળકીઓ આપે તેઓ સ્વરાજ્ય મળે ત્યાં લગી પિતાની પાસેથી બીજાં કરાવી આપવાની માગણી ન કરે. તેવાં બીજાં હોય ને પહેરવાં હોય તો પહેરે. પણ નવાં તો હાલ ન જ કરાવાય.'

'મારી પાસે એવી બંગડી બીજી છે. હું નવી નહિ કરાવું. મેં ખુશીથી તમને મારી બંગડી આપી છે.'

મધુરી જોઈ રહી હતી. માતાજીની સાથે કંઇ વાતો પણ કરી રહી હતી. તેણે તો પેલી કાચની બંગડી ને બીજી સોનાની પણ ઉતારીને બન્ને મારા હાથમાં મૂકી!

'આ કાચની તો લઉં છું. પણ મેં તને કહ્યું છે કે તું આપે તોપણ સોનાની તો ન જ લઉં. એટલે એ તો તું મને ન જ આપ. તેં તો બહેન, બહુ આપ્યું છે.'

'હું તો તમને આપી ચૂકી. મારે એ નથી જોઇતી. મેં તમને ખુશીથી આપી છે. એ રાખો.'

મધુરીયે મને હરાવ્યો. મેં મારા વચનનો ભંગ કર્યો. પેલી બંગડી રાખી. ખાલી કાન ને ખાલી હાથવાળી મધુરી મને તો

વધારે સુંદર લાગી. મેં તેને હૃદયે ચાંપી.

હું હર્ષથી ઉભરાયો. ઈશ્વરને ધન્યવાદ આપ્યો.

મધુરી તો કામમાં રોકાઇ. તેણે બીજી બાળાઓના હાથ ખાલી કરાવવાનું શરૂ કર્યું. તેમાં તે ફાવી, ન ફાવી.

પણ કંઈ ફાવવા ન ફાવવા ઉપરથી ઈશ્વર તેની કિમ્મત કરવાનો છે? તેનું વચન તો એ છે કે; 'તું કર્મ કર; ફળ તો મારે જ હાથ રાખ.'

મધુરીયે તો પોતાનું 'કર્મ' પૂરૂં બજાવ્યું. જગતને દેખાડવા નહિ, નાનકડા શરીરમાં રહેલ પોતાના વિશાળ આત્માને પ્રસન્ન રાખવા.

મધુરી અને પુષ્પાને ખાદી પહેરવાની તથા રેંટીયો ચલાવવાની ભલામણ કરી, તે કુટુંબની સ્ત્રીઓની પાસેથી ખાદી, રેંટીયા વિષે વચન લઈ, મધુરી અને પુષ્પાનું સ્તવન કરતો હું વિદાય થયો.

આવાં બાળકોના નિર્દોષ યજ્ઞથી પણ જો આપણને આ જ વર્ષે સ્વરાજ્ય નહિ મળે તો આપણાં મોટાં કહેવાતાનાં પાપોનો પુંજ કેવડો હોવો જોઈયે?

**ઈશ્વર આવી નિર્દોષ મધુરી અને પુષ્પાઓને સર્વત્ર જન્મ આપો. આપણે બધાં સ્ત્રી પુરૂષો તેવાં બાળકોના સ્વચ્છ આત્માને વંદીયે ને તેમની પાસેથી શીખીયે.**

આ સંવાદને મેં બન્યા પછી ત્રીસ કલાકે લખ્યો છે. જેવો બન્યાનું મને યાદ છે તેવોજ આપ્યો છે. ભાષા પણ બાળકોની હતી તેવીજ વગર શણગાર્યે આપી છે. બાળકોની ભાષા અતિશય શુદ્ધ હતી એમ હું જોઇ રહ્યો હતો.



# कनैयानुं कल्पांत.×

અમેરેલીની નદીને સામે કાંઠે એક સાધુ રહેતો હતો. ન્હાળાના તાપમાં તૃષાતુર ગાયો સીમમાંથી દોડી આવે; દીમાં જળશૂન્ય રેતી જોઇને નિશ્વાસ નાખી ગાયો પાછી ળે; બાવાજીની ઝુંપડીએ જઇને ઉભી રહે; આઘે આઘેથી ાણી ખેંચી લાવીને બાવો એ ટળવળતી ગૌવાઓને થોડું ડું પીવરાવે.

એક દિવસ બાવો આંગણાની અંદર પોતાના ચીપીઆ-તી ભોંયમાં ખોદતો હતો. રોજ પ્રભાતે ઉઠીને ખોદવા લાગ્યો, ણ નાજુક ચીપીઆના ઘા તે કેટલા ઉંડા જાય? સીમમાંથી ાવતાં એક ખેડુનું ધ્યાન ખેંચાયું. પૂછતાં એ પાગલ બાવાએ ત્તર વાળ્યો કે "ઢોરને પાણી પીવાડવા કુવો ખોદું છું." ોજું કશુંયે બાવો બોલ્યો નહિ. એના સ્વરમાં આજીજી હોતી, લાચારી નહોતી, મદદ માટેની માગણી નહોતી.

બીજા દિવસના બપોર થયા. સીમમાંથી સાંતીડાં પાછાં ળ્યાં. પ્રત્યેક સાંતી ઉપર અકકેક મોટો પત્થર-બધા પત્થરો ાવાની ઝુંપડી પાસે ઠલવાયા. રોટલા જમીને ખેડુઓ આવ્યા,

× સૌરાષ્ટ્ર ૧૩ મી જાનેવારી સને ૧૯૨૩.

કોદાળી પાવડા સાથે લાવ્યા, બાવાજીના ચીપીઆએ નિશાની કરેલી તે જમીનમાં કુવો ખોદાવા લાગ્યો. રોજ આવીને ખેડુઓ પત્થર ઠલવે, બપોર પછી સાંતી બંધ ને કુવો ખોદાય. જોત જોતામાં કુવો ખોદાયો. ખેડુઓની બાયડીઓએ આવીને મદદ કરી. પત્થરવડે પાકો કુવો બંધાયો. આજ ગાયો, ભેંસો ને બળદો ત્યાં પાણી પીએ છે. બાવો હૈયાત નથી. એની મઢુલી મોજુદ છે. **ચીપીઆના ઘા અફળ નથી ગયા.**

બાવાને કોઈ પ્રાણીરક્ષા પરિષદમાં પ્રમુખસ્થાન નથી મળ્યું. ચીપીઓ કોઇ મ્યુઝીઅમમાં નથી મૂકાયો. ખેડુઓને કોઇએ ઉઘરાણું કરી સોના રૂપાના ચાંદ ન આપ્યા. કુવાને ખુલ્લો મૂકવાની ક્રિયા વખતે કોઇ અમલદાર નહોતો આવ્યો. એ પુણ્ય તિથિનો શિલાલેખ ત્યાં નથી ચોડાયો. આ વાત વાંચીને ડાહ્યું જગત તો કદાચ એ ચીપીઆના ચાળા ઉપર એકાદ અટ્ટહાસ કરશે !

આપણે ગૌ-પૂજક ' હિન્દુ જાત !' વાંદરાના કતલખાનાની અંદર વરસે વરસે હજારો ગાયોનાં ગળાં રેંસાતાં સાંભળી આપણે હાહાકાર કરી મૂકીએ. નવાં કતલખાનાં ખોલાય તે સામે આપણે એક સભા ભરી ' સખત વિરોધ ' નો ઠરાવ કરીએ; ગૌરક્ષા કે પ્રાણીરક્ષા પરિષદો ભરી ભરીને એક સામટા પચાસ ઠરાવોનો થડકલો કરી નાખીએ. પશુઓને ખબર નથી કે આપણે એ મુંગી પ્રજાની શી શી હાંસી આપણાં શહેરોમાં, છાપામાં ને સભામાં કરી રહ્યા છીએ. એ ખબર હોત તો વગડામાંથી આખલા છુટીને આપણા સભા-મંડપો ચુંથી નાખત

ને ગાયો, મેંઢાં, બકરાં હાહાકાર કરી દુનિયાને કમ્પાવત. પરંતુ ના ! પશુઓને દુર્બળ બનાવવાની સાથે સાથે એમને અજ્ઞાન બનાવવામાં પ્રજાપતિએ બહુ દયા વાપરી છે. પશુઓ પરભવનાં પાપ ભોગવી લે અને આ ભવમાં નવાં કર્મો ન બાંધે એવો વિધાતાનો સંકેત હશે; એટલે પશુ પાલકની અંદર પોતાને જે હાથ રેંસી નાખવાનો છે તેજ હાથને પણ હેતે હેતે ચાટતું જ ઉભું હોય છે. મનુષ્યો પોતાની મશ્કરી કરી રહ્યાં છે એની એને સાન નથી.

પશુ પરિષદો ભરનારા, ચંદ્રકો જીતનારા અને પ્રેક્ષક બનીને ઠરાવો ઝીલનારા કેટલા જણને આંગણે અકકેક દુઝાણું દેખ્યું છે ? કયા ગોબ્રાહ્મણપ્રતિપાળે ગૌચરની જમીનો દબાવી નથી દીધી ? ગુજરાતમાં ડેરીઓ ઉઘાડી, ગામડાંનાં નાનાં બાળકોનાં મોંમાંથી પાવળું એક દૂધ ઝુંટાવી લેનારા શેઠીયાઓ હિન્દુ છે કે નહિ ? એજ ડેરીઓનાં ડબ્બાબંધ ઘી માખણ કે મલાઈ ખાનારા અને વેચનારા હિન્દુઓ ખરા કે ? પરદેશી જહાજોને આપણે કિનારે ખડાં કરી, દલાલો બની, પાંચ દશ ગણાં નાણાંથી ગામડાંનાં પશુઓ ખરીદ કરનારા, ને પરદેશમાં માંસ ચરબી માટે મોકલી દેનારા બધા હિન્દુઓ છે કે નહિ ? અને પોતાનાં ઢોર પૈસાના લોભે વેચી નાખનારા પણ બીજા કોણ છે ?

" તરણા ઓથે ડુંગર રે ! ડુંગર કોઇ દેખે નહિ ! " પશુ પરિષદો એળે જવાની. માંસાહારી પરદેશીઓ આપણા માલીકો બનીને જ્યાં સુધી ભારતવર્ષની રમ્ય ભૂમિ ઉપર બેઠા છે, ત્યાં સુધી કતલખાનાંઓ બંધ થવાની આશા છોડવી પડશે.

કેવું મીઠું ! ગાયોનું માંસ એ પરદેશીઓના મોંમાં કેવું મીઠું લાગે છે ! તમારા ઢોરની ઓલાદ આખી નાશ પામે, તમારી ખેતી ટળી જાય, એમાં એમને શું ? એમને તો તમારી જમીનો ઉપર કારખાનાં ખોલવાં છે, ને એ કારખાનાં ચલાવવાની તાકાત રક્ષી રાખવા તરબતર ચરબી માંસ વિના એમને કેમ ચાલે ? પરદેશીઓ જાણે છે કે એમના ખોરાક જેટલી ગાયો તો કદિ ખુટવાની જ નથી. બીજું એમને શું જોઇએ ?

ક્યાં ગયા પેલા પુણ્યદિવસો, જ્યારે હિન્દુને આંગણે આંગણે અકકેક દુઝાણું બંધાતું ? બાલિકાઓ પ્રભાતે ઉઠી ગાય માતાના કપાળમાં કંકુનો ચાંદલો કરતી; નાનાં બચ્ચાંઓ વાછડા વાછડીને નદીએ લઈ જઇ ધમારતાં, ઇંતડીઓ ચુંટી કાઢતાં, ગળે ટોકરી બાંધતાં, વાછડાંનાં મોંપર બચ્ચી કરતાં; ગળું ઝાલીને આલિંગન આપતાં; ઘરમાંથી ચોરી ચોરીને દાણા કે રોટલો ખવરાવતાં; હિન્દુ રમણીઓ આઘે આઘે વગડામાંથી ઘાસ વાઢી લાવતી; ખોળ કપાસીઆ ખરીદી આવતી; અધ-રાતે દૂધ મેળવતી; પરોઢીયે છાસ ઝેરવતી; ઘી બચાવી બચા-વીને દીકરીઓને કરીયાવરમાં દેવા પુંજી એકઠી કરતી; છાસ આપી આપીને પાડોશીની આંતરડી ઠારતી; અને પુરૂષોની પથારીઓ તો રાત્રિયે ગમાણની પાસેજ હોય; બે ચાર વાર રાતમાં ગાયોને પુરૂષો નીરણ કરે અને લગાર સંચાર થતાં લાકડી લઇને પુરૂષ જાગી ઉઠે. ક્યાં ગયા એ દિવસો કે જ્યારે આંગણેથી ઢોર વેચવું પડે ત્યારે દિવસોના દિવસ સુધી ઘરના પરિવારને ખાવું ન ભાવે ને ઢોર મરે ત્યારે બચ્ચાં ધ્રુશકે ધ્રુશકે રડે, બાયડીની આંખમાંથી બોર બોર જેવડાં પાણી પડે !

ગાયોની રક્ષા માટે જો કોઇ હિન્દુનું હૈયું કકળી ઉઠતું હોય, ગૌ માતાના રોમેરોમમાં જો તેત્રીશ કોટિ દેવતાની કલ્પના સાચા જીગરની હોય, તો હિન્દુ બચ્ચો આજ પોતાને ઘેર અકકેક ગાયને બાંધી લ્યે. શહેરોમાં કોટચાધિપતિ વૈશ્નવો પડયા છે. એમને જો કૃષ્ણ–ગોપાળની ધેનુ વ્હાલી હોય, તો દશ દશ ગાયોને પોતાના મહેલમાં નભાવી લ્યે. એમને ગળે કોઇ પરિષદના નહિ પણ ખુદ ગોપાળના દરબારના સુવર્ણ–ચંદ્રકો આવી પડશે. કતલખાનાંને દરવાજેથી એટલી ગાયો તો અવશ્ય પાછી વળશે. ગામેગામમાં ગોધન ઉભરાતાં તે ફરી એનાં એ નંદનવન ખડાં થશે. એવાં નંદનવનમાં શું એ બંસીધર ગોપાળ ફરી વાર નહિ ઉતરે ? આજ તો વેરાનમાં બેઠો બેઠો ગોપાળ કલ્પાંત કરે છે, એની વ્હાલી ધેનુઓ આજે કપાય છે, કપાતાં કપાતાં પણ એ પશુડાંઓ હિન્દુ જનોની ક્રૂર હાંસીને હવાલે થાય છે. આજ પ્રત્યેક પશુની દયામણી આંખોમાં કનૈયો રડી રહ્યો છે, પશુઓનાં રકતમાંસહીન સડેલાં શરીરોમાં દેવતાઓનું આક્રંદ ચાલે છે. એ દેવોના અંતરમાં પશુની હિંસા સાલે છે, તેથી વધુ તો સાલે છે આપણી–હિન્દુઓની હૃદયહીન હાંસી–આપણી પરિષદો, આપણા દાંભિક પોકારો, આપણા વાર્ષિક ઠરાવો ને આપણા સુવર્ણ ચંદ્રકો !

સાંભળ્યું છે કે માંગરોળનો એક મુસલમાન બચ્ચો–(પીર મોટામીયાં સાહેબ) આજ દશ દશ વરસ થયાં ઠેર ઠેર ભટકીને પોકારો કરી રહ્યો છે કે "ભાઇઓ, ઘેર ઘેર અકકેક ગાય બાંધી લ્યો." ગાયોની હિંસાને માટે કજીઓ મચાવનાર કેટલા હિન્દુઓએ આ મુસલમાનની આજીજી અંતરે ધરી

છે? માંગરોળમાં તો અનેક અહિંસાવાદી શ્રાવકો ને વૈશ્નવો લાખોની મૂડીના માલીક બની બેઠા છે. કાઠિયાવાડમાં ધનવાનો ક્યાં નથી? ભકતજનો—ધર્મને નામે હજારોની સખાવતો કરનાર જીવાત્માઓ—ક્યાં નથી? પણ કેટલાએ પોતાને ઘેર એકાદ ગાયને પાળી છે? સાંભળ્યું છે કે એ દયાળુ મુસલમીને પોતાની કોમનાં કેટલાંક ઘરોને આંગણે ગાયો બંધાવી છે.

હિંદુઓને મન ગૌરક્ષા પરમ ધર્મ છે. પણ ધર્મ તો હવે એક વેચવા ખરીદવાની વસ્તુ થઇ પડી; નહિ તો માત્ર કસાઇખાને જતી ગાયોને લખલૂટ નાણાં આપી છોડાવવામાં જ આપણે સંતોષ ન માની બેસત. આપણે ધર્મનો મર્મ ભૂલ્યા, પશુ—પંખીપરની મહોબ્બત ગુમાવી, પ્રભુની રમ્ય સૃષ્ટિમાંથી નાસીને. આપણે દંભની, આરામની નવી દુનિયામાં જઇ બેઠા.

શહેરોને આ સાદ નથી પહોંચવાનો. પશુઓનો પોકાર શહેરોમાંથી પાછો વળી ગામડાંને કાને અથડાય છે. ગામડાંને આંગણે આંગણે, સાધુ—સંતોને આશ્રમે આશ્રમે, ને પ્રત્યેક રાષ્ટ્રીય શાળાઓની અંદર પશુડાંના ખીલા ખોડાશે, સંકટને સમયે જેમ આપણાં સંતાનોને આપણે નથી વેચી મારતા, પ્રાણ જાય ત્યાંસુધી પાળીએ છીએ, તેવીજ રીતે પશુડાં પળાશે તો જ બચાશે. આજ તો કનૈયાનું કલ્પાંત હૃદયને ચીરી રહ્યું છે.



# देशभक्त कॅथेराइन.+

( આ કલ્પિત વાર્તા નહિ પણ સાચી ટુંકી જીવનકથા છે. )

ઈ. સ. ૧૮૮૫ માં રૂશીઆનાં અપરિચિત સ્થાનોની અને દેશનિકાલ કરેલા રાજનૈતિક કેદીઓનાં રહેઠાણોની તપાસ કરવા માટે "સેન્ચરી મેગેઝીન" નામના પત્ર તરફથી "જ્યૉર્જ કૅનન" નામનો ખબરપત્રી ગયો હતો. પોતાની એ યાત્રામાં એ એક એવા વસવાટમાં પહોંચ્યો કે જ્યાં એક દેશભક્ત સ્ત્રી દેશનિકાલની સજા ભોગવતી હતી. પોતાના "સાયબીરિયા અને ત્યાંની દેશનિકાલપદ્ધતિ" નામના પુસ્તકમાં એ સ્ત્રીનું વર્ણન કરતાં એ લખે છે કે, "એની મુખાકૃતિ જોતાં એમ જણાતું હતું કે એના ચ્હેરા ઉપર અગાઉ કોઇવાર અપૂર્વ સૌંદર્ય પ્રકાશી રહ્યું હશે. એટલી વયમાં જે ભયંકર સંકટો એણે વેઠયાં હતાં, એનાં ચિન્હ પણ એના ચ્હેરાપર સ્પષ્ટ દેખાઇ આવતાં હતાં. કાળા ભ્રમર જેવા વાળ કાપી નાખવામાં આવ્યા હતા. આસપાસ સો સો માઇલ સુધી એના સ્વદેશી બાંધવો અને સાથીઓનું નામ નિશાન પણ નહોતું. ત્યાંના અધિકારીઓની પ્રત્યક્ષ દેખરેખમાં એને રહેવું પડતું હતું." કૅનન સાહેબે જ્યારે એ સ્ત્રીની વિદાય માગી ત્યારે એણે કહ્યું: "મહાશય! અમે આવી રીતે દેશથી દૂર મરી જઇશું. ભલે અમારી અનેક પેઢીઓ પણ આવીજ રીતે માતૃભૂમિથી બહાર મરે; છતાં **એમ ન સમજશો કે અમારાં એ પ્રકારનાં મરણ અકારથ જાય.** એમાંથી અવશ્યમેવ

---

+(હિન્દી માસિક "સંસાર" માં મૂળ લેખક પં૦ ભૂદેવ શર્મા, વિદ્યાલંકાર.)

કાંઈ પણ શુભ પરિણામજ આવશે. ” એ સન્નારીના એવા શબ્દો જ્યૉર્જ કૅનનના હૃદયપર જ નહિ, પણ સંસારભરમાં જે કોઈ તે સાંભળે તેના ઉપર અસર કર્યા વિના ન જ રહે.

જે સ્ત્રીનું જ્યૉર્જ કૅનને વર્ણન કર્યું છે, તે ઉપરથી વાંચકો સમજી ગયા હશે કે, એ સ્ત્રી બીજી કોઈ નહિ પણ કૅથેરાઇન પોતેજ હતી.

કૅથેરાઇનનો જન્મ એક અત્યંત ઉચ્ચ અને ધનસંપન્ન કુટુંબમાં થયો હતો. ત્યાં સંસારના કોઇ પણ ભોગવિલાસની એને ઉણપ નહોતી. નાનપણમાંજ એને ફ્રેંચ અને જર્મન ભાષા શીખવવામાં આવી હતી. કૅથેરાઇનની માતા ધાર્મિક હતી, છતાં પ્રાચીન રૂઢી રિવાજની અંધ ભક્ત નહોતી. સોળ વર્ષની વયે પહોંચતાંમાંજ માતૃભાષા ઉપરાન્ત જર્મન, ફ્રેંચ અને અંગ્રેજી એ ત્રણે ભાષાઓનું એણે જ્ઞાન પ્રાપ્ત કર્યું. ઇતિહાસમાં એને ખાસ રૂચિ હતી; તેથી પ્રવાસીઓનાં વર્ણનો અને ઐતિહાસિક પુસ્તકોના વાંચનમાં એ વિશેષ મગ્ન રહેતી. નાનપણથીજ ગરીબોની સાથે વાતચીત કરવામાં અને તેમને સહાય કરવામાં એને અત્યંત આનંદ આવતો હતો. એમ કહેવાય છે કે, જ્યારે એ દશ વર્ષની હતી ત્યારે એક નિર્વસ્ત્ર ભિખારી એને બારણે આવી ચડયો. એને જોતાંજ કૅથેરાઈનનું હૈયું ભરાઇ આવ્યું અને પોતે જે નવો સીવડાવેલો પોશાક પહેર્યો હતો, તે ઘરમાં કોઇને પૂછ્યા વગરજ એને ઉતારી આપ્યો. આ વાતની જ્યારે એની માતાને ખબર પડી ત્યારે ભવિષ્યમાં વગર વિચાર્યે કે વગર પૂછ્યે એવું કરવાની તેણે મના કરી; પણ એ ગરીબની અવસ્થાએ કૅથેરાઇનના હૃદય ઉપર બહુ પ્રભાવ પાડયો. સરકારી કર્મચારિયોના અત્યાચારથી દુ:ખી થએલો એ કોઈ ગરીબ ખેડુત હતો. તેજ દિવસથી કૅથેરાઇનને સરકારી અમલદારો પ્રતિ ઘૃણા ઉત્પન્ન થઇ અને તેઓનો વ્યવહાર એના હૃદયમાં હમ્મેશાં ખટકયા કરતો.

૧૬ વર્ષની અવસ્થામાંજ કૅથેરાઇને વાલટેયર, રૂસો અને ડિડરી વગેરે અનેક સુપ્રસિદ્ધ લેખકોના ગ્રંથોનું બહુ સારી રીતે અધ્યયન કરી

લીધું હતું. યૌવનકાલના નવીન ઉમંગમાં, દેશભક્તિના વિચારોથી પ્રેરાઇને એણે એક ગામમાં નિશાળ ઉઘાડી અને ત્યાં પોતેજ ભણાવવાનું શરૂ કરી દીધું.

એ સમયમાં ત્યાંના અભણ ખેડુતોની સ્થિતિ અત્યંત શોચનીય હતી. જાગીરદારો એમના ઉપર મનમાન્યો જુલમ કરતા હતા અને જેઓ એમનું કહ્યું નહોતા માનતા, તેમની જમીન પડાવી લેતા અને ખેતરો કપાવી નાખતા. રૂશિયામાં વેઠનો રિવાજ પણ એ સમયમાં બહુ હતો. હરકોઇ બળવાન માણસ બિચારા ગરીબ ખેડુત ઉપર તેનાથી થાય તેટલો જુલમ ગુજારતો. એ અરસામાં ઇ. સ. ૧૮૬૧ માં એવો નવો કાયદો ઘડાયો કે, જેથી કરીને ખેડૂતોના જમીન સંબંધી અધિકાર કાંઇક વધ્યા. એને લીધે ખેડુતો હવે સ્વતંત્ર થયા અને જાગીરદારોના પંજામાંથી છૂટયા હોય એમ લાગ્યું; પણ પરિણામ તદ્દન વિપરીત આવ્યું. જાગીરદારોએ જોરજુલમથી ખેડુતોની વંશપરંપરાની જમીન ઝૂંટાવી લેવાની શરૂઆત કરી, અને ઉજ્જડ વેરાન જેવી ખરાબ જમીન એમના નામપર લખી આપીને કહ્યું કે, જાઓ, તમારા નવા કાયદા પ્રમાણે એ જમીન ખેડી ખાઓ. ખેડુતોએ એનો અસ્વીકાર કર્યો અને એકત્ર થઇને વિરોધ કર્યો; એટલે પછી શું કહેવું ? જાગીરદારોએ સરકારની સહાયતા માગી. એક સરકારી અધિકારી તપાસ કરવા આવ્યો; પરંતુ તે પણ જાગીરદારના પક્ષમાં થઇ ગયો; તેથી ખેડુતોએ એનું કહેવું જરાએ ન સાંભળ્યું. સ્થિતિ દિવસે દિવસે વિશેષ ખરાબ થતી ગઇ એટલે ખેડુતોને દબાવી દેવા તરતજ લશ્કર મોકલવામાં આવ્યું. સિપાહીઓએ તો જઇને તરતજ જુલમ કરવા માંડયો. લોકોના ઘરમાં પેસી ઘરડાં બુઢ્ઢાં અને બાલ બચ્ચાંને તેમણે મારવા માંડયાં અને કુમારીઓ અને સધવા સ્ત્રીઓનાં શીલ નષ્ટ કરવા માંડયાં. લશ્કરદ્વારા હમ્મેશાં આવીજ શાન્તિનો પ્રચાર થાય છે. લશ્કરના આવા જુલમોથી પ્રજામાં ઉલટો ખળભળાટ વધી પડયો; લશ્કરી અમલદારોને તો એટલુંજ જોઇતું હતું કે ખેડુતો ઉશ્કેરાઇને કાંઇ રંજાડ કરે એટલે

તેઓ પોતાનું પ્રચંડ રૂપ દેખાડે. કૅથેરાઇનના પાસેના ગામના ખેડુતોને પકડયા, ગામની વચમાં બધાને હારબંધ ઉભા કર્યા અને આમ ન્યાય અને અધિકારનું નાટક ભજવવાની શરૂઆત થઇ. દરેક દશમા માણુસને હારમાંથી બહાર લાવી, તેને નાગો કરીને કોયડાનો માર મારવા માંડયો. એ ભયંકર મારથી ઘણાઓના પ્રાણુ સુદ્ધાં ચાલ્યા ગયા; છતાં પણુ ખેડુતોએ પોતાનું પણુ ન છોડયું. લગભગ એએક અઠવાડીઆં પછી વળી પાછી એવીજ રીતે હાર ગોઠવી; અને આજે હારમાંના દરેક પાંચમા માણુસની પીઠ ઉપર ચાબૂકનો માર પડયો. પરન્તુ દઢતાની શક્તિ અદ્ભુત છે. ખેડુતો પોતાના વિચારમાંથી જરાએ ન ડગ્યા. હવે તો લશ્કરી અમલદારોનો પારો એકદમ થર્મામિટર તોડીને બહાર ફૂટી નીકળ્યો. હવે તો તેમણે બધાને પકડયા અને દરેકે દરેક ઉપર ચાબૂકનો વરસાદ વરસ્યો. એમ કહેવાય છે કે કૅરિયાભરમાં પૂરાં પાંચ વર્ષ આવો જુલમ ચાલુ રહ્યો. લશ્કરના આવા જુલમથી સર્વત્ર હાહાકાર થઇ રહ્યો. કૅથેરાઇનનું હૃદય આવી હૃદયદ્રાવક વાતો સાંભળીને બહુજ ઉશ્કેરાઇ ગયું. લગભગ એજ અરસામાં કૅથેરાઇનને પોતાની માતા તથા બહેનની સાથે સેંટ પિટર્સબર્ગ જવાનો પ્રસંગ પડયો. ત્યાં જતાં વેંતજ કૅથેરાઇન ત્યાંના દેશોદ્ધારક નેતાઓને મળી. જે લોકો દેશનો આવાં કષ્ટોમાંથી—સંકટોમાંથી ઉદ્ધાર કરવાનો ગુપ્ત રીતે પ્રયત્ન કરતા હતા, તેમનો પણુ તેને ત્યાં પરિચય થયો. એ ગુપ્ત સભાઓમાં તે સમયે એજ વિચાર થતો હતો કે હરકોઇ રીતે દેશમાંથી અભણુપણું દૂર કરવું જોઇએ. દેશભરનાં પ્રત્યેક બાળકને વધારે નહિ તો પ્રાથમિક કેળવણી તો અપાવીજ જોઇએ અને સ્ત્રીઓને ઉચ્ચ કેળવણી આપવાનો પ્રબંધ કરવો જોઇએ. આ શિક્ષા-પ્રચારને માટે કૅથેરાઇને સમગ્ર દેશમાં અનેક વર્ષો સુધી મુસાફરી કરી અને ઠેકાણે ઠેકાણે પ્રાથમિક શિક્ષણુની શાળાઓ ઉઘાડી. સાથે સાથે ખેડુતો પોતાના હક્ક નહોતા જાણુતા, તે પણુ તેમને સમજાવ્યા. એ અરસામાં કૃષિવિભાગ ( રૂરલ બોર્ડ ) ના પ્રતિનિધિઓ અને સ્થાનીય

ન્યાયાધ્યક્ષની ચૂંટણીનો સમય આવ્યો. ખેડુતોને કોઈ પણ વિષયમાં પોતાનો સ્વતંત્ર મત આપવાનો આ પહેલોજ પ્રસંગ હતો. પોતાના શું અધિકાર છે તેનું તેઓને એ વખતે જ્ઞાન થયું. એ ચૂંટણીમાં બધા એવાજ પ્રતિનિધિઓ ચૂંટાયા કે જેઓ ખેડુતોનું હિત હૈયે ધરાવતા હતા. મોટમોટા ધનિક જાગીરદારો કે જે ખેડુતોના કટ્ટા દુશ્મન હતા, તેઓની હાર થઇ. તેમાંથી કોઇ પણ આ ચૂંટણીમાં ન આવી શક્યો. પોતાની હાર થવાથી તેઓ બળી મર્યા અને સરકારના કાન ભંભેરવા તેમણે શરૂ કર્યા. તેઓએ એવા રિપોર્ટ કર્યો કે ચૂંટણી કરનારાઓના બધાજ પ્રતિનિધિઓ રાજનૈતિક ચળવળીઆઓ છે અને એમનાથી સરકારને બહુજ નુકશાન થશે. રૂસ સરકાર ભૂતથી ડરે તેમ રાજનૈતિક ચળવળના નામ માત્રથી પણ ડરતી હતી; તેથી તેણે કાંઇ પણ વધારે વિચાર કર્યા વિના અનેક માણસોને પકડી દેશનિકાલની સજા કરી. આપણી કેથેરાઇનને દેશનિકાલની સજા તો ન થઇ, પણ પોલીસની દેખરેખમાં તો તેને જરૂર રહેવું પડયું. સરકારના આવા તોફાનથી કેથેરાઇને વિચાર કર્યો કે મનુષ્ય પોતાના સમાન્ય અધિકારનું પાલન કરવામાં પોતાનો જન્મસિદ્ધ હક્કજ માત્ર ભોગવતો હોય છે; છતાં એવા કાર્યમાં પણ સરકાર આવું અંધેર ચલાવે તો પછી સુધારો થવો અસંભવિત હોવાથી શાસનપદ્ધતિનો નાશ કરવો એજ એક ઉપાય રહે છે.

એટલામાં બીજા પણ બે એક પ્રખ્યાત અને વિચારશીલ નેતાઓને સરકારે પકડયા અને એમને પણ દેશનિકાલની સજા કરી. એ સર્વપ્રિય નેતાઓને પકડવાથી નવયુવક દલમાં બહુ ઉશ્કેરણી ફેલાઇ ગઇ અને ઠેક ઠેકાણે ફરીને તેઓએ સરકારનાં કામો લોકોને સમજાવી તેમને જાગ્રત કરવાનું શરૂ કર્યું. આ પ્રમાણે ભયંકર વિદ્રોહની તૈયારી થવા માંડી. કેથેરાઇને પણ એ કામમાં ભાગ લેવા માટે પોતાના પતિની સંમતિ માગી. એના પતિએ એ કામમાં પૂર્ણ સહાનુભૂતિ પ્રકટ કરી, પણ પોતે પંડે એ કામ કરવાની અનિચ્છા બતાવી; એટલે કેથેરાઇને પોતાના પતિની

વિદાય માગીને દેશને આવી ભયંકર સત્તાના પંજામાંથી છોડાવવા માટે ગુપ્ત સભામાં પોતાનું નામ લખાવ્યું.

પરંતુ કૅથેરાઈન અત્યંત ધનિક કુટુમ્બની હોઇને એના શરીર ઉપર હમ્મેશાં કિંમતી પોશાક રહેતો; તેથી જ્યાં જ્યાં તે જતી ત્યાં ત્યાં ગરીબ ખેડુતોની સ્ત્રીઓ એને મોટા ઘરનું માણુસ સમજી તેની સાથે હળવા ભળવામાં સંકોચ કરતી. વળી પોલિસના લોકો પણ એને સારી રીતે ઓળખતા હતા. તેથી આવાં અનેક કારણોને લીધે કૅથેરાઇનને પોતાના પહેરવેશમાં ફેરફાર કરવો પડ્યો. તેણે પોતાનાં કિંમતી વસ્ત્રો ઉતારી નાખીને ખેડુતોનાં હાથકંતામણુ અને હાથવણાટનાં જાડાં ઉની વસ્ત્રો પહેર્યાં. એ જાડાં વસ્ત્રોથી કૅથેરાઈનની શોભામાં ઓરજ વધારો થયો. વસ્ત્રો બદલવા છતાં પણુ જે સ્વાભાવિક રૂપસૌંદર્ય, જે દૂર કરવું હતું તે કારણુ તો જેમનું તેમજ રહ્યું. છેવટે કૅથેરાઇને પોતાના સુકોમળ, સુંદર મુખમંડલપર અને હાથને તેજાબ લગાડીને તે અંગોને બની શકે એટલાં ડાઘડૂઘવાળાં કરી મૂક્યાં. એમ કહેવાય છે કે ગરીબ ખેડુતોમાં છૂટથી હળીમળી શકાય એટલા માટે કૅથેરાઇનની પેઠે બીજા પણુ લગભગ બે હજાર કાર્યકર્તાઓએ પોતાના ચ્હેરાઓ આવી રીતે ખરાબ કર્યા અને પોતાના કાર્યનો પ્રારંભ કર્યો. કૅથેરાઇન કેવી રીતે કામ કરતી હતી તે તેના પોતાનાજ શબ્દોમાં નીચે લખ્યું છે.

" આખો દિવસ શારીરિક મજુરીનું સખત કામ હું કરતી અને રાતે મારૂં મૂળ મહત્ત્વનું કાર્ય કરતી. મારૂં રહેવાનું મકાન કાચા ચણુતરનું હતું અને તે હું ઉભી રહી શકું એટલુંજ ઉંચું હતું. એના ઉપર ઘાસની છત હતી. મારૂં એ ઘર સ્ત્રી પુરૂષો અને બાળકોથી હમ્મેશાં ભરેલું રહેતું. જે ખેડુતના ઘરમાં હું રહેતી હતી તે ઘણો બહાદૂર અને દઢ દેશભક્ત હતો. તેની મારફત દશ બાર બીજા પણુ દઢ દેશભક્ત પુરૂષો મારી સાથે ભળ્યા. એ લોકો સાયબીરિયાનાં કેદખાનાંઓથી અને ચાબકાના મારથી કદિ પણુ ડરે તેવા નહોતા. તેઓને હું દેશનો ઇતિહાસ

સંભળાવતી, મનુષ્યોના અધિકાર સમજાવતી અને સ્વતંત્રતાનો સંદેશો કહેતી. તેઓ કેવી પ્રેમ-ભક્તિથી એ બધું સાંભળતા, એ તો નજરે જોનાર જ સમજી શકે. લગભગ ૩૬ પ્રાન્તોમાં તરતજ સ્વતંત્રતાની લહેર ફેલાઇ લઇ. બધા લોકો પોતાના અધિકારથી અને સરકારના પ્રપંચથી પરિચિત થઇ ગયા."

આ પ્રમાણે દેશહિતૈષી દલનું સંગઠન બહુ જોરથી થવા માંડયું. સ્ત્રીઓએ પોતાનાં ઘરેણાં અને કિંમતી વસ્ત્રો વેચીને ઉઘરાણું એકઠું કરવા માંડયું. ગામડે ગામડે પ્રચારકો મોકલવા માંડયા. કુથેરાઇનની સાથે એ ગામડાંઓમાં અનેકવાર વિશ્વાસઘાત પણ થયો; એથી એ શહેરમાં પાછી આવી, છતાં ત્યાં પણ એ બચવા ન પામી અને આખરે કેદ પકડાઇ.

કુથેરાઈન લખે છે કે "એ મારી સાયબીરિયાની પહેલી તૈયારી હતી.જેલમાં એક અંધારી કોટડી હતી;જેમાં બે માણસો મારા પહેલાંજ નરકયાતના ભોગવતા હતા, તેમાં મને પણ પૂરવામાં આવી." એ નીચે ઉતરી કે તરતજ પાછળથી દરવાજો બંધ કરી દેવામાં આવ્યો. અંદર તો ઘોર અંધકાર હતો. કુથેરાઇને આગળ પગ મૂકયો તો ત્યાં કોઇનાં મલમૂત્ર પડયાં હતાં તેથી પગ લપસી પડયો, પણ જેમતેમ કરીને પડતી બચી ગઇ. દુર્ગંધથી માથું ફરી જતું હતું. છેવટે માથું પકડીને એક બાજુ થોડું ઘાસ પડયું હતું ત્યાં તે બેસી ગઈ. ત્યાં બેસતાં વેંતજ પીઠપર જોરથી કાંઇક કરડયું. તેના દુ:ખથી વ્યાકુલ થઇને કુથેરાઈન ઉભી થઈ ગઇ. વિચાર કરવાથી અને હાથ ફેલાવીને જોવાથી માલમ પડયું કે ભીંત તો ભેજથી અત્યંત તરબોળ હતી; તેથી ડાંસ અને મચ્છરોનું ત્યાં પૂરે સામ્રાજ્ય હતું. પોતાના રાજ્યમાં કોઇને આવતું જોતાંજ તેઓ પોતાના ભીષણ દંશથી આવનાર ઉપર હુમલો કરતાં હતાં. બીજીવાર બેસી જવાની કુથેરાઈનની હિંમત ન ચાલી; આખી રાત તેણે અંધારી કોટડીની વચમાં ઉભે ઉભેજ વ્યતીત કરી.

થોડા સમયમાંજ કુથેરાઈનને એ અંધારી કોટડીમાંથી બહાર કહાડી

સેંટપિટર્સબર્ગની જેલમાં મોકલી દીધી. ત્યાં પણ કૅથેરાઇનને એક ૯ ફૂટ લાંબી, ૫ ફૂટ પહોળી અને ૭ ફૂટ ઉંચી ઓરડીમાં કેદ કરી. રાત્રિનો વખત હતો, કૅથેરાઇન સૂતી સૂતી વિચાર કરતી હતી કે, ગમે તેટલાં દુઃખ વેઠવાં પડે પણ આપણું કામ તો આપણે અવશ્ય શરૂજ રાખવું જોઇએ. આવા વિચારોમાં એ મશગુલ હતી એટલામાં એણે કોઇનો અવાજ સાંભળ્યો, જેથી ચમકીને બેઠી થઈ ગઇ.

જે જેલમાં કૅથેરાઇન કેદ હતી ત્યાં ૧૦૦ કરતાં પણ વિશેષ રાજપ્રકરણી કેદીઓ અગાઉના પુરેલા હતા. એ લોકોને જો કે જુદા જુદા રાખવામાં આવ્યા હતા, તોપણ તેઓએ ત્યાં એક જાતીય સંસ્થા ઉઘાડી હતી; જેમાં બધું કામ માત્ર સંકેત–ઇસારાદ્વારા થતું. એ સંસ્થાના બધા સભાસદોએ જ્યારે તેઓ બહાર હતા ત્યારથીજ નિશાનીઓ (સંકેતો)નો અભ્યાસ કરી રાખ્યો હતો. કૅથેરાઈન જ્યારે મૉસ્કોમાં હતી. ત્યારે એણે પણ એ સંકેતોનો એકવાર અભ્યાસ કર્યો હતો; પણ અત્યારે તે બરોબર યાદ નહોતા. રાતને વખતે એવો સંકેત સાંભળીને કૅથેરાઈન ચમકી પડી. એટલામાં ચોકીદારના આવવાનો અવાજ સંભળાયો એટલે સંકેત બંધ થયો; પણ ચોકીદારના જતાં વેંતજ પાછું ટક, ટક, ટક, સંભળાવા માંડયું. રૂસની ભાષામાં બધા મળીને કુલ પાંત્રીસ અક્ષર છે. કૅથેરાઇને ક્રમશઃ એનો અભ્યાસ કરી લીધો. પોતાની ઉપરના કેસની રાહ જોવામાંજ કૅથેરાઇનને આ જેલમાં બે વર્ષ રહેવું પડયું. એ અરસામાં આ સાંકેતિક ભાષાનો એણે સારી રીતે અભ્યાસ કરી લીધો અને પોતાના સાથીઓ સાથે તારની પેઠે વાતચીત કરતાં શીખી ગઇ. પ્રત્યેક કેદીના ઓરડામાં લોખંડના નળ હતા, તેની મારફત આ તારખાતાનું કામ ચાલતું. આ જેલમાં હમ્મેશાં અત્યંત કરૂણાજનક સમાચાર મળતા હતા. જેલનાં સંકટોને લીધે ઘણાઓને તો ક્ષય જેવાં ભયંકર દરદો લાગુ પડયાં. કોઇએ દુઃખમાંથી છુટવા આપઘાત કર્યા, કોઇ ગાંડા થઈ ગયા. આવા આવા સમાચાર સાંભળવા છતાં પણ બધા એક

બીજાને આશ્વાસન અને સાહસ આપતા. નાની નાની ઉમ્મરની છોકરીઓ પોતાના ઉપર ગુજરેલા, પહાડ જેવા હૃદયને પણ દ્રવીભૂત કરે તેવા જુલમોના તાર મારફત સંદેશા મોકલતી અને કહેતી કે, સાક્ષી આપવા અને બીજાંઓનાં નામ બતાવવા માટે તેઓને કઠોર સજા ભોગવવી પડે છે; ત્યારે એમને બધા એમ કહીને સાન્ત્વન આપતા કે દેશભક્ત પુરૂષનું કદાચિત્ જીવતાંજ કોઇ કાળજું કાપી જાય, તોપણ તેણે હસ્યા કરવું જોઇએ. આવી રીતે સુકુમાર બાલિકાઓ હમ્મેશાં એ આતતાયીઓના અત્યાચારો ઉત્સાહપૂર્વક સહન કરતી અને પોતાના પણમાંથી રતિભર પણ ચલિત થતી નહિ.

અંતે તેમનો પણ સમય બદલાયો અને ઇ. સ. ૧૮૭૮ માં આ પ્રચારકોનો ચુકાદો થવા માંડયો. બધા કેદીઓમાંથી લગભગ ૧૮૦ તો મરી કે ગાંડા બની ગયા હતા; અને ૧૯૩ બાકી રહ્યા હતા તેમના કેસ આજ બે વર્ષ પછી કૉર્ટમાં ન્યાય માટે લાવવામાં આવ્યા. ન્યાયનું નાટક તો શરૂ થઇને તરતજ સમાપ્ત થયું. ૭ માણસ સરકારના અને એક ખેડુતનો પ્રતિનિધિ એમ એકંદર સાત માણસોના પંચ (જ્યૂરી )ની આગળ કેસ ચાલવા માંડયો. ફ્રૈથેરાઇનને સખત મજૂરીવાળી દેશનિકાલની સજા થઇ અને એણે ન્યાયના નાટકમાં હોવા છતાં એ ન્યાયની વિરૂદ્ધ હીલચાલ કરી હતી તેથી તેની સજામાં ૫ વર્ષનો વધારો થયો.

સાયબીરિયાનું નામ સાંભળતાંજ કાળજામાં કારી ઘા વાગે તેવું હતું, તેમાં વળી સખત મજૂરી સાથેની સજાનું તો કહેવું જ શું ? કારેલું ને વળી લીમડે ચડયું ! ફ્રૈથેરાઇનની આંખો સામે સાયબીરિયાની જેલોનાં રોમાંચકારી દશ્યો એક પછી એક આવવા માંડયાં; પરન્તુ એ વીરનારી એથી કિંચિત પણ વિચલિત ન થઈ. સાયબેરિયાના એવા નિરાશાપૂર્ણ સ્મશાન જેવા માર્ગને પોતાની ઇષ્ટસિદ્ધિનો માર્ગ માનીને અત્યંત ઉલ્લાસ અને દઢતાથી ત્યાં જવા તે તૈયાર થઇ. મચ્છરો અને ઝેરી જંતુઓથી ભરેલાં, ક્ષય અને વિષમજ્વરવાળાં કેદખાનાંમાં, આખા દિવસની મુસા-

ફરીથી થાકીને લોથ થઈ રાતો ગાળતાં ગાળતાં, આખરે કૅથેરાઈન કૈરાની જેલમાં પહોંચી. ત્યાં દશ મહિના રહ્યા પછી પાસેજ જંગલી લોકોનાં રહેઠાણોમાં તેને મોકલી દેવામાં આવી. ફેબ્રુઆરી માસમાં એ ત્યાં પહોંચી; છતાં તે વખતે પણ ત્યાં શૂન્ય કરતાં ૪૫ ડિગ્રી પારો ઓછો હતો.

અહીં કૅથેરાઇને જેમ તેમ કરી બે વર્ષ ગાળ્યાં; એટલામાં લાગ મળવાથી બીજા ત્રણ કેદીઓની સાથે કૅથેરાઇન ત્યાંથી નાસી છૂટી. લગભગ ૬૦૦ માઇલ સુધી એ છાની છાની ભાગી નિકળી, છતાં છેવટે તો તે પકડાઇ ગઈ. એ નાસી છૂટવામાં એ ચારે ભાગી છૂટેલાંઓએ કેવાં કેવાં સંકટો સહન કર્યાં છે, તેનું વર્ણન કરવું અશકય છે. લગભગ બધા દિવસો અન્નજળ વિના ભૂખ્યાજ કહાડવા પડયા હતા. તે પકડાઇ એટલે પાછી એને કૈરાની કેદમાં લઈ ગયા અને ૪૦ સોટીઓનો માર એના સુકોમલ દેહપર પડયો. જે સમયમાં કૅથેરાઇન કૈરાની જેલમાં હતી તે વખતે સ્ત્રીઓનું ઝેર ખાવું, અપવાસ કરવા, આઠ રાજનૈતિક કેદીઓનું ભાગી જવું અને પાછા પકડાવું ઇત્યાદિ અનેક ભયંકર ઘટનાઓ બની હતી. મિ. કેનનને ત્યાંજ એની મુલાકાત થઇ હતી. પોતાની ૨૩ વર્ષની કઠોરમાં કઠોર સજામાંનાં સાત વર્ષ કૅથેરાઇને આ જેલમાં ગાળ્યાં. એણે પોતે લખ્યું છે કે, “ પહેલું તો શરદી અત્યંત હતી; શૂન્ય કરતાં ૨૦ થી ૫૦ ડિગ્રી પારો નીચો રહેતો હતો. કોઇ માણસનું તો મોં સરખું પણ જોવા નહોતું મળતું. કોઈ દેશી સજ્જન એકાદ દિવસને માટે ત્યાં, મુસાફરી કરતાં રસ્તામાં રહી જતો તે સિવાય એ સ્થાન હમ્મેશાં નિર્જનજ હતું. ”

એ સાત વર્ષ પછી કૅથેરાઇનને સાયબીરિયાની ઇર્કુટુસ્ક નામની જગ્યામાં રાખવામાં આવી હતી; અને ત્યાર પછી બે ચાર નાનાં નાનાં ઠેકાણામાં રાખીને છેવટે ઇ. સ. ૧૮૯૬ ના સપ્ટેમ્બર માસમાં સ્વદેશમાં પાછા જવાની છુટી તેને મળી.

રૂશિયાની સરકારે તો એમજ માની લીધું હતું કે એક સ્ત્રીને સીધી

કરવા માટે ૨૩ વર્ષની કઠોર યાતના ઘણીજ થશે, પણ તેમાં તેની ભૂલ હતી. સરકારને પણ ખબર પડી. લોખંડને ભઠ્ઠીમાં તપાવી, ટીપીને વાળી શકાય છે; પરન્તુ મનુષ્યની ઇચ્છા, અને તેમાં પણ જે ઇચ્છાનું લક્ષ્ય સ્વતંત્રતા, ન્યાય અને મનુષ્યતાની રક્ષા જેવું અત્યંત ઉચ્ચ હોય તેવી ઇચ્છા કઠોર યાતનાથી દબાવવા જતાં ઉલટી બમણા વેગથી ઉછળી ઉઠે છે. કુથેરાઇન જ્યારે પોતાને દેશ પાછી ફરી ત્યારે દેશની સ્થિતિ અત્યંત ફરી ગઇ હતી. એના સેંકડો સાથીઓ સાયબીરિયામાં પડયા પડયા પોતાનું જીવન વ્યતીત કરતા, મોતની રાહ જોતા હતા. એકે એક કરીને લગભગ બધા દેશનેતાઓને જેલમાં પૂરવામાં આવ્યા હતા. ચારે બાજૂ દમનનીતિ પ્રચંડપણે ચાલી રહી હતી; છતાં પણ દેશભક્તિની લહેરમાં કોઇ પણ જાતની ક્ષતિ નહોતી. નવયુવકો જૂના અનુભવી લોકોની જગ્યાઓ સંભાળી લઇને નેતાઓના બતાવેલા માર્ગ પ્રમાણે અધિક વેગથી કાર્ય કર્યે જતા હતા. અનેક મંડળો સ્થાપિત થયાં હતાં અને એ બધાં પોતપોતાના ધોરણ પ્રમાણે જીવતોડ મહેનત કરતાં હતાં. કુથેરાઇન એ નવયુવકોનો સંગ કેવી રીતે છોડી શકે ? એને જો કે પોતાના કાર્યના પરિણામની પૂરેપૂરી ખબર હતી છતાં દેશોદ્ધારની મસ્તીમાં કર્તવ્યપાલન કરવાનો મૂલસિદ્ધાન્ત તેણે શીખી લીધો હતો. પછી ફલ કે પરિણામ સાથે એને લેવાદેવા જ શાને હોય ? આવતાં વેંતજ કુથેરાઇને એ ચાલુ પ્રવાહમાં વેગ પૂર્યો. પછી તો કહેવું શું ? એ વેગને લીધે કાર્યમાં અત્યંત નવું બળ આવ્યું. ઠેકઠેકાણે જઇને કુથેરાઇને ગુપ્ત સભાના સંગઠનનું કામ શરૂ કરી દીધું. ગુપ્ત સાંકેતિક ભાષાનો પ્રચાર કર્યો અને જેમ બને તેમ યુવકવર્ગને દેશભક્તિ માટે ઉત્તેજિત કર્યો. એણે પોતેજ લખ્યું છે કે છ વર્ષ સુધી રેલ્વેનો ડબો મારૂં ઘર હતું. કોઇ કોઇવાર કલરવ કરતી નદીઓપર ઝૂલતી નૌકાઓજ એનો સભામંડપ બનતી હતી, કે જ્યાં તારામંડલ સિવાય એને બીજું કોઈ દેખી શકતું નહોતું. કોઇવાર નિર્જન સ્થાન, તો કોઇવાર એકાંતવાસી ખેડુતોની ઝુંપડીઓ અને અરણ્યોમાં સભાઓની બેઠકો થતી.

એવે ઠેકાણે લોકો પહેલેથીજ ગોઠવણુ કરી રાખતા. કૅથેરાઇન ત્યાં ગુપ્ત-રીતે પહોંચી જતી અને વ્યાખ્યાન આપીને વળી બીજે ઠેકાણે ચાલી જતી. પોલિસના લોકો એને પકડવાને માટે પુરેપુરી મહેનત કરતા, પણ કૅથેરાઈન કાંઇ જેવી તેવી વીરાંગના નહોતી; અનેક વાર કટાકટીને વખતે પણ પોલિસની આંખો આંજીને ગુપ ચૂપ નાસી છૂટતી.

આવી રીતે ૭ સાત વર્ષ સુધી દેશમાં કામ કર્યા પછી બીજા દેશમાં પ્રચાર કરવો આવશ્યક જણાતાં ઇ. સ. ૧૯૦૪માં તે અમેરિકા ગઈ. ત્યાં જાહેર રીતે એણે રૂશિયાની સ્થિતિ અને ઝારના અત્યાચારોના સંબંધમાં વ્યાખ્યાન દેવા માંડયાં. એને સાંભળવા માટે લોકોની અત્યંત ભીડ થતી. એનાં દર્શન કરવા લોકો અત્યંત જિજ્ઞાસાપૂર્વક દોડાદોડ કરી મૂકતા. જ્યાં જ્યાં એ જતી ત્યાં એનું અત્યંત સ્વાગત થતું. એ પ્રવાસમાં દેશનિવાસીઓની સહાયતાને માટે એણે હજારો ડાૅલર ભેગા કર્યા; અને દ્રવ્યના કરતાં વિદેશીઓનું રૂશિયા તરફ લક્ષ ખેંચવાનું અધિક મહત્ત્વનું કાર્ય એણે બહુ ઠીક બજાવ્યું. ઇ. સ. ૧૯૦૫માં યૂરોપમાં ફરતી ફરતી એ પોતાને દેશ પહોંચી.

તે વખતે એની ઉમ્મર ૬૪ વર્ષની હતી. વૃદ્ધાવસ્થાની જરા પણ ફિકર ન કરતાં, એણે ફરી પાછું સ્વદેશમાં જઇને રૂશિયાના સરકારના ક્રોધનો અનુભવ કરવાનો વિચાર કર્યો. આવી રીતે જાણી જોઇને વાઘના મોંમાં પ્રવેશ કરવાનું કામ, વાંચકોને કદાચિત અનુચિત અને બુદ્ધિ-શૂન્ય લાગશે; પણ તેઓએ જાણવું જોઇએ કે, **સંસારના અસાધારણ આત્માઓજ ઇતિહાસનાં પૃષ્ઠોને અસાધારણ રંગથી રંગી શકે છે. સંસારમાં પ્રેમનું આકર્ષણ મૃત્યુના ભય કરતાં અનેકગણું વિશેષ છે. કૅથેરાઇનનો આત્મા આપણ સામાન્ય માનવોના જેવો સાધારણ નહતો. એનો એવો આત્મા હતો કે જેને સંસારની અલૌકિક શક્તિઓ અને કાલની પ્રગતિ કોઇપણ પ્રકારે દુર્બલ ન બનાવી શકે. ખરેખર, આવાં હૃદયો કોઇ ખાસ દેશ કે જાતિનાજ રત્નરૂપ નથી હોતાં, કિન્તુ સમસ્ત સંસારની અલૌકિક શક્તિના ફલરૂપ હોય છે.**



# स्वराज्यनुं मूल्य.*

૧.

અસહયોગ આન્દોલનના વિશુદ્ધ વાતાવરણે કોના આત્માને નહિ પવિત્ર કર્યો હોય? કયા નિર્માલ્ય મનને નહિ જાગૃત કર્યું હોય? એની મનોહર સુગંધે કોના મનોમૃગને મુગ્ધ કરીને ગાંડો નહિ બનાવ્યો હોય? ધનિક, અમીર, ગરીબ, બાલક, વૃદ્ધ, યુવક, સ્ત્રી, પુરૂષ, બધાંજ અસહયોગના રંગમાં રંગાઇ ચૂકયાં છે. તન, મન, ધન, જનનું ભાન ભુલીને શ્રી આનન્દકન્દના સ્વરમાં સ્વર મેળવી સર્વ કોઇએ એનાંજ ગીત ગાવા માંડયાં છે.

સેંકડો વર્ષોથી સુતેલું ભારતવર્ષ હવે જાગી ઉઠયું છે. આપણે પણ મનુષ્ય છીએ અને આપણો પણ કુદરતી હક્ક કાંઇક છે; પોતાના અભીષ્ટની સિદ્ધિને માટેજ બીજાઓએ એ નૈસર્ગિક અધિકારથી આપણને અત્યાર સુધી દૂર રાખ્યા છે, અને આપણા એ જન્મસિદ્ધ અધિકાર એઓની પાસેથી પ્રાપ્ત કરી લેવા એ આપણું પરમ પ્રધાન કર્તવ્ય છે એવી હવે ભારતવાસીઓને સમજણ આવી છે; છતાં હજુએ કેટલાએક લોક એવા છે કે જેઓ એ પરમ પવિત્ર મંત્રની દીક્ષા લેતાં સંકોચાય છે, એનો સ્વીકાર કરતાં આનાકાની કરે છે. એવાઓને આ અહિંસાત્મક સિદ્ધાન્ત હજી જોઇએ તેવો ગળે ઉતરતો નથી.

---

* હિન્દી ગલ્પમાલામા મૂળ લેખક શ્રીયુત છબિનાથ પાંડેય બી. એ. એલ. એલ. બી.

૨.

ઠાકુર વીરસિંહ હરિહરપુરના સુવિખ્યાત જાગીરદાર છે. તેઓ ઉદારચિત્ત અને દેશપ્રેમી છે. કોંગ્રેસના સિદ્ધાન્તોને તેઓ માને છે; પ આજકાલ ચિત્તની સ્થિતિ જરા ડામાડોળ છે. કર્તવ્યવિમૂઢ જેવી દશાગ મુંઝાતા મુંઝાતા એક વખત તેઓ એકલા ઓરડામાં બેસી વિચા કરતા હતા, એટલામાં એમનાં પત્ની સુશીલાએ ત્યાં આવીને કહ્યું:—

" તમે કંઇ સાંભળ્યું ? ઠાકુર રણધીરસિંહ પકડાયા. કોંગ્રેસ કમીટીન કાર્યાલયની જડતી લઈ બધા કાગળપત્રો લઈ ગયા. મંત્રી અને પ્રમુ બન્નેને પકડી ગયા. આજ સાંજે નવી ચૂંટણી થશે. "

વીરસિંહ:–(જરા ચિંતાગ્રસ્ત ચ્હેરે) હા, સાંભળ્યું તો છે કે કોંગ્રે કમીટીનો કાગળ આવ્યો છે.

સુશીલા:– પણ એમાં ચિન્તા કરવા જેવું શું છે આટલું બધું ?

વીરસિંહ:–લોકોનો વિચાર મને મંત્રી બનાવવાનો છે.

સુશીલા:—તો એમાં શું બગડી જાય તેમ છે ! વહેલું મોડું કો દિવસ તો થવુંજ પડશે. આજ નહિ તો ચાર દહાડા પછી એ તો થવા છે; અને સાહસ તથા ત્યાગ વિના કોઇ પણ મહત્ત્વનું કાર્ય સિદ્ધ થા ખરૂં ? દેશને સ્વતંત્ર કરવાનો જો સંકલ્પ હોય તો બધી આપત્તિએ વહોરવી જોઇએ.

પત્નીની આવી ઉત્તેજનાપૂર્ણ વાતો વીરસિંહે ચૂપચાપ સાંભળી લીધી

૩.

આજ ચારે કોર હોહાકાર થઇ રહ્યો છે; કોર્ટમાં જોનારાઓની ભી જામી છે. જ્યાં જોઇએ ત્યાં કોંગ્રેસના નવા મંત્રી ઠાકુર વીરસિંહન કેસની ચર્ચા સંભળાય છે; કારણ કે આજ તેઓ પણ પકડાયા છે.

કોર્ટનું કામકાજ શરૂ થયું. મુકદમો ચાલવા માંડ્યો. હાથકડીબં ઠાકુર સાહેબને પાંજરામાં લાવવામાં આવ્યા. એમના ચ્હેરાપર પ્રકાશ હતો; ચિત્ત પ્રસન્ન હતું; પ્રકૃતિ શાન્ત દેખાતી હતી.

ન્યાયાધીશે પૂછ્યું:—તમારે આ આરોપની વિરૂદ્ધ કાંઇ કહેવું છે ?

ઠાકુર સાહેબ:—હું આ કૉર્ટનેજ માનતો નથી. જે સરકાર ન્યાયપર કુઠારાઘાત કરી રહી છે, એનો નાશ કરવો એને અમે અમારો ધર્મ માનીએ છીએ.

વકીલો બધા ઝાંખાજ પડી ગયા. એ તો બિચારા સુશીલાદેવીને એમ સમજાવતા હતા કે, ઠાકુર સાહેબ છૂટી જાય તેમ છે. આરોપમાં કાંઇ દમ જેવું નથી, બચાવ કરવા દો; પણ સુશીલાદેવી કોઇ પણ રીતે એ વાત માનતી નહોતી. હવે ઠાકુર સાહેબના શબ્દોથી તો થોડી ઘણી આશા કેટલાકોને હતી, તે પણ નિર્મૂળ થઈ.

જજ સાહેબ:—તમને બે વર્ષની સાદી કેદની સજા કરવામાં આવે છે.

ઠાકુર સાહેબે એનો સહર્ષ સ્વીકાર કર્યો; પત્નીએ આગળ આવી વિજયમાળ પહેરાવી; બધા એકસ્વરથી ગાજી ઉઠયા "વીરમાતાકી જય !"

૪.

સાયંકાલનો સમય છે. સુશીલાદેવી પોતાના ઓરડામાં બેઠી બેઠી એકાગ્રચિત્તથી કાંઈક વિચાર કરતી હતી; એટલામાં એક સ્ત્રીએ ઘરમાં આવીને પૂછ્યું:—બ્હેન, કહો, હવે શું કરીશું ? જમીન તો બધી હરરાજ થઇ ગઇ, ને બીજી પણ કાંઈ આવક નથી !

સુશીલા:—એની તો મને જરાએ ચિન્તા નથી. હું તો એમ વિચાર કરૂં છું કે કૉંગ્રેસનો ભાર હવે કોણ ઉપાડશે ? કારણ કે વીરેન્દ્ર પણ આજ પકડાયો.

એટલામાંજ એક તાર આવ્યો; તેમાં એવી ખબર હતી કે ઠાકુર વીરસિંહ સ્યામનગરની જેલમાં સખત માંદા છે. વિષૂચિકાના રોગથી પીડાય છે; જીવવાની ભાગ્યેજ આશા જણાય છે.

સુશીલાએ તાર વાંચીને બાજૂપર મૂકી દીધો; એટલામાં એના પરમહિતૈષી વકીલ દીનદયાલ આવી પહોંચ્યા. એમણે બહુએ સમજાવા માંડયું કે આપણા પુત્ર વીરેન્દ્ર પાસે માફી મંગાવો; એને છોડી દેશે; છેવટે ઘર સંભાળનાર તો કોઇ જોઇએ.

પણ સુશીલાએ તો આવો જ ઉત્તર આપ્યો કે, હું અસહયોગ આંદોલનના નામને કલંકિત નહિં કરૂં. મારાથી આવું પાપકર્મ નહિ થાય.

વકીલ સાહેબ બિચારા ઘેર ચાલ્યા ગયા.

૫.

વીરેન્દ્રનો કેસ હજુ કૉર્ટમાં ચાલવાની તૈયારીમાં હતો; એટલામાં શ્યામનગરથી બીજો તાર આવ્યો કે રાતના બાર વાગતાં ઠાકુર વીરસિંહે વિષૂચિકાના રોગથી પ્રાણત્યાગ કર્યા.

આ દુઃખદ સમાચાર સાંભળી સૌની આસપાસ જાણે અંધકાર ફેલાઈ રહ્યો. ચ્હેરાપર ઉદાસીનતા છવાઇ ગઈ.

જજને પણ બહુ દુઃખ થયું. તેણે કહ્યું:–શ્રીમતી! તમારી અસહાય અવસ્થા જોઇને મને બહુ દુઃખ થાય છે. તમારૂં ઘર સંભાળનાર બીજું કોઇ નથી. તમારા અંતઃકરણમાં બહુ દુઃખ થતું હશે. તમે તમારા પુત્રને કહો કે માફી માગી લે; હું એને છોડી દઇશ.

સુશીલા:–મારે શેનું દુઃખ છે? અનેક માતાઓ પોતાના પ્રાણધનનો માતૃભૂમિને માટે ભોગ આપે છે. અનેક વીર રમણીઓએ પોતાના પ્રાણપતિઓને સ્વરાજ્યની વેદી ઉપર બલિદાન થવા માટે સહર્ષ વિદાય કર્યા છે. પ્રત્યેક યુગના ઇતિહાસમાં એમજ બનતું આવ્યું છે. વીરમાતાઓ અને વીરપત્નીઓએ પોતાના પ્રાણપુત્રો અને પ્રાણપતિઓનું બલિદાન આપીને દેશને સ્વતંત્રતાના નિર્મલ પ્રકાશમાં આણ્યો છે. એજ સ્વરાજ્યનું મૂલ્ય છે. આજ હું મારા પ્રિયપતિને માતૃભૂમિને માટે સ્વર્ગ પાઠવીને અને મારા એકના એક પુત્રને માતૃભૂમિના ઉદ્ધાર માટે શ્રીકૃષ્ણચંદ્રના પવિત્ર જન્મસ્થાન જેલમાં મોકલીને અત્યંત સુખી થઈ છું.

સુશીલાદેવીનું આવું અનુપમ ધૈર્ય અને સાહસ જોઇને જજ સાહેબ અવાક્ થઇ ગયા. એમના હાથમાંથી કલમ સરી પડી. એમનાથી ચુકાદો ન લખાયો. એમને એમ લાગ્યું કે, જાણે કોઇ દૈવી શક્તિ એમના કાનમાં મંત્ર ફૂંકે છે કે; ખરેખર આજ સ્વરાજ્યનું મૂલ્ય છે; અને આ મૃતપ્રાય દેશ પણ એને સમજતાં શીખ્યો છે.

# सुबोध पुष्पवाटिका.

## शेख सादीनुं संक्षिप्त वृत्तांत.

શેખ મુસલહુદ્દીન ( ઉપનામ સાદી ) નો જન્મ ઇ. સ. ૧૧૭૨ માં
ઝ નગરની પાસેના એક ગામમાં થયો હતો. તેમના પિતાનું નામ
દુલ્લાહ અને દાદાનું નામ શરફુદ્દીન હતું. આ કુટુંબની "શેખ" એ
ાનસૂચક પદવી હતી; કારણ કે તેમની વૃત્તિ ધાર્મિક શિક્ષણ આપ-
હતી; પરંતુ એમનું કૂળ સૈયદનું હતું. અત્યારે પણ "શીરાઝ" એ
ાનું પ્રસિદ્ધ સ્થાન છે અને આગલા જમાનામાં તો તે સમગ્ર એશિ-
વિદ્યા, ગુણ અને કૌશલ્યના ભંડાર રૂપ હતું. મીસર, એરાક, હબ્શ,
, ખોરાસાન વગેરે દેશદેશાંતરના ગુણી જનો ત્યાં આશ્રય મેળવતા
ત્યાં જ્ઞાન, વિજ્ઞાન, દર્શન, ધર્મશાસ્ત્રાદિનાં મોટાં મોટાં વિદ્યાલય
ાયાં હતાં. એક ઉન્નત રાજ્યમાં સાધારણ સમાજની જેવી ઉત્તમ
તે હોવી જોઈએ તેવી સ્થિતિ એ સમયે ત્યાં વર્તતી હતી. આથી
ને તેમના પિતાની સાથે બાળપણથીજ વિદ્વાનોના સત્સંગનો ઉત્તમ
મળ્યા કરતો હતો. સાદીના પિતા અબ્દુલ્લાહનું એ વખતના "સાદબીન
ી"ના દરબારમાં તેમજ લોકોમાં પણ ભારે માન હતું.

શેખ સાદીના પિતા ધાર્મિક વૃત્તિના માણસ હોવાથી સાદીમાં પણ
િકતાની છાપ સારી ઉતરી આવી હતી. તે નાનપણથીજ નિમાઝ
માં નિયમિત હતા. તેમના પિતા બાલ્યકાળમાંજ અવસાન પામ્યા હતા.

જો કે તે સમયે શીરાઝમાં વિદ્વાનો ઓછા નહોતા તેમજ મોટાં મોટાં
લય પણ અનેક હતાં; પરંતુ ત્યાંના બાદશાહ સાદબીનજંગીને યુદ્ધનો

એટલો નાદ હતો કે, બહુધા તે સૈન્ય લઇને એરાકપર આક્રમણ કરવા ચાલ્યો જતો હતો અને તેની પાછળ દેશમાં બહુજ અવ્યવસ્થા ફેલાઇ જતી. આથી સાદીએ યુવાવસ્થામાંજ શીરાઝથી બગદાદ તરફ પ્રયાણ કર્યું.

તે કાળમાં શીરાઝથી બગદાદનો પ્રવાસ અતિ કઠિન હતો છતાં કાફલા એક પછી એક ચાલ્યાજ કરતા હતા. સાદી પણ એક કાફલામાં દાખલ થઇ ગયા. પોતાના ઘરમાં જે કાંઇ માલ સામાન હતો તે તેમણે મિત્રો અને ગરીબોને આપી દઇને માત્ર એક કુરાનજ પાસે રાખી લીધું હતું. પ્રવાસ કરતાં કરતાં માર્ગમાં માંદગી લાગુ પડવાથી તે કાફલાથી છૂટા પડી ગયા. તે જે ગામમાં અટકયા હતા ત્યાંથી એકલા આગળ વધીને થોડે દૂર જતાંજ તેમને લૂંટારાનો ભેટો થઈ ગયો. સાદીએ તેમને વિનયપૂર્વક કહ્યું કે, હું ગરીબ વિદ્યાર્થી છું અને વિદ્યાભ્યાસ માટે બગદાદ જાઉં છું. મારી પાસે આ શરીરપરનાં વસ્ત્ર અને કુરાન સિવાય કંઇ પણ નથી. જો તમારી ઇચ્છા હોય તો આ વસ્તુઓ લઇ જાઓ; પણ કૃપા કરીને એનો દુરૂપયોગ ન કરતાં કોઇ વિદ્યાર્થીનેજ તે આપી દેજો. સાદીના આ કથનનું પરિણામ એ આવ્યું કે લૂંટારા શરમાઇ ગયા અને હમેશને માટે તેમણે આ નીચ માર્ગ છોડવાનો સંકલ્પ કર્યો. તેઓમાંના બે માણસ સાદીને બગદાદ સુધી પહોંચાડવા માટે તેમની સાથે થયા; પરંતુ તેમાંનો એક રસ્તામાં સર્પદંશથી મરી ગયો અને બીજો વૃક્ષપરથી પડી જવાથી મરી ગયો. સાદીના હૃદયપર આ બનાવથી બહુજ ઉંડી અસર થઇ અને તેમણે નિશ્ચય કર્યો કે, 'પોતાને ખાતર કોઇને કષ્ટ નહિ આપવું.'

આ વખતે બગદાદ તુર્ક સામ્રાજ્યની રાજધાની હતું. મુસલમાનોએ બસરાથી યુનાન સુધીનો પ્રદેશ જીતી લીધો હતો અને એશિયામાં તે એક મહાન રાજ્ય બન્યું હતું; એટલુંજ નહિ પણ એવું વૈભવશાળી રાજ્ય યૂરોપમાં પણ એ સમયે બીજું નહતું. આવા સમૃદ્ધિવાન રાજ્યનું મુખ્ય સ્થાન બગદાદ હતું. રાજા વિક્રમાદિત્યના સમયમાં ઉજ્જનની અને મૌર્યવંશના રાજ્યકાલમાં પાટલીપુત્રની જેવી ઉન્નત સ્થિતિ હતી તેવી એ

વખતે બગદાદની હતી. વૈભવ અને આબાદીમાં તે શીરાઝ કરતાં પણ ચઢીઆતું હતું. અહીંના બાદશાહો ખલીફા કહેવાતા હતા. કેટલાક ખલીફા ઘણા વિદ્યાપ્રેમી થઇ ગયા હતા. તેમણે બગદાદમાં સેંકડો વિદ્યાલય સ્થાપન કર્યાં હતાં. ઘણે દૂર દૂરથી વિદ્વાનો અહીં પઠન પાઠન માટે આવતા હતા. આજે મોટા મોટા વિદ્વાન, મૌલાના, મૌલવી, મુલ્લાં, વિજ્ઞાનવેત્તા અને દાર્શનિકોની જે રચનાઓ ગૌરવપૂર્ણ દૃષ્ટિએ જોવાય છે, તે સર્વ બગદાદનાં વિદ્યાલયોનુંજ પરિણામ છે. વિશેષ કરીને એ સમયની બગદાદની "મદ્રેસા નિઝામીયાં" વર્તમાનકાળનાં ઑક્સફર્ડ અથવા બરલીનનાં વિશ્વવિદ્યાલયથી કોઈ રીતે ઓછી નહતી. એ મહા વિદ્યાલયમાં એ સમયે સાત આઠ હજાર વિદ્યાર્થીઓ શિક્ષણ મેળવતા હતા. તેના અધ્યાપક અને અધ્યેતાઓમાં એવા એવા પુરૂષો હતા કે આજે પણ મુસલમાનો તેમના માટે મગરૂર છે. આ મદ્રેસાનો પાયો એક એવા વિદ્યાપ્રેમીએ નાખ્યો હતો કે જેના વિદ્યાપ્રેમ આગળ અમેરિકાનો કારનેગી પણ હિસાબમાં આવે તેમ નથી. તે દાનશૂર વિદ્યાપ્રેમીનું નામ "નિઝામમુલ મૂલ્કતૂસી" હતું. તે જલાલુદ્દીન સલજૂકીના વખતમાં રાજ્યનો મુખ્ય મંત્રી હતો. તેણે બગદાદ ઉપરાંત બસરા, નેશાપુર, ઇસ્ગહાન વગેરે નગરોમાં પણ વિદ્યાલય સ્થાપન કર્યાં હતાં. પોતાનું અઢળક દ્રવ્ય તે શિક્ષણકાર્યમાં વાપરતો હતો.

નિઝામીયાં મદ્રેસાની કીર્તિ ચોતરફ પ્રસરેલી હોવાથી સાદીએ પણ તેમાં પ્રવેશ કર્યો. સાદીએ એ વિદ્યાલયમાં કેટલો કાળ વ્યતીત કર્યો હતો તે નિશ્ચિત નથી; પરંતુ તેમના લેખો પરથી જાણી શકાય છે કે ત્યાં તેમણે ફીકહ (ધર્મશાસ્ત્ર), હદીસ (પુરાણ) ઉપરાંત વિજ્ઞાન, ગણિત, ખગોળ, ભૂગોળ, ઇતિહાસ વગેરે વિષયોનું સારી રીતે અધ્યયન કરી "ઉલ્મા"ની પદવી મેળવી હતી. આટલા વિષયોમાં નિપુણ થવાને અનુમાન થાય છે કે દશ વર્ષથી ઓછો સમય તેમને નહિજ લાગ્યો હોય.

કાળની ગતિ વિચિત્ર છે. સાદીએ જે વખતે બગદાદ છોડ્યું હતું તે

વખતે એ નગરપર લક્ષ્મી અને સરસ્વતી બન્નેની કૃપા હતી; પરંતુ લગભગ પચાસ વર્ષ પછી તેમનીજ નજરે જણાયું કે એ વૈભવપૂર્ણ, સમૃદ્ધિશાળી નગર હલાકુખાનના હાથે નષ્ટ ભ્રષ્ટ થઇ ગયું છે. ખલીફાના દરબારમાં મોટા મોટા રાજા અને સરદારો પણ મહા મુશ્કેલીએ જઇ શકતા હતા. છેવટે તે અતિ અપમાનપૂર્વક અને ક્રૂરતાથી માર્યો ગયો.

આ ઘોર વિપ્લવની સાદીના હૃદયપર એવી અસર થઇ કે તેમણે પોતાના લેખોદ્વારા વારંવાર રાજાઓને નીતિના રક્ષણનો, પ્રજાપાલનનો અને ન્યાયપ્રિયતાનો ઉપદેશ આપ્યો છે. તેમની એ માન્યતામાં કોઇપણ પ્રકારનો સંદેહ નથી કે ન્યાયપ્રિય પ્રજાભક્ત રાજાનો પરાજય કોઇપણ શત્રુ કરી શકતો નથી. જ્યારે એ ગુણો દૂર થાય છે ત્યારેજ તેને બૂરા દિવસ દેખવા પડે છે. સાદીએ દીનપર દયા, દુઃખી પ્રત્યે સહાનુભૂતિ, દેશભાઇઓપર પ્રેમ વગેરે ગુણને ઘણું મહત્ત્વ આપેલું છે. તેમના ઉપદેશોમાં જે જીવન નજરે પડે છે તે આવાં હૃદયવિદારક દૃશ્યો જોવા ઉપરથી ઉત્પન્ન થયેલું હોવું જોઇએ.

તે કાળના સભ્ય જગતમાં સાદીનું આગમન ન થયું હોય એવો એકે દેશ નહોતો. તે પગેજ મુસાફરી કરતા હતા. આ પરથી તેમનું આરોગ્ય કેટલું ઉત્તમ હશે તેમજ તે કેટલા પરિશ્રમી હતા તેનો વિચાર થઇ શકે છે. તે સાધારણ વસ્ત્ર સિવાય અન્ય કંઈ પણ સાથે રાખતા નહોતા. રક્ષણના અને લાકડાં કાપવાના સાધન તરીકે તેઓ માત્ર એક કુહાડીજ સાથે રાખતા હતા. આજકાલના મુસાફરોની માફક ખીસ્સામાં નોંધપોથી રાખી પથદર્શક ( ગાઈડ ) પુસ્તકના આધારે પ્રસિદ્ધ સ્થાનો જોઇ લઇ પછી " આટલા વાગે આમ ગયા ને તેટલા વાગે તેમ ઉતર્યા, પછી ફલાણા સામા લેવા આવ્યા ને ઢીકણાને ત્યાં મુકામ કર્યો " ઇ૦ ઇ૦ ટાયલાંનું મિશ્રણ કરી પોતાના પ્રવાસનું વર્ણન છપાવી પોતાની વિદ્વત્તા પ્રકટ કરવાનો સાદીનો ઉદ્દેશ ન હતો. તે જ્યાં જતા ત્યાં મહિનાના મહિના રહેતા અને જનસમાજના રીતરિવાજ, રહેણીકરણી અને

આચારવિચારનું અવલોકન કરતા; ત્યાંના વિદ્વાનોનો સંગ કરતા અને જે કાંઈ વિચિત્ર વાતો જોતા તેનો પોતાના સ્મરણકોષમાં સંગ્રહ કરતા. તેમનાં ગુલિસ્તાઁ અને બોસ્તાઁ એ બન્ને પુસ્તક તેમના એ અનુભવનાંજ ફળ છે. તેમણે વિચિત્ર જીવજંતુ, પ્રાકૃતિક દૃશ્ય અને અદ્ભુત વસ્ત્રા-ભૂષણનાં વર્ણનથી પોતાનાં પુસ્તક દળદાર બનાવ્યાં નથી. સદાચાર અને સુસંસ્કારોને ખીલવી શકે, સંસારની અસારતાનું ભાન થાય અને માણસની સજ્જનતા અને દુર્જનતા ઉપર અજવાળું પડે તેવી બાબતોપરજ તેમની દૃષ્ટિ વિચર્યા કરતી હતી. એક બીજા સાથેનો વ્યવહાર અને નીતિપાલનના ઉપદેશમાંજ તેમનું ચિત્ત રમ્યા કરતું હતું. વિશેષ જોવા જેવું એ છે કે ઉચ્ચ સિદ્ધાંતો દર્શાવવા સારૂ તેમને અદ્-ભુત ઘટનાઓનો આશરો લેવાની લેશમાત્ર જરૂર પડી નથી. સામાન્ય નજીવી બાબતોમાંથીજ તેમની બુદ્ધિએ જગતને ઉપદેશ આપવાનું શકય બનાવ્યું હતું; એમ તેમના "ગુલિસ્તાઁ" નામના કથાસંગ્રહ પરથી જણાઇ આવે છે.

કેટલાક વિદ્વાનો એવું અનુમાન કરે છે કે સાદી ચાર વાર હિંદમાં આવી ગયા હતા; પણ તે વિષે કંઇ પ્રમાણ નથી. માત્ર એટલુંજ નક્કી થઇ શકે છે કે તે એક વખત આ દેશમાં ગુજરાત સુધી આવીને તરત પાછા ફર્યા હોવા જોઇએ.

ત્રીસ ચાલીસ વર્ષ સુધી મુસાફરી કર્યા પછી સાદીને જન્મભૂમિનું સ્મરણ થવાથી તે તરફ જવાનો તેમણે વિચાર કર્યો. હવે શીરાઝ તે અવ્યવસ્થિત સ્થિતિમાં નહોતું. "સાદબીન જંગી" મરણ પામ્યો હતો અને તેનો પુત્ર "અતાબક અબૂબક્ર" ગાદીપર આવ્યો હતો. તે ન્યાયી અને કુશળ હતો. તેના વ્યવસ્થિત શાસનથી દેશની દુર્દશામાં ઘણો ખરો સુધારો થયો હતો. સાદીએ દુનિયાનું સારી રીતે અવલોકન કરી લીધું હતું અને તે એકાંતવાસની ઇચ્છા ઉત્પન્ન કરનારી તથા સાંસારિક ઝગડા-ઓથી ઉદાસીન બનાવનારી અવસ્થાએ પણ પહોંચ્યા હતા. આથી તે

શીરાઝમાં આવી પહોંચ્યા. આ વખતે તેમની વય લગભગ ૬૫ થી ૭૦ વર્ષ જેટલી હોવાનું અનુમાન કરવામાં આવે છે. અહીં સમાજ અને રાજાએ તેમને યોગ્ય આદર સન્માન આપ્યાં; પણ તે બહુધા એકાંતવાસમાંજ રહેતા હતા. તેઓ રાજદરબારમાં કોઇક પ્રસંગેજ જતા અને સામાન્ય જનસમાજથી પણ દૂરજ રહેતા. કદાચ આનું કારણ એ પણ હોય કે અતાબક અબુબકને વિદ્વાનો અને ધર્મગુરૂઓ તરફ ચીડ હતી. તે તેમને પાખંડી અને ઉપદ્રવી સમજતો હતો. આ કારણથી તેણે ઘણાએ સર્વમાન્ય વિદ્વાનોને દેશનિકાલ કર્યા હતા. આનું પરિણામ એ આવ્યું હતું કે તે કેટલાક મૂર્ખ ફકીરોની સેવા અને સમાગમમાં આવી પડ્યો હતો. ફકીર જેમ અભણ હોય તેમ તેને તે અધિક માન આપતો. સાદીનો બાદશાહ કરતાં યુવરાજપર વિશેષ પ્રેમ હતો. તેનું નામ ફખરૂદીન હતું. તે બગદાદના ખલિફાને મળીને પાછો ફરતો હતો, તે દરમીયાન રસ્તામાં તેને પિતાના મરણ સમાચાર મળ્યા. યુવરાજ અતિ પિતૃભક્ત હોવાથી આ ખબર મળતાંજ તેના હૃદયને એટલો આઘાત થયો કે તે તરતજ બિમાર પડીને રસ્તામાંજ મરણ પામ્યો. આ મૃત્યુથી સાદીને એટલો શોક થયો કે તે ફરીથી શીરાઝમાંથી ચાલ્યા ગયા અને ઘણા વખત સુધી બહારજ ભ્રમણ કર્યું.

કહેવાય છે કે, સાદીના પ્રેમીઓમાં અલાઉદ્દીન નામનો એક ઉદાર પુરૂષ હતો. યુવરાજના મરણ પછી સાદી જ્યારે પાછા શીરાઝમાં આવ્યા ત્યારે સુલ્તાન "અબાકાખાન" નો તે વજીર હતો. એક દિવસ માર્ગમાં સાદીનો મેળાપ થતાં વજીરે તેમનો સારો આદર સત્કાર કર્યો; ત્યારથી તે અંત સુધી તેણે સાદીની સારી સેવા ઉઠાવી હતી. તે જે કંઇ ધન આપતો તેમાંથી સાદી પોતાના માટે થોડુંક રાખી બાકીનું દીન દુઃખીઓને આપી દેતા. એક વખત એવું બન્યું કે અલાઉદ્દીને પોતાના ગુલામની સાથે ૫૦૦ દિનાર તેમના ઉપર મોકલ્યા. ગુલામ જાણતો હતો કે શેખ સાહેબ કોઈ વખત કોઇ વસ્તુની ગણત્રી કરતા નથી. આથી તેણે

૧૫૦ દિનાર તેમાંથી કાઢી લીધા. સાદીએ વજન ઉપરથીજ સંખ્યાનું અનુમાન કરી લખને આભાર માનતી એક કવિતા લખી મોકલી, તેમાં ૩૫૦ દિનારની પહોંચ જણાવી. આથી અલાઉદ્દીને ગુલામને શિક્ષા કરી. આ પછી તેણે શીરાઝમાં પોતાના એક મિત્રને લખ્યું કે, સાદીને ૧૦૦૦૦ દિનાર આપવા; પરંતુ એ પત્ર પહોંચતા પહેલાંજ તે મિત્ર મરણ પામવાથી તેનો અમલ થયો નહિ. એ પછી અલાઉદ્દીને પોતાના એક વિશ્વાસુ મિત્ર સાથે ૫૦૦૦૦ દિનાર તેમના ઉપર મોકલ્યા હતા. સાદીએ એ ધનથી એક ધર્મશાળા બંધાવી અને મરણ પર્યંત ત્યાંજ કાળ નિર્ગમન કર્યો. હાલ એજ ઠેકાણે તેમની સમાધિ છે. એ ઉપરથી નક્કી થાય છે કે વળી પાછા તે શીરાઝમાં આવ્યા હતા. અદ્યાપિ લોકો એમની કબરની જીયરતે ( યાત્રાએ ) જાય છે; પરંતુ તેમના વંશની કંઇ હકીકત મળતી નથી. અનુમાન થાય છે કે તેમનો મરણકાલ ઈ. સ. ૧૨૮૮ ની લગભગનો છે અને તે સમયે તેમની ઉમ્મર ૧૧૬ વર્ષની હતી. કેટલાકનો મત એવો છે કે સાદીનું મરણ હીજરી સ. ૬૯૧ ઈ. સ. ૧૨૯૨ ના શવાલ ( સપ્ટેમ્બર અકટોબર ) માસમાં શુક્રવારના દિવસે થયું હતું.

સાદીએ લખેલાં પુસ્તકોની સંખ્યા ૧૫ થી અધિક છે. એમાંનાં ચાર પુસ્તક કેવળ ગઝલોનાં છે. એક બે પુસ્તકો વખતો વખત બાદશાહ અથવા વઝીરોની પ્રશંસા માટે લખાયેલ કવિતા વગેરેનાં છે. તેમાં એક અરબી ભાષામાં છે. બે પુસ્તક ભક્તિમાર્ગ વિષે લખેલાં છે. હજુ પણ તેમની સમસ્ત રચનામાં એટલું ઉજ્વલ તેજ છે કે મોટા મોટા કવિઓએ તેમને ગઝલોના બાદશાહ માન્યા છે; પરંતુ સાદીની કીર્તિ વિશેષતઃ ગુલિસ્તાઁ અને બોસ્તાઁપર નિર્ભર છે. પોતાની કવિતાઓમાં તેમણે ભાટાઇ કરેલી નથી કે મિથ્યા તારીફને સ્થાન નથી આપ્યું. ગઝલોમાં પણ તેમણે આશક માશુકનાં પ્રેમદર્દ ગાયાં નથી; તો પછી ગુલિસ્તાઁ અને બોસ્તાઁ વિષે તો કહેવુંજ શું ? એની રચના માત્ર ઉપદેશ નિમિત્તેજ થયેલી છે.

એ બન્ને પુસ્તકને ફારસી સાહિત્યના સૂર્ય અને ચંદ્ર સમાન માનવામાં આવે તો અતિશયોક્તિ થશે નહિ. ઉપદેશનો વિષય ઘણો શુષ્ક ગણાતો હોવાથી ઉપદેશકની પણ હમ્મેશાં પોતાની કડવી અને રસહીન વાતો માટે બદનામીજ રહે છે; કેમકે ઉમદા શીખામણો સર્વ કોઇને ગમતી નથી. આથી વિદ્વાનોએ તે કડવી ઔષધીને જાત જાતનાં સુમધુર શરબત સાથે પાવાનો પ્રયત્ન કરેલો છે. કોઇ એ માટે ચકલા ચકલીની વાતો રચે છે ત્યારે કોઈ કલ્પિત કથાઓ મીઠું મરચું ભભરાવી લખેછે; પરંતુ સાદીએ એ મુશ્કેલ કાર્ય એવી કુશળતા અને બુદ્ધિપૂર્વક પાર પાડયું છે કે, તેમનો ઉપદેશ કાવ્યથી પણ વિશેષ સુબોધક બન્યો છે. આવા ચતુર ઉપદેશક સર્વ દેશોમાં વિરલજ ઉત્પન્ન થાય છે.

ઉપરોક્ત બન્ને ગ્રંથોમાં બીજો ગુણ સરળતાનો છે. તેમાં એકે વાક્ય નિરસ નથી; એટલુંજ નહિ પણ ભાષા એવી મધુર અને સરળ છે કે, તે વિષે આશ્ચર્ય થાય છે. સાધારણ લેખક જ્યારે સુંદર ભાષા લખવાનો પ્રયત્ન કરે છે ત્યારે તેનામાં કૃત્રિમતા આવી જાય છે; પરંતુ સાદીએ તો સાદાઇ અને સમજાવટનું એવું મિશ્રણ કરી દીધું છે કે, આજ સુધી અન્ય કોઇ લેખકથી તેવી શૈલીનું અનુકરણ થયું નથી અને જેમણે કર્યું છે તેમને નિષ્ફળતાજ મળી છે. ગુલિસ્તાંના જન્મ વખતે ફારસી ભાષા બાલ્યાવસ્થામાં હતી. તે પ્રસંગે પદ્યનો પ્રચાર થઇ ગયેલો હતો પણ ગદ્ય તો કેવળ વાતચીત અને બજારમાંજ હતું. અર્થાત્ સાદીને નવો પંથ આંકવાનો હતો. તેઓજ ખરી રીતે ફારસી ગદ્યના જન્મદાતા હતા. એમની પ્રતિભા એવી અદ્‌ભુત છે કે આજે ૬૦૦ વર્ષ થવા છતાં તેમની ભાષા સર્વોત્તમ મનાય છે. એમના પછી કેટલાંએ ગદ્ય પુસ્તક લખાયાં છે; પરંતુ તે સર્વની ભાષાને પુરાણી થઈ જવાનું કલંક લાગી ચૂક્યું છે, ત્યારે ગુલિસ્તાંની રચના સર્વથી પહેલી થવા છતાં અદ્યાપિ તે ફારસીનું આભૂષણ મનાય છે. તેની ભાષાપર હજીસુધી સમયનો પ્રભાવ નથી પડી શકયો.

સાહિત્ય સંસારમાં ગદ્ય અને પદ્ય એની બન્ને રચનામાં સર્વ શ્રેષ્ઠ

સ્થાન મેળવનાર ઘણુાજ ઓછા જણુાય છે; પણુ સાદીએ તેમાં સ્થાન મેળવ્યું છે. ગુલિસ્તૉં અને બોસ્તૉં ઉભય નૈતિક વિષય પ્રકટ કરે છે; પરંતુ જે માન ગુલિસ્તૉંને છે તે બોસ્તૉંને નથી. બોસ્તૉંની સમાનતા ધરાવનારી કેટલીક કિતાબો ફારસીમાં વર્તમાન છે. મસનવી * સીકંદરનામા× અને શાહનામા+ એ ત્રણુ પુસ્તક ઉચ્ચ કોટીનાં છે અને તેમની શબ્દયોજના, કાવ્યસૌંદર્ય, અલંકાર અને વર્ણનશકિત બોસ્તૉંથીએ અધિક છે; તથાપિ તેની સરળતા, માર્મિકતા અને યુક્તિઓ એમાં નથી. છતાંએ ગુલિસ્તૉંની બરાબરી કરનારૂં તો બીજું એક પણુ પુસ્તક ફારસી ભાષામાં બન્યું નથી. એ પછી ફારસી ભાષામાં લખાયલી સેંકડો નીતિવિષયક કિતાબોમાં જે કંઈ ચમત્કાર છે તે સાદીનાજ ભાષાલાલિત્ય અને વાકયચાતુર્યનું પરિણામ છે. સાદી આરંભમાં એક સાધારણુ જેવીજ કથા કથે છે, પણુ અંતમાં એક એવી મર્મભેદી વાત કહી દે છે કે જેથી આખી વાત અલંકૃત બની જાય છે. યૂરોપના અવલોકનકારોએ યૂનાનના સર્વશ્રેષ્ઠ કવિ "હોરેસ" સાથે સાદીની સરખામણી કરી છે. અંગ્રેજ વિદ્વાનોએ તેમને એશિયાના "શેકસપીયર" જણાવ્યા છે, આથી યૂરોપમાં સાદીને માટે કેટલું માન છે તેની કલ્પના થઇ શકે છે. ગુલિસ્તૉંના લેટીન, ફ્રેંચ, જર્મન, ડચ, અંગ્રેજી, તુર્કિ વગેરે ભાષામાં એકથી અધિક અનુવાદ થયા છે; એટલુંજ નહિ પણુ હિંદનીએ કેટલીક ભાષામાં તેના અનુવાદ થઇ ચૂકયા છે.

ફારસી સાહિત્યનાં પુસ્તકોમાં ગુલિસ્તૉં પછી બીજે નંબર બોસ્તૉંનો છે. ગદ્યગ્રંથોમાં ગુલિસ્તૉંને જે આદર છે તે કાવ્યગ્રંથોમાં બોસ્તૉંને છે એમ કહેવાને હરકત નથી. નિઝામીનું સિંકદરનામા, ફીરદોસીનું શાહનામા, મૌલાના રૂમની મસનવી અને દિવાન હાફીઝ એ ચાર પુસ્તક બોસ્તૉંની સમાન ગણુાય છે. નિઝામી અને ફિરદોસી વીરરસમાં અદ્વિ-

* ભક્તિવિષયક મૌલાના જલાલુદ્દીનનું મહાકાવ્ય. × સીકંદર બાદશાહના ચરિત્ર સંબંધી નિઝામીનું કાવ્ય. + ફીરદોસીનું ઈરાન દેશના બાદશાહો વિષે ફારસી મહાભારત—અપૂર્વ કાવ્ય.

તીય છે; મૌલાના રૂમની મસનવી ભક્તિ સંબધીના ગ્રંથોમાં શ્રેષ્ઠ છે અને હાફીઝ પ્રેમરસનો રાજા છે. એ ચારે કાવ્યોનું માન કોઇને કોઇ અંશે તેના મૂળ વિષય પર અવલંબેલું છે; પરંતુ બોસ્તાં એક નીતિ-ગ્રંથ છે અને બહુધા એવા વિષયનાં પુસ્તક જનસમાજને પ્રિય નથી થતાં. અર્થાત્ બોસ્તાંનું જે આદરમાન અને પ્રચાર છે તે સર્વથા તેની સરળતા અને વિચારની ઉત્તમતાપર અવલંબીને છે. મૌલાના રૂમે જીવનનાં ગૂઢ તત્ત્વોનું વર્ણન કર્યું છે અને ધાર્મિક વિચારના માણસોમાં તેનું સન્માન ભારે છે. ભાષાની મધુરતા અને પ્રેમભાવ હાફીઝમાં સાદી કરતાં પુષ્કળ આગળ વધેલો છે. તેના જેવાં મર્મસ્પર્શી કાવ્ય ફારસી ભાષામાં કોઇએ રચ્યાં નથી. તેના ગઝલોના કેટલીએ ટુકો જાણે કે હમણાંજ બનેલા સાધારણ બનાવપર આલેખાઇ હોય એમ લાગે છે. ધન્ય છે શીરાઝની પવિત્ર ભૂમિને કે જેણે સાદી અને હાફિઝના જેવાં અમૂલ્ય રત્ન ઉત્પન્ન કર્યાં છે. ભાષા અને ભાવની સરલતામાં સાદી સર્વશ્રેષ્ઠ મનાય છે. ફીરદોસી અને નિઝામી બહુધા અલૌકિક વાતોનું વર્ણન કરે છે; પરંતુ સાદીએ તેની અલૌકિક ઘટનાઓનો આશ્રય નથી લીધો. અરે ! તેમની અતિશયોક્તિએ પણ અસ્વભાવિકતાનું રૂપ નથી લીધું. તેમણે સમયાનુસાર સર્વ રસમાં વર્ણન કર્યું છે; પરંતુ એ સર્વમાં કરૂણરસને પ્રધાન સ્થાન છે. દયાના વિષયમાં તેમની લેખિની અતિ-કરૂણ બનેલી છે. સાદી નિમાઝ અને રોજાના પુજારી હતા; પરંતુ સેવા-ધર્મને એથી પણ શ્રેષ્ઠ માનતા હતા. તેમણે સેવા ઉપર વારંવાર ભાર મૂકેલો છે. તેમના બીજા પ્રિય વિષયો રાજનીતિના છે. તે બાદશાહોને ન્યાય, ધર્મ, દયા અને ક્ષમાનો ઉપદેશ કરવામાં કદિ થાકતા નહતા. તેમની રાજનીતિપર રાજભક્તિનો એવો રંગ નહોતો ચઢ્યો કે જેથી ખરી વાતો કહેવાથી તે દૂર રહી જાય. એમના રાજનીતિવિષયક વિચારોની સ્વતંત્રતા આજે પણ આશ્ચર્ય કરાવે છે. આજે વીસમી સદીમાં પણ વેઠ-ગુલામીનો આપણે ત્યાં ધારો-રીત ચાલુ છે; પરંતુ સાદીએ તેનો વિરોધ કરેલો છે.

નૈતિક પુસ્તકોની આવશ્યકતા જીવન પર્યંતને માટે હોય છે; પણ તેના અભ્યાસનો વધારે યોગ્ય સમય તો બાલ્યાવસ્થાજ છે; કેમકે એ સમયથીજ માનવચરિત્રનો આરંભ થાય છે, તેથી ફારસીના અભ્યાસક્રમમાં બોસ્તાંને મુખ્ય સ્થાન છે. જગતની ઘણીખરી મુખ્ય ભાષાઓમાં તેના અનુવાદ થયેલા છે.÷

કોઇપણ લેખક કેટલો પ્રિય છે તે જાણવાનું સહેલામાં સહેલું સાધન એ છે કે તેનાં વાક્યોએ જનસમાજમાં કહેવતનું રૂપ કેટલે દરજ્જે ધારણ કર્યું છે તે જોવું. માનવચારિત્ર, પારસ્પરિક વ્યવહાર વગેરે સંબંધમાં લેખકની લેખિનીમાંથી કાંઇ હૃદયસ્પર્શી સારગર્ભિત વાક્ય નીકળી જાય છે ત્યારે તે સર્વવ્યાપી બની લોકોની જીભપર ચઢી જાય છે. નરસિંહ, કબીર, ગોસ્વામી તુલસીદાસ, મીરાંબાઇ, વગેરે મહદ્ જનોનાં કેટલાંએ કાવ્ય અને સૂત્ર સમાજમાં પ્રસિદ્ધ છે તે અજાણ્યું નથી. શેક્સપીયરનાં વાક્યોથી અંગ્રેજી સાહિત્ય ભરપૂર બન્યું છે; ફારસીમાં એજ ગૌરવમય સ્થાન સાદીને મળેલું છે. તેમનાં ઘણાં વાક્યો ફારસીમાં કહેવતરૂપે વપરાય છે તે પૈકી કેટલાંકનો ભાવાર્થ વાંચકની જાણ માટે અહીં આપીશું.

"દુષ્ટના હાથની મીઠાઇ કરતાં સજ્જનના હાથનું ઇંદ્રવારણું સારૂં."

× × ×

"ધનના વધવાની સાથે સાથે તૃષ્ણા પણ વધતીજ જાય છે."

× × ×

"સ્વાભાવિક સૌંદર્યને ટાપટીપની આવશ્યકતા નથી."

× × ×

÷ વાંચક બંધુઓને બોસ્તાં વિષે કેટલીક કલ્પના આવી શકે એ હેતુથી એમાંની પણ કેટલીક ખાસ બોધપ્રદ વાતો આ પુસ્તકના છઠ્ઠા પ્રવેશરૂપે આપી છે.

" સ્વભાવથીજ જે અયોગ્ય હોય તેના પર સત્સંગની અસર થતી નથી. "

× × ×

" મોટાઇનું માપ ધન ઉપર નથી પણ હૃદય ઉપર છે અને વૃદ્ધપણાનો આધાર વર્ષો ઉપર નથી પણ અક્કલ ઉપર છે. "

× × ×

" ઈર્ષાળુ માણસ જાતેજ ઈર્ષાગ્નિમાં બળ્યા કરે છે. તેને વિશેષ સજા કરવાની જરૂર નથી. "

× × ×

" દુઃખ આવે છે ત્યારેજ સુખનું મૂલ્ય સમજાય છે. "

× × ×

" જેનું નામું સાચું છે તેને હિસાબ તપાસનારનો શો ભય છે ? "

× × ×

" વિપત્તિમાં જે કામ આવે તેજ મિત્ર છે. "

× × ×

" અવગુણથી દૂર રહીશ તો તારૂં કોઈ પણ બગાડી શકશે નહિ. ધોબી માત્ર મેલાં વસ્ત્રનેજ પત્થરપર પટકે છે. "

× × ×

" સજ્જનના સંગમાં કેદખાનું પણ સ્વર્ગ છે અને દુર્જનના સંગમાં સ્વર્ગ પણ નર્ક સમાન છે. "

× × ×

" કુમાર્ગપર ચાલવાથી લોકો વખાણે તેના કરતાં સન્માર્ગે ચાલવા છતાં લોકો વખોડે તે પણ સારૂં છે. "

× × ×

" પ્રભુ સર્વની સંભાળ લઈ રહ્યો છે તોપણ સમજુ માણસનો ધર્મ છે કે સહાયપાત્રને સહાય આપ્યા કરવી. "

× × ×

" તૃષ્ણા ચતુરને પણ મૂર્ખ બનાવે છે. "

× × ×

" નિસ્પૃહીનુંજ શિર સદા ઉંચું રહે છે. "

× × ×

" કાગડો હંસ નથી થઈ શકતો. "

× × ×

" મૂર્ખના પ્યાર કરતાં સમજુની તાડના સારી. "

× × ×

" દાનનો શોખીન ધનવાન નથી બની શકતો અને ધનનો શોખીન દાની નથી બની શકતો. "

× × ×

" ધ્યાનમાં રાખ કે દિવાલને પણ કાન હોય છે. "

× × ×

" કસ્તૂરીનો પરિચય તેની સુગંધીથી થાય છે; ગંધના વર્ણનથી નહિ."

× × ×

" સ્વાર્થી અને સંગ્રહવૃત્તિવાળાને કદિ માન નથી મળતું. "

× × ×

" યાચના કરીને નવાં વસ્ત્રો પહેરવા કરતાં થીંગડાં દઇને જુનાં વસ્ત્રો પહેરવાં સારાં છે. "

× × ×

" જો કોઇની કડવી વાત સાંભળવી ન ગમતી હોય તો તમે પણ તમારી જીભને કડવી ન થવા દેતા. "

× × ×

"એવો પણ વખત આવે છે કે ચકલીઓ વાઘની આંખો કોચી નાખે છે."

× × ×

" જે માણુસ વિચારીને વાત નથી કરતો તેને પોતાનેજ ઉપરે અવિચારી કઠોર વાતો સાંભળવી પડે છે. "

" કેદમાંથી છોડવનારી જૂઠ કરતાં કેદમાં મોકલનારૂં સત્ય ઉત્તમ છે."

× × ×

સાદીનો ઉપદેશ હૃદયના ઉંડાણમાંથી અને તેમના ઉત્તમ ચારિત્ર-દ્વારા નીકળવાને લીધેજ આટલો લાંબોકાળ જવા છતાં હજી જેવોને તેવો અસરકારક રહ્યો છે. આજકાલના સેંકડો ઉપદેશકોની માફક તે પરમાર્થજ્ઞાનનો માર્ગ અન્યને બતાવી પોતે સ્વાર્થલંપટ રહેતા નહતા. તેમની વૃત્તિ સ્વભાવથીજ સાત્ત્વિક હતી અને તે કદિ પણ વાસનાથી ચલિત થયા નથી. અન્ય કવિઓની માફક તેમણે કોઈ રાજદરબારનો આશ્રય પણ નથી લીધો. ધનની કુળદેવી જે નૈતિક અને આત્મિક બલિદાન ઇચ્છે છે તેવું બલિદાન સાદીએ જરાપણ નથી આપ્યું; એટલુંજ નહિ પણ રાજાઓને ઉપદેશ કરવાનું સાપના દરમાં આંગળી નાખવા જેવું અથવા તો એક પગ કાંટામાં અને એક પગ પુષ્પોમાં રાખવા જેવું કાર્ય, કે જે સાદીના સમયમાં તો અતિશય જોખમભરેલું હતું; તે કાર્ય બજાવવામાં મહાત્મા સાદીએ જે સાહસ કર્યું છે તે કાંઈ સામાન્ય બાબત નથી. સાદીએ ગમે તેવા કઠિન સમયમાં પણ પોતાનો ટેક ત્યજ્યો નથી. જ્યારે તે બીજીવાર શીરાઝથી બગદાદ ગયા હતા ત્યારે ત્યાં હલાકુખાન મુગલનો પુત્ર અબાકાખાન બાદશાહ હતો. હલાકુખાનનો ઘોર અત્યાચાર ચંગીઝ અને તૈમૂરની ક્રૂરતાને પણ શરમાવે તેવો હતો. અબાકાખાન એટલો બધો અત્યાચારી નહતો તોપણ પ્રજા તેના ભયથી થરથર કાંપતી હતી. તેના બે મુખ્ય કાર્યભારીઓ સાદીના ખાસ ભક્ત હતા. એક દિવસે સાદી બજારમાં ઘૂમી રહ્યા હતા તેટલામાં બાદશાહની સ્વારી ધામધૂમથી ત્યાં થઇને નીકળી.

એ સ્વારીમાં બાદશાહના ઉપલા બન્ને કર્મચારી પણ હતા. સાદીને જોતાંજ તેઓએ ઉતરી પડીને તેમને વંદન કર્યું. પોતાના વજીરોની સાદી ઉપર આટલી બધી શ્રદ્ધા જોઇ બાદશાહને કૌતુક થયું. તેણે પૂછ્યું કે, એ કોણ છે ? વજીરોએ સાદીનું નામ તથા ગુણ કહી સંભળાવ્યા.

આથી બાદશાહને સાદીની પરીક્ષા કરવાનો વિચાર થયો. તેણે પોતાને કંઇ ઉપદેશ આપવા કહ્યું. તેણે સાદી પાસે કદાચ પ્રશંસા કરાવવાની ઇચ્છા રાખી હશે; પરંતુ સાદીએ તો તદ્દન નીડરતાથી નીચેની મતલબનો ઉપદેશ સંભળાવ્યો કે:-

" જે બાદશાહ પ્રજાપાલનમાંજ પોતાનું સર્વ ધ્યાન રાખીને પોતાના નિર્વાહ માટે પ્રજા પાસેથી કર મેળવે છે, તે તેની મજુરીનો વ્યાજબી બદલો છે; પરંતુ જો તે પોતાનું કર્તવ્ય બજાવતો ન હોય તો એમજ સમજવું કે તે હરામનું ધન ખાવાવાળો છે."

અબાકાખાન તો આ ઉપદેશ સાંભળીને ચકિતજ થઇ ગયો અને સાદીની નિર્ભયતાએ તેને પણ સાદીનો ભક્ત બનાવી દીધો.

સાદીમાં આત્મગૌરવની માત્રા પણ ઓછી નહતી. તે નીચતાને ધિક્કારતા હતા.

સાદીને ધર્મના ઢોંગીઓપર પુષ્કળ ચીડ હતી. પ્રજાને મૂર્ખ અને સ્વાર્થી મુલ્લાંઓના ફંદામાં ફસાયેલી જોઇને તેઓ ઘણાજ દુઃખી થતા હતા. તેમણે કાશી, મથુરાં, વૃન્દાવન કે પ્રયાગના પાખંડી પંડ્યાઓની લીલાઓ જોઇ હોત તો આ વિષયમાં તેમની લેખિનીએ કંઇ જુદાજ પ્રકારની તીવ્રતા દર્શાવી હોત. છત્રધારી અને હાથીપર બેસનારા મહંતો, પાલખીમાં બેસી ચમ્મર ઢોળાવતા આચાર્ય અને પૂજારીઓ, કલાકના કલાક કેવળ છાપું અને ટીલાં ટપકાં પાછળજ ગાળનારા પંડિતો અને રાજા-રજવાડામાં ઘૂસી જઇ લુચ્ચાઇના બળથી લાખો અને કરોડોના માલીક બની બેસવા છતાં પોતાને મહાન પુરૂષમાં ખપાવનારા કારભારીઓને પોતાની હૃદયગ્રાહી કલમવડે તેઓ કેવા ચીતરી બતાવત, તેની આજે તો માત્ર આપણે કલ્પનાજ કરી શકીએ.

સાદીનું નૈતિક શિક્ષણ સ્વર્ગ અને નર્કની લાભહાનિ ઉપરજ અવલંબી રહેલું છે. તેમાં પરમાર્થવાદ કે ઉપયોગવાદપર ચર્ચા નથી; પરંતુ

એક રીતે કહી શકાય કે સામાન્ય જનસમાજમાં નીતિનો ઉપદેશ કરવાને એવા વાદની ખાસ આવશ્યકતા જેવું પણ નહતું.

સાદી સભાચતુર અને વિનોદશીલ પણ હતા. ઉચ્ચ વિચારના માણસોમાં વિનોદ એ પણ એક ગુણ ગણાય છે. કોઇ પણ પક્ષી આઠે પહોર આકાશમાં નથી ઉડી શકતું. શેખસાદીના વિનોદ સંબંધમાં ઘણી વાતો છે અને એનો અતિરેક એટલે સુધી થયો છે કે એક અશ્લીલ ગ્રંથ તેમનો બનાવેલો છે એમ કહેવામાં આવે છે; પણ તે વાત વિશ્વાસપાત્ર લાગતી નથી. જો એ વાત સાચી માની લેવામાં આવે તો સાદીનો નીતિવિષયક ઉપદેશપરત્વે અધિકારજ નષ્ટ થાય. સાદી ચતુર પુરૂષ હતા અને જે રીતે રાજા બીરબલની ચતુરાઈ પ્રસિદ્ધ કરવામાં લોકોએ કેટલીએ ગલીચ વાતો તેમને ગળે આરોપી દીધી છે; તેમ સાદીના પણ વિવેકહીન પ્રશંસકોએ તેમના નામને કલંકિત કર્યું છે. આમ માનવાને એ પણ કારણ છે કે જે અશ્લીલ કવિતાઓ છે તેની અને તેમના અન્ય પ્રસિદ્ધ ગ્રંથોની રચના–શૈલીમાં પણ સ્પષ્ટ તફાવત પડી જાય છે.

સાદીના ભાષાલાલિત્યનો ખ્યાલ અનુવાદમાં આપવો એ તો અશક્યજ છે; તોપણ આશા રહે છે કે તેની સરળતા, ઉપયોગિતા તથા માર્મિકતાનો કેટલોક પરિચય તો આ પુસ્તકથી વાંચકને મળી શકશેજ. સાદીના "ગુલિસ્તાઁ" અને "બોસ્તાઁ" આ બે ગ્રંથો સમગ્ર પૃથ્વીમાં સાહિત્યરત્નાકરનાં રત્નોરૂપ હોઇને જ્યાં સુધી સરળભાવને સમજનાર અને ભાષાલાલિત્યનો રસાસ્વાદ મેળવનાર ફારસી પાઠકો આ જગતમાં રહેશે, ત્યાં સુધી સાદીની કીર્તિ ઝળકતીજ રહેશે અને તેની પ્રતિભા પૂજાયાજ કરશે.

# सुबोध पुष्पवाटिका.

## प्रवेश १ लो—राजनीति.

### પુષ્પ–૧ લું.

મેં સાંભળ્યું છે કે, કોઇ બાદશાહે એક ગુન્હેગારને ફાંસીની શિક્ષા આપી. સજા સાંભળતાંજ અપરાધી પોતાની જીંદગીથી નાઉમેદ બની ા અને તેણે પોતાની ભાષામાં બાદશાહને ખૂબ ગાળો દીધી. જેમ ારાંથી ચોતરફ ઘેરાયેલી બિલાડી પોતાનું મરણ નજીક આવેલું જુએ એટલે નિર્ભય બની જઇને ઉલટી કૂતરાં ઉપર હુમલો કરે છે; તેમ ારે **માણસની સર્વ આશા નષ્ટ થઈ જાય છે ત્યારે તે મનમાં ાવે તેમ બોલી નાખીને મનનો ઉભરો ખાલી કરે છે.**

બાદશાહ અપરાધીની બોલી નહિ સમજતો હોવાથી તેણે વજીરને ચ્યું કે, એ શું કહે છે ? દયાળુ વજીરે ધાર્યું કે અપરાધીનું કહેવું દશાહને કહી સંભળાવીશ તો તેને ઘણીજ ક્રૂર રીતે મરાવી નાખશે; ી તેણે જવાબ આપ્યો કે, મહારાજ ! એ કહે છે કે **જે માણસ તાના ક્રોધને શાંત રાખે છે અને જીવોપર દયા રાખે છે, તેને ભુ પોતાનો મિત્ર બનાવે છે.**

બાદશાહને આ વાત બહુજ ગમી ગઈ અને પેલા અભાગી કેદીને ા જીવતદાન આપ્યું.

પરંતુ એટલામાં બીજો એક નિર્દય વજીર ત્યાં બેઠેલો હતો તે બોલી ચો કે, "વજીરની પદવી ધરાવનારે બાદશાહની સમક્ષ અસત્ય બોલવું

તે યોગ્ય નથી. એ કેદીએ તો આપ નામદારને મનમાં આવી તેવી ગાળો દીધી હતી અને તેથી એને તો ઉલટી વધારે સજા કરી રીબાવી રીબાવીને મારી નાખવો જોઇએ."

એની વાત સાંભળી બાદશાહે નારાજ થઇ કહ્યું: તમારી વગર **વિચારની સાચી વાત કરતાં પહેલા વજીરની સમયસૂચકતા ભરેલી જૂઠી વાત મને બહુ ગમી છે;** કેમકે તે વાત મારી અને કેદીની ભલાઇના હેતુથી કહેવામાં આવી હતી અને તમે જે કહ્યું છે તે પહેલા વજીર ઉપરની તમારી અદેખાઇને લીધેજ કહ્યું છે. બુદ્ધિશાળી જનોનું કથન છે કેઃ—

**જેનું પરિણામ ખરાબ આવે એવી સાચી વાત કરતાં તે જૂઠી વાત લાખોઘણી ઉત્તમ છે કે જેથી ભલાઈ કરવાનો ઉપદેશ મળે છે.**

બાદશાહોને અનેક પ્રકારની જંજાળ રહેતી હોવાથી તેમને ઘણી વખત પોતાના મદદનીશોનીજ સલાહ ઉપર આધાર રાખવો પડે છે; માટે જેઓ તેમને ક્રૂર થવાની સલાહ આપે છે તેમને ધિક્કાર છે! બાદશાહ ફરીદૂંના મહેલની દીવાલના એક સુંદર ગોખમાં લખ્યું છે કે—:

"આ સંસાર ચાર દીનનું ચાંદરણું છે; માટે જો હંમેશને માટે પોતાનું ભલું ઇચ્છતા હો તો પ્રભુ તરફ લક્ષ રાખીને જેટલા પણ થવાય તેટલા ન્યાયી અને દયાળુ થાઓ; અને રાજસત્તાનો નિશો જરાપણ ચડવા દેતા નહિ. જુઓ, તમારા જેવા કેટલાએ તેણે બનાવ્યા છે અને ફના કરી દીધા છે અનેઃ—

**'જ્યારે મરણ પાસે આવે છે ત્યારે સિંહાસન ઉપર મરવાવાળા બાદશાહમાં અને નીચે ભૂમિપર મરનારા ભિખારીમાં કશોજ ભેદ રહેતો નથી."**

## પુષ્પ-૨ જું.

સુલતાન મહમદ સુબુક્તગીનનું મૃત્યુ થયે સો વર્ષ થઇ ગયા પછી એક દિવસ સ્વપ્નમાં તેને ખુરાસાનના બાદશાહે જોયો. તેણે જોયું કે સુલતાનનું શરીર ટૂકડે ટૂકડા થઇ માટીમાં મળી ગયું છે; પણ તેનાં નેત્ર ચક્ષુસ્થાનમાં આમતેમ ઘૂમતાં રહી ચોતરફ નજર નાખી રહ્યાં છે. બાદશાહે જ્યોતિષીઓને આ સ્વપ્નનું રહસ્ય પૂછ્યું; પરંતુ કોઇ તે વિષે સ્પષ્ટતા કરી શક્યું નહિ; ત્યારે એક ફકીરે ઉભા થઇ કહ્યું:- " તેનો જીવાત્મા ચોતરફ આશ્ચર્યપૂર્વક જે વાત જોઇ રહ્યો છે, તે એ છે કે,-તેના રાજ્યનો અન્યલોક ઉપભોગ લઇ રહ્યા છે અને એક-વખતે જે રાજ્યમાં પોતાની હાક વાગતી, તે રાજ્યમાં હવે પોતાને કોઇ યાદ પણ કરતું નથી! કેમકે તેણે સંસારમાં આવીને એવું કાંઇપણ કાર્ય કર્યું નથી કે જેથી પૃથ્વીપર તેનું નામ રહે. બીજી તરફ તેના જોવામાં આવે છે કે, નૌશેરવાન્ જેવા મહા પુરૂષનું મૃત્યુ થયે એક જમાનો થઈ ગયો છે; તોપણ હજારો લોકો તેનું નામ પ્રેમથી યાદ કરે છે. કબરમાં ગોઠવાયેલું તેનું શબ માટી બની ગયું છે, તેના હાડકાના એક ટૂકડાનો પણ પત્તો નથી; તોપણ તેનું પવિત્ર નામ પરોપકારના કારણથી અદ્યાપિ સુધી સંસારમાં અમ્મર રહ્યું છે."

આમ કહીને તે સંતપુરૂષે કહ્યું કે, હે મિત્રો!

**"અમુક માણસ જગતમાંથી વિદાય થઇ ગયો" એવો ધ્વનિ નીકળતા પહેલાં આ જગતમાં તમારાં જીવન એવાં તો નીતિ-મય અને પરોપકારી બનાવો, કે જેથી જગતમાં તમારૂં નામ અમ્મર થાય અને પરલોકમાં તમારો આત્મા સ્વર્ગસુખને પામી પ્રભુની વધારે નિકટ પહોંચે.**

## પુષ્પ–૩ જું.

એક બાદશાહને કેટલાક પુત્ર હતા. તેમાં એક જરા ઠીંગણો હોવાથી તેને ગમતો નહતો. એક વખત બાદશાહે પોતાના તે પુત્ર તરફ ઘૃણા-ભરી દૃષ્ટિથી જોયું. છોકરો બુદ્ધિશાળી હોવાથી પિતાના મનનો ભાવ સમજી ગયો અને બોલ્યો: "પિતાજી! પ્રત્યેક વસ્તુની પરીક્ષા તેની લંબાઈ પહોળાઇ ઉપરથી થઇ શકતી નથી. સ્થૂલકાય હાથી કરતાં સ્વલ્પ-કાય સિંહનું પરાક્રમ કેટલું ભારે તે જગતમાં પ્રસિદ્ધજ છે. વળી પવિત્ર સિનાઈ પર્વત પૃથ્વીના સર્વ પર્વતોમાં ઘણો નાનો છતાં તેની પદવી અને માન સર્વથી ભારે છે. એક દિવસે એક દૂબળા, પાતળા અને બુદ્ધિશાળી આદમીએ કોઈ એક મોટા રાતામાતા બેવકૂફને કહ્યું હતું કે, એક અરબી ઘોડો ગમે તેટલો દુર્બળ હોય તોપણ તે તબેલામાં રહેતા અનેક ખચ્ચરો કરતાં ઘણોજ અચ્છો હોય છે."

આ વાતોથી બાદશાહ હસ્યો અને દરબારીઓ પણ ઠીંગણા શાહ-જાદાની તારીફ કરવા લાગ્યા; પણ તેના ભાઈઓના દીલમાં શળ ઉભું થયું.

ઉપલો બનાવ બન્યા પછી અમે સાંભળ્યું છે કે, એક બળવાન શત્રુએ બાદશાહપર ચઢાઈ કરી હતી; તે સમયે યુદ્ધભૂમિમાં આ નવ-જવાન શાહજાદાએ પોતાના અશ્વને સર્વથી પ્રથમ શત્રુસૈન્યમાં આગળ વધારી વીરહાક મારી કહ્યું હતું કે, "હું યુદ્ધમાં પીઠ બતાવીને ભાગી-જવાવાળો નથી; પણ રક્તમાં સ્નાન કરી શિર આપવાવાળો છું. જે માણસ યુદ્ધમાં ઉતરે છે તે પોતાના જાનને શરતમાં મૂકે છે અને જે નાસી છૂટે છે તે નાહક પોતાના સૈન્યનું ખૂન કરાવી મોટો પાપી બને છે."

આટલું કહી તેણે દુસ્મનપર હૂમલો કર્યો અને તેના મોટા મોટા નામાં-કિત યોદ્ધાઓ ઉપર જીત મેળવી. આ પછી તે રાજકુમારે પિતા સમક્ષ જઇ પ્રણામ કરીને કહ્યું કે; "આપ મને ઠીંગણો જોઇને મારો તિરસ્કાર કરતા હતા; પરંતુ યુદ્ધના મોખરાપર હું કેવો હોઉં છું તેનો આપે લેશ માત્ર વિચાર કર્યો ન હતો. કહેવાય છે કે એ યુદ્ધ સમયે દુસ્મનનું સૈન્ય

મોટું હતું અને શાહજાદાની પાસે ઘણાજ ઓછા સૈનિક હતા.
l તેમાંથી પણ જ્યારે કેટલાક નાસવા લાગ્યા ત્યારે શાહજાદાએ
રીને કહ્યું;–" યારો ! મરદની માફક યુદ્ધ કરો કે જેથી સ્ત્રીઓનાં
ધારણ ન કરવાં પડે ! " આ વચનથી આ સિપાહીઓને શૂર ચઢ્યું
તેમણે અતિ બહાદૂરીપૂર્વક શત્રુપર આક્રમણ કરી જીત મેળવી."
ાહે શાહજાદાનાં મસ્તક અને નેત્રને ચૂમી તેને હૃદય સરસો ચાંપ્યો
ત્યાર પછી દિન પ્રતિદિન તેના પરનો પ્રેમ વધતો ગયો. છેવટે બાદ-
તેને પોતાનો વારસ બનાવ્યો. આથી તેના ભાઇઓ ઇર્ષાથી બળવા
l અને તેમણે એક દિવસે તેના ભોજનમાં ઝેર મેળવી દીધું:
તેમની બહેન બારીમાંથી આ પ્રપંચ નિહાળી રહી હતી. શાહ-
એ મુખમાં મૂકવા માટે ગ્રાસ ઉઠાવ્યો કે તરતજ શાહજાદીએ બારીનું
નું ખખડાવ્યું અને શાહજાદાની નજર તેના તરફ જતાંજ ઇશારો
તરતજ શાહજાદાએ તે ઇશારો સમજી જઇ ગ્રાસ છોડી દઇને
– બુદ્ધિશાળી માણસો આવી રીતે માર્યા જશે તોપણ બેવકૂફોથી
તેની ખોટ પુરાવાની નથી. પૃથ્વીપર ગરૂડની હયાતી ન હોય તેથી
ઘુવડને કોઇ શ્રેષ્ઠ ગણવાનું નથી. "

પછી બાદશાહને આ વાતની ખબર પડતાં તરતજ તેમણે તે અદેખા
ને ઘટતી શિક્ષા કરી. વાત ખરી છે કે, **એક કામળપર દસ**
**ર ખુશીથી સુઈ શકશે, પણ એક બાદશાહતમાં બે બાદશાહ**
**રહી શકે.**

**એક ફકીર પોતા પાસેની એક રોટીમાંથી પણ અર્ધી રોટી**
**એક દીન દુ:ખીને આપી શકશે; પણ એક બાદશાહ તો પોતાના**
**માં એક આખા દેશની બાદશાહત છતાં પણ તે અન્ય**
**ી બાદશાહત મેળવવા ઇચ્છશે.** આ વાત પણ એટલીજ ખરી
" ઝાઝો લોભ તે પાપનું મૂળ. " તેમ છેવટે લોભનું ફળ ખરાબજ
છે અને જે માણસ નિર્ધન છતાં પણ ઉદાર મનનો હોય છે.

અથવા દેખાવમાં બેડોળ છતાં પણ જે સદ્‌ગુણી હોય છે તે તત્કાળમાં દુઃખી થાય તોપણ છેવટે તેનું ભલુંજ થાય છે.

## પુષ્પ-૪ થું.

મેં અગૂલમશની દેવડીપર એક સૈનિકના છોકરાને જોયો હતો. તે એટલો બુદ્ધિમાન અને સમજુ હતો કે જેનું વર્ણન થઇ શકે તેમ નથી. તેના બાલપણમાંથીજ ઉચ્ચ પંક્તિની યોગ્યતાનાં ચિન્હ દષ્ટિએ પડવા લાગ્યાં હતાં. બુદ્ધિબળથી તેના સૌભાગ્યનો સિતારો તેના લલાટપર ઝળકી રહ્યો હતો. થોડાજ સમયમાં તે પોતાની સુંદરતા અને તીવ્ર બુદ્ધિના યોગે બાદશાહનો કૃપાપાત્ર બની ગયો. તેના સોબતીઓ તેના ઉત્કર્ષથી બળવા લાગ્યા. તેમણે તેના ઉપર બેઇમાનીનો જૂઠ્ઠો આરોપ મૂક્યો, પણ તેમાં તેઓ ફાવ્યા નહિ. બાદશાહે તે છોકરાને પૂછયું: " એ લોકો તારી સાથે દુશ્મનાવટ કેમ રાખે છે ? " છોકરાએ જવાબ આપ્યો: " જગતરક્ષક ! આપની છાયામાં આવીને બીજા સર્વને મેં સંતોષ આપ્યો છે; પણ બીજાનું ભલું જોઇને બળવાનોજ જેમનો સ્વભાવ છે તેમને હું કોઇપણ રીતે સંતોષી નથી કરી શક્યો. જયાંસુધી ભાગ્યદેવી મારાપર નહિ રૂઠે ત્યાંસુધી એ લોકો કદી રાજી થવાના નથી. "

**સારાંશ:**—(૧)મનુષ્યની મોટાઇનો આધાર તેની બુદ્ધિપર છે; તેના બહોળા ધન કે મોટી ઉમ્મરપર નહિ. (૨)અન્યની ઉન્નતિ જોઇને અદેખા-ઇની આગમાં બળતો પુરુષ વૃથા પોતાની કાયાની ખાક્ બનાવે છે. જ્યાં સુધી માલીક મહેરબાન છે, જ્યાંસુધી સૌભાગ્યસૂર્યનો અસ્તકાળ આવ્યો નથી ત્યાંસુધી તેનો નાશ કરવાની હજારો કોશીશ કરવા છતાં તે નિષ્ફળજ જાય છે, છતાંપણુ જેનો સ્વભાવજ એ રોગનો ભોગ થઈ પડયોછે તે પ્રાણુની સાથેજ જાય છે.

## પુષ્પ–૫ મું.

કહેવામાં આવે છે કે ઇરાનના બાદશાહોમાં એક એવો બાદશાહ થયો હતો કે, જે જબરદસ્તીથી પોતાની પ્રજાનાં ધનમાલ છીનવી લઇને જોરજૂલમ ગુજારતો હતો. તેના અન્યાયોથી લોકો લાચાર બની અન્ય રાજ્યોમાં જઈ વસાયત કરતા હતા. જ્યારે ઘણીખરી પ્રજા રાજ્ય ત્યજી ચાલી ગઇ ત્યારે રાજ્યની આવક ઘટી ગઇ, ખજાનો ખાલી થઇ ગયો અને બળવાન શત્રુઓએ ચડાઈ કરીને બાદશાહને ચોતરફથી ઘેરી લીધો.

એક દિવસ લોકો બાદશાહની આગળ શાહનામામાંથી જહાક અને ફરીદૂંનના રાજ્યપતનનું પ્રકરણ વાંચતા હતા, તે વખતે વજીરે બાદશાહને પૂછ્યું: "ફરીદૂંનની પાસે નહતું ધન, નહતી સેના કે નહતો દેશ; તો એને રાજ્ય શી રીતે મળ્યું ?" બાદશાહે ઉત્તર આપ્યો: "લોકો તેની સાથે મળી ગયા અને તેમના બળથી તેણે રાજ્ય પ્રાપ્ત કર્યું."

વજીરે ફરી કહ્યું: "જ્યારે આપ જાણો છો કે લોકોને એકત્ર કરવાથીજ રાજ્ય બનેછે, તો રાજ્યની ઇચ્છા રાખવા છતાં આપ તેમને કેમ નસાડી મૂકો છો ? પ્રાણને જોખમમાં નાખીને પણ પ્રજાને ખુશી રાખવી એજ ઉચિત છે; કેમકે "પ્રજા" એજ રાજાનું બળ છે." બાદશાહે પૂછ્યું; "સૈન્ય અને પ્રજાનો સંગ્રહ કરવા માટે શી તદબીર કરવાની જરૂર છે ?" વજીરે ઉત્તર આપ્યો: "નામવરે ઇન્સાફી બનવાની આવશ્યકતા છે કે જેથી પ્રજા આપના રક્ષણમાં રહેવા આવે અને સાથે સાથે દયાળુ બનવાની પણ જરૂર છે કે જેથી લોકો સુખશાંતિ ભોગવી શકે; પરંતુ એમાંનો એક ગુણ આપની પાસે નથી. જેમ વરૂ ભરવાડનું કાર્ય નથી કરી શકતો તેમ જાલીમ મનુષ્ય બાદશાહત નથી કરી શકતો. જૂલમી રાજા પોતાને હાથેજ પોતાના રાજ્યનો પાયો ખણી નાખેછે." બાદશાહ વજીરની શિખામણથી ચીડાઇ જઇને વજીરને તેના હાથ પગ બંધાવી તુરંગમાં મોકલી દીધો. આ બનાવ બને કેટલાક દિવસ થઇ ગયા પછી બાદશાહના

પીત્રાઇ ભાઈઓ બાદશાહતનો દાવો કરવા લાગ્યા. જેઓ બાદશાહના જૂલમથી પીડાઇ રહ્યા હતા, તેઓએ તેમને મળી જઈ સહાયતા આપી. પરિણામ એ આવ્યું કે, બાદશાહની સત્તામાંથી રાજ્ય છટકી ગયું.

**સારાંશ:**—જે રાજા પ્રજાવત્સલ અને ન્યાયપ્રિય બને છે, પોતાની પ્રજાના દુઃખને પોતાનું દુઃખ અને તેના સુખમાંજ પોતાનું સુખ સમજે છે; તેનુંજ રાજ્ય અચળ રહે છે. જે રાજા પ્રજાને દુઃખ દે છે: તે રાજાથી પ્રજા અપ્રસન્ન બની તેનું રાજ્ય ઉખડી ગયા વગર નથી રહેતું. કેમકે:—

**પ્રજાથીજ રાજ્ય છે. પ્રજા ન હોય તો રાજ્ય શાનું ?**

પ્રજાને નારાજ કરી સત્તાના બળથી રાજ્ય કરવાવાળાનું રાજ્ય વાદળની છાયા અથવા રેતીની દિવાલ સમાન છે.

---

## પુષ્પ—૬ ઠું.

ઇરાનનો એક બાદશાહ વૃદ્ધાવસ્થામાં માંદો પડ્યો અને તેના જીવવાની કાંઇ પણ આશા ન રહી. એવા સમયે રાજમહેલ તરફ સ્વાર આવી પહોંચ્યો અને કહેવા લાગ્યો કે: -" હજુરની કૃપાથી અમુક કિલ્લો સ્વાધીન કરી લઇ શત્રુઓને કેદ કર્યા છે અને ત્યાંની સેના તથા પ્રજાએ આપની તાબેદારી સ્વીકારી છે." બાદશાહે આ ખબર સાંભળી ઠંડો શ્વાસ ખેંચી કહ્યું: " એ ખબર મારે માટે નહિ પણ મારી પાછળ મારા રાજ્યના માલીક થનારા મારા શત્રુઓ માટે છે. મેં મારૂં અમૂલ્ય જીવન મારી વિષયવાસનાઓને પૂર્ણ કરવા પાછળ વૃથાજ ખોયું છે: પણ હવે રાંડ્યા પછીનું ડહાપણ શા ખપનું ? હવે તો મોતનીજ નોબત વાગી રહી છે. માટે અયે આંખો ! તમે મારા શિરથી વીખૂટી પડો ! અયે હસ્ત અને હથેલીયો ! તમે પણ એક બીજાની વિદાય લઇ લો ! મારા મનોરથના શત્રુરૂપી કાળ દેવતાએ મને પુરેપુરો જકડી લીધો છે.

હે મિત્રો ! મારૂં બધું જીવન મૂર્ખતામાંજ ગયું. મેં મારા કર્તવ્યનું પાલન નથી કર્યું. મારૂં અનુકરણ રખે કોઈ કરતા. ”

**સારાંશઃ**—સંસારમાં ગમે તે તરફ નજર કરશો તો જણાશે કે પ્રત્યેક પ્રાણી આ સંસારને લગતી કોઇને કોઇ આશા અને તૃષ્ણામાં ગારત થઇ રહેલો છે. કોઇ પોતાના રાજ્યની વૃદ્ધિ કરવા ચાહે છે, કોઈ હાથી, ઘોડા કે રથની સ્વારી ઇચ્છે છે અને કોઇ વૈરાજદરબારી માનપાન મેળવવા ધારે છે; પણ એકાદ ઇચ્છા પુરી થઇ ન થઇ એટલામાંજ બીજી વધારે મોટી ઇચ્છા ખડી થઈ રહે છે ! આ રીતે આશા અને તૃષ્ણાના ફંદામાં ફસાઇને માણસ પોતાના અતિ અમૂલ્ય અને દેવ દુર્લભ જીવનને બરબાદ કરે છે. છેવટે **માણસના શરીરનો અંત આવી જાય છે, પણ તેની ઇચ્છાઓનો અંત આવતો નથી;** માટે બુદ્ધિશાળી માણસોએ એકપછી એક ઉપજ્યા કરનારી વિષયવાસનાઓના ચક્કરમાં પડી અમૂલ્ય જીવનને મિથ્યા નહિ ગુમાવતાં સદાસર્વદા નીતિ, પરોપકાર અને પ્રભુપરાયણ રહીને તે પરમાત્માનાં સત્યસુખમય ચરણની પ્રાપ્તિ સત્વર થાય તેમજ કરવું જોઈએ.

## પુષ્પ–૭ મું.

એક સમયે હું દમાસ્કસની મોટી મસજીદમાં હઝરત ઓલીયાની કબરના સિરાના તરફ બેઠો હતો; તેવામાં અન્યાયને માટે પ્રસિદ્ધ થયેલો એક અરબ બાદશાહ ત્યાં યાત્રા માટે આવી ચઢ્યો. તેણે તે ઓલીયાની પૂજા અને ધ્યાન ધર્યા પછી કહ્યું: “ રંક અને રાય સર્વ આપના દાસ છે અને જેમની પાસે સત્તા સંપત્તિ પુષ્કળ હોય છે તેમના ઉપર આફતો પણ વધારે મોટી આવે છે અને તેમની ઇચ્છાઓ પણ વધારે મોટી હોયછે.”

પછીથી તેણે મારી તરફ જોઇને કહ્યું: “ ફકીરો ઇશ્વરના સાચા અને પાકા ભક્ત હોય છે. આપ મારે માટે પ્રભુ પ્રત્યે પ્રાર્થના કરો;

કેમકે મને એક બળવાન શત્રુનો ભય છે. " મેં જવાબ આપ્યોઃ—

**" તમારા કરતાં જે નિર્બળ હોય તેનાપર તમે જો દયા દાખવશો, તો પછી તે બળવાન શત્રુ તમને કષ્ટ નહિ આપી શકે."**

નિર્બળ અને રક્ષણમાં મૂકાયલી પ્રજાને રાજાએ બાહુબળથી દબાવવી એ પરમાત્માનો સર્વથી મોટો અપરાધ છે.જે રાજા પોતાની પ્રજા સાથે મળીને રહેતો નથી તે સદા ભયભિતજ રહે છે. **જે બદીનું બીજ વાવીને નેકીના ફળની આશા રાખે છે તે મોટી ભૂલ કરે છે.**

## પુષ્પ–૮ મું.

એક જાલીમ બાદશાહે કોઈ ધર્મપરાયણ માણસને પૂછ્યું કે; " કેવા પ્રકારની ઉપાસના કરવાથી મને વધારે પુણ્ય મળે ? " તેણે જવાબ આપ્યોઃ " બપોરસુધી ઈશ્વર તમને ઉંઘેલા રાખે, એવી પ્રાર્થના કરો; કેમકે તમે જેટલો કાળ ઉંઘમાં હશો, તેટલો કાળ લોકો તમારા જૂલમથી બચેલા રહેશે. "

## પુષ્પ–૯ મું.

મેં એક બાદશાહ વિષે સાંભળ્યું છે કે એક રાત્રે તેણે ખૂબ સારું સારું ખાધું તથા ખૂબ દારૂ પીધો; અને જ્યારે તેને ખૂબ નિશો ચડયો ત્યારે તે મોજમાં આવી જઇ કહેવા લાગ્યો કે; " મારા આખા જીવનમાં આજના જેવી મઝા મને કદી મળી નથી. " એક ભિખારી નીચે ઓટલાપર સુતો હતો તેણે બાદશાહની ઉપલી વાત સાંભળી અને તેના નિશાનો લાભ લેવાના ઇરાદાથી તે ભિખારીએ કહ્યું: " અય બાદશાહ ! ખરેખર જગતમાં તમારા જેવું સુખી કોઇ નથી અને તમારા જેવું બલવાન પણ કોઇ નથી; પરંતુ શું અમો દીનદુઃખીઓ તરફ આપે

ઉદાર ન થવું જોઇએ ? " નિશાની લહેરમાં ચડેલો બાદશાહ એ વાત સાંભળીને બહુજ પ્રસન્ન થયો અને તરતજ તેણે એક હજાર મહોરોની કોથળી કાઢીને કહ્યું કે, અય ફકીર ! લુગડાનો ખોળો ધર. ભિખારીએ કહ્યું: " મારી પાસે કપડુંજ નથી ત્યાં ખોળો શાનો ધરૂં ? " આથી બાદશાહે મહોરોની સાથે એક કપડું પણ તેને આપી દીધું.

થોડાજ દિવસમાં પેલો ઉડાઉ ભિખારી બધું નાણું મોજશોખમાં ઉડાવી દઇને પાછો માગવા આવ્યો. ઠીકજ કહ્યું છે કે;—

**ઉડાઉના હાથમાં તેમજ દયાળુ પરોપકારી માણસના હાથમાં ધન નથી ટકતું, આસકતના દિલમાં સબુરી નથી રહેતી અને ચાળણીમાં પાણી નથી ટકતું.**

એક સમયે જ્યારે બાદશાહને ઉપલા માણસનો ખ્યાલ પણ ન હતો, ત્યારે બાદશાહના એક માણસે તે ભિખારીની માગણીની વાત કહાડી. બાદશાહે આથી બહુ નારાજ થઇને તે માણસ તરફથી પોતાનું મુખ ફેરવી લીધું. આવાજ પ્રસંગને લઇને એક બુદ્ધિમાને કહ્યું છે કેઃ– બાદશાહો સાથે તેમના મદદગારોએ દરેક જરૂરી વાત કરવી જોઇએ, પણ તે સમય જોઇનેજ કરવી જોઇએ; કેમકે બાદશાહનું ધ્યાન મોટે ભાગે રાજ્યની અનેક જરૂરી બાબતોમાં રોકાયેલું રહે છે, માટે એવા વખતમાં જેઓ બીજીજ વાત છેડીને તેમના ધ્યાનમાં વિઘ્ન નાખે છે તેમનાપર તે નારાજ થઇ જાય છે.

બાદશાહે તેજ વખતે ફરમાવી દીધું કે: " તે ઉડાઉ બેઅદબ માણસને કહાડી મૂકો. એટલું બધું ધન તેણે વાતની વાતમાં ઉડાવી દીધું. રાજ્યનો ખજાનો ગરીબોની સહાય માટે છે, શેતાનોની ઉજાણી માટે નથી."

આ સર્વ હકીકત જોઇને એક બુદ્ધિમાન રાજમંત્રીએ કહ્યું: "જહાંપનાહ ! આવા પ્રકારના માણસોની સહાયતા માટે એક એવી રકમ મુકરર થવી જોઇએ કે જે રકમથી તેઓ ઉડાઉ ન બની શકે; પરંતુ આપે એવા લોકો તરફ બીલકુલ અલક્ષ કરવાનું ફરમાવ્યું તે સાચી ઉદારતાના

સિદ્ધાંતથી વિરૂદ્ધ છે. **એક વખતે દયા કરીને ખુબ આપી દેવું અને બીજી વખત તેને તદ્દનજ ના કહી દેવી એ સારૂં નથી.** લોકોને બાદશાહ પોતાની પાસે આવવા દેતો નથી; પણ જ્યારે તેની સખાવતનો દરવાજો ખુલી જાયછે ત્યારે પછી તે તેને એકાએક બંધ પણ નથી કરી શકતો. સમુદ્ર ગમે તેટલો મોટો છતાં તૃષાતુર માણસ કદી પણ તેને કિનારે નથી જતો. જ્યાં નાનું સરખું પણ મીઠા પાણીનું ઝરણું હોય છે ત્યાંજ મનુષ્ય, પશુ, પક્ષી વગેરે સર્વ પોતાની તૃષા છીપાવવાને જાયછે. ''

આ કહાણીમાંથી અનેક શિખામણો મળે છે. ( ૧ ) મનુષ્યે પોતાનાજ સુખમાં મસ્ત ન રહેતાં દીનદુ:ખીઓની પણ ખબર રાખવી જોઇએ તથા તેમના કષ્ટનું નિવારણ કરવું જોઇએ. ( ૨ ) બાદશાહો તેમજ ઉચ્ચ દરજ્જાવાળા માણસો સાથે સમય જોઇનેજ વાત કરવી જોઇએ. ગમે તે વખતે ગમે તે વાત કહાડી બેસવાથી વાત વૃથા જઇને વખતે પરિણામ વિપરીત પણ આવે છે. ( ૩ ) મનુષ્યે સમજી વિચારીનેજ ખર્ચ કરવો જોઇએ. ઉડાઉપણે ખર્ચ કરનાર આખરે દુ:ખીજ થાય છે. ( ૪ ) દાનની પરંપરા સદા જારીજ રાખવી જોઇએ અને તેનો એવો પ્રબંધ કરવો જોઇએ કે જેથી ખરેખરા દીન દુ:ખીઓનેજ સહાયતા પહોંચે.



## પુષ્પ-૧૦ મું.

એક બાદશાહ પોતાના રાજ્યના રક્ષણ તરફ બિલકુલ ધ્યાન રાખતો નહતો. એટલા સુધી કે પોતાના સૈનિકો તથા અમલદારોનો પગાર પણ આપતો નહતો. સૈનિકોને એ વાતથી એટલું કષ્ટ થયું કે બાદશાહપર એકવાર કોઇએક શત્રુ ચડી આવતાં તેમણે રાજા તરફથી લડવાને ના પાડી અને નોકરી છોડી દીધી. આવી રીતે નોકરી છોડી દેનારાઓમાં એક મારો ખાસ મિત્ર હતો. મેં તેને ધિક્કાર આપીને કહ્યું: " એક સામાન્ય વાતને માટે પોતાના એક પુરાણા માલીકના અનેક વર્ષોના ઉપકારને

બિલકુલ ભૂલી જઇ વિપદને વખતે તેનો સંગ ત્યજી દેવો; એ તો બહુજ નીચતા, બદનામી અને કૃતઘ્નતાનું કામ છે."

તેણે ઉત્તર આપ્યો: આપ જો પુરેપુરી હકીકત સાંભળશો તો મને દોષ નહિ આપો. મારો ઘોડો દાણા વિના મરવાની અણી પર આવી ગયો હતો. તેના ઉપર બાંધવાનું કપડું ફાટીને છેક ખરાબ થઇ ગયું હતું; એવી હાલત છતાં પણ શાહજાદાએ લોભને લીધે સિપાઇઓનો પગાર રોકી રાખ્યો હતો. કહો ભલા, આવા સંયોગોમાં માલિકને માટે પોતાનો પ્રાણ આપવાને અમે કયાંથી તૈયાર હોઇએ ?"

**સારાંશ:**—પોતાના સૈનિકો તથા નોકરોનો પગાર જરા પણ અગવડ સિવાય યથાસમય અપાયા કરવો જોઇએ; અને એમ ન કરવાથી તેઓ માલિકનું કામ કરવામાં મોળા પડતા ચાલે છે અને બીજે ઠેકાણે નોકરી મેળવવાની તજવીજમાં રહી યોગ મળતાં ચાલ્યા જાય છે. યોદ્ધાઓનું પેટ ભરેલું રહેવાથી તેઓ બહુ ધિરજથી યુદ્ધ કરે છે અને ભૂખ્યા પેટવાળાઓ જલદી રણમાંથી પીઠ ફેરવી ભાગી જાય છે.

## પુષ્પ-૧૧ મું.

એક વજીરની નોકરી છૂટી જવાથી તે સાધુઓના એક મંડળમાં જઈ રહ્યો. મહાત્માઓની સંગતથી તેના હૃદયને ઘણી શાંતિ પ્રાપ્ત થઈ. કેટલાક સમયે પાછી તેનાપર બાદશાહની કૃપાદૃષ્ટિ થઇ અને તેણે પુનઃ તેને વજીરાત કરવાની આજ્ઞા કરી; પરંતુ વજીરે ઉપકાર સાથે તે આજ્ઞાનો અસ્વીકાર કરી કહ્યું કે;—" સાંસારિક કામોમાં જોડાઇ રહેવા કરતાં તેનાથી દૂર રહેવું એજ હવે મારે માટે અધિક સુખકર છે. મને હવે અનુભવસિદ્ધ થયું છે કે, જેઓ સંસારની માયા મમતા ત્યજી એકાંતમાં રહી ઇશ્વિરપરાયણ બને છે તેઓજ બહારની સત્તા સંપત્તિવાળાઓની અપેક્ષાએ ખરા નિર્ભય, સંપત્તિવાન, સ્વતંત્ર અને સુખી છે." બાદશાહે

કહ્યું: " રાજ્યશાસન માટે તમારા જેવા યોગ્ય મનુષ્યની મને બહુજ જરૂર છે." વજીરને પોતાની વજીરાતનો અનુભવ ધ્યાનમાંજ હતો; એટલે એના ઉત્તરમાં પણ તેણે ડોકુંજ ધૂણાવ્યું.

**સારાંશ:**-જેનું ચિત્ત એકાંતિક પ્રભુપરાયણતામાં રસ લઇ શકતું હોય તેવાને માટે બહારની ગમે તેવી સત્તા કે સંપત્તિ અંતરાયરૂપજ છે, માટે પ્રભુ પ્રાપ્તિની ઇચ્છાવાળાએ આવા પ્રલોભનોથી જરા પણ ડગવું જોઇએ નહિ. વળી તેમાં પણ પૂર્ણ મુખ્ત્યારીવાળા રાજાની નોકરીમાં તો મોટુંજ જોખમ રહેલું છે. આ વિષયમાં એક શિયાળની નીચલી વાતચીત બહુ જાણવા જેવી છે.

એકવાર લોકોએ એક શિયાળને પૂછ્યું કે, "આ સ્થળે સિંહનો નિવાસ છતાં તમે શા માટે આ જંગલ છોડી જતા નથી ?"

શિયાળે કહ્યું: " તેનું કારણ એ છે કે તેણે કરેલા શિકારનો વધ્યો ઘટ્યો ભાગ મને વખતોવખત મળ્યા કરે છે; તેમજ સિંહરાજની છાયામાં રહેવાથી બીજાં સામાન્ય હિંસક પ્રાણીઓ કે જે મારા જેવા માટે અત્યંત ભયકારક છે, તે આ તરફ આવી શકતાં નથી અને મારૂં અનિષ્ઠ કરી શકતાં નથી." લોકોએ પૂછ્યું: " જ્યારે તમે તેના શરણમાં રહો છો અને કૃતજ્ઞતાપૂર્વક તેના ઉપકારનો સ્વીકાર કરો છો, ત્યારે તેની તદ્દન નજીકમાંજ જઈ રહો તો કેવું સારૂં ? તમારા જેવા ચપળ પ્રાણીને તો તે જરૂર પોતાનો મંત્રીજ બનાવી દે. " શિયાળે કહ્યું; "પણ એનો બીજાજ એવો આકરો છે કે તેની સમીપમાં જવામાં છેવટે હું મારૂં કલ્યાણ સમજતો નથી. અગ્નિપૂજક સો વર્ષ સુધી આગને સચેત રાખી રહ્યો હોય તોપણ જો તે એક ક્ષણને માટેજ તેમાં પડી જાય તો બળીમર્યા વિના રહે નહિ."

**સારાંશ કે:**-રાજા અને અગ્નિ બેઉને સરખા જાણવા. રાજમંત્રી રાજા પાસેથી પુષ્કળ ધનમાલ પ્રાપ્ત કરે છે; પરંતુ કોઇવાર તેને એજ રાજાની આજ્ઞાથી પોતાનું માથું સુદ્ધાં ખોવું પડે છે. માટેજ

બુદ્ધિમાનોએ કહ્યું છે કે, રાજાઓનો સહવાસ બહુજ સાવધાનતાથી સેવવા જેવો છે; કેમકે તેઓ કોઇવાર નમન કરવાથી પણ અપ્રસન્ન બની જાય છે અને કોઇવાર ગાલી પ્રદાનથી પણ પ્રસન્ન થઇ સન્માન કરે છે. રાજસેવા અને નગ્ન તલવારની ધારપર ચાલવું એ બન્નેને સરખાં કહ્યાં છે; તેનું પણ એજ કારણ છે.

## પુષ્પ-૧૨ મું.

એકવાર મારા એક મિત્રે પોતાની દુર્દશા વર્ણવતાં મને કહ્યું કે, " મારૂં કુટુંબ બહુ મોટું છે અને મારી પાસે તેમનું પાલન કરવા જેટલું ધનધાન્ય નથી. આ દરિદ્રતાનો બોજો એવો અસહ્ય થઇ પડ્યો છે કે રોજ જેટલું કમાઇ શકું છું તેટલું ખર્ચાઇ જઇને કશુંય બચવા પામતું નથી. આપ જાણો છો કે, હું ગણિતશાસ્ત્રમાં થોડો ઘણો હોશિયાર છું. જો આપની કૃપા અને પ્રયત્નથી મને કોઈ ધંધો મળી જશે તો મારૂં આ સર્વ દુ:ખ ટળી જશે અને જીવન પર્યંત હું આપનો ઋણી રહીશ." મેં કહ્યું: " ભાઈ, દુ:ખની વાત એ છે કે, રાજાઓની નોકરીમાં બે વાત રહેલી છે. એક તો ધન ભેગું કરવાની આશા અને બીજી જીવ ખોવાનો ભય. ધન સંઘરવાના લોભમાં પડી પોતાના જીવનને સંકટમાં હોમવું એ વિદ્વાનોના મતથી વિરૂદ્ધ છે. " તેણે ઉત્તર આપ્યો: " એ વાત મારી અવસ્થા સાથે બિલકુલ મેળ ખાતી નથી. આપે મારા પ્રશ્નનો ઠીક ઉત્તર નથી આપ્યો. શું આપે નથી સાંભળ્યું કે "સાચને આંચ નથી." મહાત્માઓએ કહ્યું છે કે, ચાર પ્રકારના માણસ અન્ય ચાર પ્રકારના માણસથી ઘણુા ડરે છે. અત્યાચારી રાજાથી, ચોર ચોકીદારથી, વ્યભિચારી ચૂગલખોરથી અને વેશ્યા ફોજદારથી; પરંતુ જે માણસનું મન સાફ છે તેને એમાંના કોઇનો પણ શો ભય છે ? **ધોબીના હાથે પત્થરપર ઝીકાવાનો ભય મલીન વસ્ત્રોને રહે છે, સ્વચ્છને નહિ.** જે રહેણીકરણીમાં સ્વચ્છ છે તેને કોઇનોએ ડર નથી. "

મેં ઉત્તર આપ્યો: " તારી દશા સાથે એક શિયાળની વાત બહુ મળતી આવે છે. એક શિયાળને જીવ લઇને નાસતો જોઇ કોઇએ પૂછ્યું કે, તારાપર તે વળી એવી શી આફત આવી છે કે આમ ભયભીત થઇ નાસી જાય છે ? " શિયાળે કહ્યું: "મેં સાંભળ્યું છે કે લોકો ઉંટને મજૂરીએ પકડી જાય છે." પેલાએ પૂછ્યું: " અરે મૂર્ખ ! ઉંટની સાથે તારો શો સંબંધ ? તારી અને તેની બરાબરી શી રીતે થઇ શકે ?" તેણે ઉતર આપ્યો: " ધારો કે કોઈ દુષ્ટ મને ફસાવવાના ઇરાદાથી મનેજ ઉંટ કહી દે અને હું વેઠમાં પકડાઇ જાઉં તો મારી તપાસ કરીને અથવા તો મારા તરફથી વકીલાત કરીને મને કોણ છોડાવે તેમ છે? રાજદરબારમાં રહેનાર ગમે તેટલો સાચો રહે, પણ તેનું એ સાચાપણુંજ તેને માટે અનેક શત્રુઓને ઉભા કરે છે. વિચાર કર કે તેવો કોઈ માણુસ તારા સારા વર્તનને પણ ખરાબ સાબીત કરી આપે, બાદશાહ તારાપર નાખુશ થઇ જાય અને તું તેના ક્રોધાગ્નિનો ભોગ થઈ પડે તો પછી તારી વહારે કોણ ચડે તેમ છે ? માટે એ લાલચ ત્યજી દઈ દરબારમાં હોદ્દો મેળવવાના વિચારોનો તું ત્યાગ કરે તો ઘણુંજ સારૂં. મહાપુરૂષોએ કહ્યું છે કે, " સમુદ્રમાં અસંખ્ય મોતી હોય છે; પરંતુ તેના લોભમાં સમુદ્રમાં કૂદી જીવનું જોખમ વહોરવા કરતાં બહારના પ્રદેશોમાંજ કોશીશ કરો. " માટે હે મિત્ર ! તમે પણ લોભ અને રાજ્યના હોદ્દાની વાત જવા દઇ બીજી રીતેજ પ્રયત્ન કરતા રહો. " મારો મિત્ર આવી વાત સાંભળી ઘણોજ નારાજ થયો અને મારા તરફ ક્રોધ કરી ચીડાઇને બોલ્યો: " એમાં તમે બુદ્ધિયુકત, કાર્યસાધક અને ઉત્સાહજનક શી વાત કહી ? મહાત્માઓએ કહ્યું છે કે " જેઓ સંપત્તિના સમયમાં પ્રેમ અને ભ્રાતૃભાવ દર્શાવે છે તેમને મિત્ર ન માનો. ખરો મિત્ર તો તેજ છે કે જે આપત્તિના સમયે કામ આવે છે. + "

મેં જોયું કે એનું ચિત્ત ઉશ્કેરાયલું છે અને મારા કહેવાને

+ ધીરજ ધર્મ મિત્ર અરૂ નારી, આપદ કાલ પરખિહુ ચારી."તુલસી"

તે એમજ સમજ્યો છે કે, હું તેને સહાય આપવા ઇચ્છતો નથી. **આથી હું માલગુજારીના હાકેમ પાસે ગયો; એની સાથે મારે દોસ્તી** હોવાથી મેં તેને બધી વાત કહી સંભળાવી. મારી ભલામણથી તેણે મારા દોસ્તને એક સાધારણ નોકરી આપી. થોડાજ સમયમાં તેના સદાચરણની અને પ્રમાણિકતાની પ્રશંસા થવા લાગી. તેની પદવી વધતી ચાલી અને દિવસ ફરી ગયો. તેના ભાગ્યનો સિતારો એટલો ઉંચો ચઢ્યો કે તેને ખૂબ ધન મળવા ઉપરાંત તે ખુદ બાદશાહનો પણ કૃપાપાત્ર બની રહ્યો. લોકો ચોતરફથી તેનાં વખાણ કરવા લાગ્યા અને મોટા મોટા માણસોમાં એનું માન સન્માન વધી ગયું. મને એની ઇચ્છા ફલીભૂત થયેલી જોઇને અતિ આનંદ થયો; પરંતુ રાજાની અને લક્ષ્મીની કૃપાના અસ્થાયીપણાની મને ખબર હોવાથી મારા મનને એથી ઉંડો સંતોષ થયો નહિ. મેં મારા મનવડેજ એને કહી દીધું કે, “ હે મુશીબતમાં ફસાયેલા મિત્ર ! આફત આવતાં ગભરાતો નહિ, કેમકે પ્રભુ દયાળુ છે. વળી તકદીરની ચંચલતાનો શોચ ન કરતો, કેમકે ધૈર્યનો વેલો બહુ કડવા હોય છે; પણ તેને ફળ તેટલાં જ મીઠાં આવે છે. ”

એજ અરસામાં દૈવયોગે હું મારા મિત્રોની સાથે મક્કાની યાત્રા કરવા ચાલ્યો ગયો. જ્યારે હું એ યાત્રા કરી પાછો ફર્યો ત્યારે મારો તે મિત્ર બે દિવસનો માર્ગ ચાલી મને સામો આવી મળ્યો. એ સમયે તેણે ફકીરો જેવાં કપડાં પહેરેલાં હતાં અને તે ભારે સંકટમાં હતો. મેં તેની એવી દશા થવાનું કારણ પૂછતાં તેણે કહ્યું: “ આપે કહ્યું હતું તેવુંજ થયું. કેટલાકોએ અદેખાઇથી મારાપર જૂઠા આક્ષેપ મૂકયા અને બાદશાહે તપાસ કરવા જેટલી પણ તસ્દી ન લીધી. મારા જુના સંબંધીઓ અને મિત્રો સર્વ બાજુ થઇ ગયા અને મને આશ્વાસન સરખું પણ આપ્યું નહિ. **જ્યારે કોઇ માણસ આપત્તિમાં આવે છે ત્યારે આખી દુનિયા તેને ટપલાજ મારવા લાગે છે.** તાત્પર્ય એ છે કે, હું અત્યાર

સુધી બંધીખાને પુરાઇ દુઃખ અને કલેશથી દબાઇ રહ્યો હતો. આ અઠવાડીયામાં એક ખુશાલી ભર્યો પ્રસંગ બનવાથી મને કેદખાનામાંથી છોડી મૂકવામાં આવ્યો છે; પરંતુ મારી થોડીઘણી જે પ્રથમની વડિલોપાર્જીત સંપત્તિ હતી તે પણ સરકારે જપ્ત કરી લીધી છે. " મેં ઉત્તર આપ્યો: " મેં તો તને પ્રથમથીજ કહ્યું હતું કે, બાદશાહોની નોકરી દરીયાઈ સફરની માફક લાભદાયક નીવડે છે; પરંતુ તેની સાથે તેમાં જોખમ પણ પુરેપુરૂં હોય છે. દરીયાઇ સોદાગર કાંતો સુવર્ણની થેલીઓ લઇને ઘેર આવે છે કે કાંતો સમુદ્રનાં મોજાં કોઇક દિવસ તેના શબને કિનારે ફેંકી દે છે. " આમ કહ્યા પછી મને તેના ચીરાયેલા ઘાને પહોળો કરી તેપર મીઠું છાંટવું ઠીક નહિ લાગવાથી તેને કેટલીક આશ્વાસન આપનારી પંક્તિઓ સંભળાવી હું ચૂપ રહ્યો.

**સારાંશ:**—માણસે પોતાના હિતચિંતક અને વધુ અનુભવ ધરાવનારા મિત્રની સલાહ અવશ્ય માનવી જોઇએ. પોતાની વાસનાઓને ઓછી કરી થોડાક સુખમાં પણ સંતોષ માનવો જોઇએ. બાદશાહી નોકરી જોઇ વિચારીનેજ કરવી જોઇએ અને બાદશાહની કૃપાને ચિરસ્થાયી ન માનવી કેમકે બાદશાહી દરબારમાં ચાડીયાઓ બળવાન હોય છે અને રાજાએ કાનના કાચા હોય છે.

## પુષ્પ—૧૩ મું.

હું કેટલાક એવા માણસોની સોબતમાં રહ્યા કરતો હતો કે, જેમની ચાલચલગત બહારથી ઘણીજ સારી જણાતી હતી. એક સમૃદ્ધિશાળી પુરુષ આ સર્વ લોકોપર ઘણીજ શ્રદ્ધા રાખતો હતો. તેણે તેમના ભરણ પોષણ માટે અમુક રકમ બાંધી આપી હતી; પરંતુ તેમાંના એક માણસે ફકીરોની જાતિ વિરૂદ્ધ કંઇક એવું કામ કર્યું કે જેથી પેલા સમૃદ્ધિશાળીની શ્રદ્ધા ઉઠી ગઇ અને નિર્મિત રકમ વાંધામાં પડી ગઇ. હું કોઇપણ ઉપાયથી એ જીવિકા પુનઃ ચાલુ કરાવવા ઇચ્છતો હતો

આથી હું તે ગૃહસ્થના નિવાસે ગયો; પરંતુ તેના દરવાને મારૂં અપમાન કર્યું અને મને તેની પાસે પહોંચવા ન દીધો. મોટા માણસોને ત્યાં વિના વસીલે ગરીબ દેખાવનો માણસ જાય તો એવુંજ બને એમ સમજીને એ બનાવથી મેં માઠું લગાડયું નહિ. પછી જ્યારે તે અમીરના મુખ્ય કાર્યવાહકોને એ બાબતની ખબર પડી, ત્યારે તેઓએ મને ઘણા સત્કારપૂર્વક અંદર લઈ જઈ સારા આસનપર બેસાડવા માંડયો: પરંતુ મેં વિનયપૂર્વક નીચેજ બેસી જઈને કહ્યું: " મને ક્ષમા કરશો, હું નીચી પંક્તિનો માણસ છું, મને નોકરોની શ્રેણીમાંજ બેસવા દો. " અમીરે કહ્યું: " આપ એવું શું બોલો છો? આપ જો મારા શિરપર કે આંખોપર બેસો તોપણ ઓછું છે. આપ અમારા પૂજ્ય છો. "

હું તો જ્યાંનો ત્યાંજ બેસી રહ્યો અને અનેક પ્રકારની વાતચિત થઈ રહ્યા પછી જ્યારે મારા મિત્રોની વાત આવી ત્યારે મેં પૂછયું, ' હજૂરે એવો શો દોષ જોયો કે જેથી નામવરને આટલી બધી ઘૃણા નાબેદારો પર આવી ગઈ? કેવળ ઈશ્વરજ એવો દયાશીલ અને મહત્ત્વપૂર્ણ છે કે જે દોષ જોવા છતાં કોઈની રોજી બંધ નથી કરતો. " તે અમીરને મારી વાત સારી લાગી અને તેણે પુનઃ જીવિકા ચાલુ કરી; એટલુંજ નહિ પણ જે કંઇ બાકી હતું તે પણ આપી દેવાની આજ્ઞા કરી. મેં તેની ઉદારતા માટે તેને ધન્યવાદ આપી ત્યાંથી જતી વખતે તેને કહ્યું કે, " મક્કાનું મંદિર લોકોને મનવાંછિત ફળ આપે છે તેથીજ અનેક માણસ ત્યાં જાય છે. જે વૃક્ષપર ફળ આવતું નથી તેનાપર કોઈ પત્થર ફેંકતું નથી. "

**સારાંશ:**–આપણે અપરાધી અને નિરપરાધી બન્નેપર દયાદષ્ટિ રાખવી જોઇએ. જેમ સૂર્ય અને ચંદ્ર, રાજા, તપસ્વી, અપરાધી, નિરપરાધી અને ચંડાલાદિ સર્વ કોઇ પર પોતાનો પ્રકાશ ફેલાવે છે; તેમ આપણે પણ અપરાધી, નિરપરાધી, દીન, દુઃખી વગેરે પર દયાનો પ્રકાશ નાખવો જોઇએ.

## પુષ્પ–૧૪ મું.

કોઇ એક રાજકુમારને પિતાના મૃત્યુ પછી પુષ્કળ ધન મળ્યું, આથી તેણે ઉદાર હાથે પ્રજા તથા સૈન્યમાં બેસુમાર દાન વહેંચ્યું.

સુગંધ માત્ર સાદી અગરબત્તીમાંથી નીકળતી નથી, પણ તેને સળગાવવામાં આવે છે ત્યારેજ તેમાંથી અંબરની મહેક આવવા લાગે છે. જો તમે મોટાઇ ઇચ્છતા હો તો તન, મન અને ધનથી ખૂબ ઉદાર બનો; કેમકે દાણા વાવ્યા સિવાયજ અન્ન પેદા થઇ શકતું નથી.

રાજકુમારની ઉપલી ઉદારતા જોઇને તેના દરબારીઓમાંથી એકે તેને કહ્યું: “ આપના પૂર્વજોએ ભારે જહેમતથી આવો ભારે ખજાનો કોઇ જરૂરના સમય માટે જમાવી રાખ્યો છે, માટે આપે તે આવી રીતે આપી દેવો ઘટે નહિ. આવી રીતે જરૂરના પ્રસંગે ઉપયોગી થનાર ધનને ખોઇ નાખવું યોગ્ય નથી. એને બદલે આપ પ્રત્યેક માણસની પાસેથી એક એક ચાંદીનો દાણો લેશો તો આપને માટે એક મોટો ખજાનો જમા થાય.” આ વાત રાજકુમારના સ્વભાવ વિરૂદ્ધ હોવાથી તે આ સાંભળી ચીડાઇને કહેવા લાગ્યો: “ તે નિત્ય, અનાદિ, અનંત, સર્વશક્તિમાન પ્રભુએ **લોકોને સુખ આપવા સારૂજ મને રાજા બનાવ્યો છે. ખજાનાની ચોકી કરવા માટે નહિ.** હારૂન કે જેની પાસે ચાલીસ મહેલ તદ્દન ધનથી ભરેલા હતા તેનો નાશ થઇ ગયો; પરંતુ નૌશેરવાન્ મરવા છતાં પોતાની કીર્તિ **અમર** કરી ગયો **છે.** × ”

## પુષ્પ–૧૫ મું.

કહે છે કે, એક વખત નૌશેરવાન્ બાદશાહને જંગલમાંજ ખાણું પકાવવાનો પ્રસંગ આવતાં તેણે પોતાના નોકરને નજીકના ગામમાં તે લેવા માટે મોકલ્યો; મોકલતી વખતે બાદશાહે કિંમત આપીનેજ લાવવાની

× પુરાણોમાં રાજા નંદ અને વીરવિક્રમનાં દ્રષ્ટાંત પણ આવા પ્રકારનાંજ છે.

આજ્ઞા કરી; તે સાંભળી સેવકોએ કહ્યું, "એવી જૂજ બાબતની તે કિંમત હોય ?" ત્યારે બાદશાહે કહ્યું: "**સંસારમાં જુલમ જરા જરા કરીનેજ પેદા થયો અને પછી પ્રત્યેક તેને એટલે સુધી વધારતો આવ્યો કે કહેવાની વાતજ નહિ?** કારણકે **જો બાદશાહ કોઇના ખેતરમાંથી એકજ ફળ ખાય તો તેના નોકર ચાકર તે ફળનાં વૃક્ષોને પણ જડ મૂળથી ઉખાડી લેછે.** જો રાજા શેરજ શાક જબરદસ્તીથી લેવાની આજ્ઞા કરે છે તો તેના સિપાહીઓ શાકનું આખું ગાડુંજ ખાલી કરી દે છે. અત્યાચારી રાજાઓ આ જગતમાંથી ચાલ્યા જાય છે અને દુનિયાનો શાપ તેમના પર હંમેશને માટે રહે છે."

**સારાંશ:**—આ કહાણીથી આપણને ડગલે અને પગલે ન્યાયપરાયણ અથવા ઇન્સાફી રહેવાની નશીયત મળે છે. હાકેમોએ ન્યાયથી ચાલી પોતાના નોકરોને તથા પ્રજાને પણ એ રસ્તે દોરવી જોઇએ. બુદ્ધિશાળી જનો ન્યાયમાર્ગથી એક કદમ પણ આમ કે તેમ જતા નથી.

## પુષ્પ--૧૬ મું.

મેં સાંભળ્યું છે કે કોઇ એક તહેસીલદારે રાજ્યનો ખજાનો ભરવા માટે પ્રજાનાં ઘર ઉજ્જડ બનાવી દીધાં હતાં. તેણે મહાપુરૂષોનાં નીચેનાં વચનોપર ધ્યાન આપ્યું નહતું:—

**જે માણસ પોતાના રાજા અથવા ઉપરીને રાજી કરવા માટે પ્રભુને નારાજ કરે છે, તે પોતાને હાથેજ પોતાના નાશનો ખાડો ખોદે છે.**

**દુ:ખી દીલની હાયથી જેટલો ધૂમાડો નીકળે છે, તેટલો જંગલની મોટી આગથી પણ નથી નીકળતો.** લોકો કહે છે કે, સિંહ જાનવરોનો બાદશાહ છે અને ગર્દભ સર્વથી કનિષ્ઠ જાનવર છે; પરંતુ **મહાત્માઓના** અભિપ્રાય પ્રમાણે **માણસો માટે બોજો ઉંચકવાવાળો ગર્દભજ મનુષ્યસંહારક** સિંહ કરતાં **ભલો** છે: કેમકે

મૂર્ખ હોવા છતાં પણ તે માણુસોનું પુષ્કળ કામ માત્ર કુશકા ખાઇનેજ કરે છે. **અન્યને ત્રાસ આપનારા માણસ કરતાં પરિશ્રમ કરનાર બળદ અને ગર્દભ ઉત્તમ છે.**

છેવટે બાદશાહે એ માણસના અન્યાયની તથા જુલમની વાત સાંભળીને તેને શૂળીયે ચઢાવવાનો હુકમ કરતાં કહ્યું: "પ્રજાનું મન જીતવાનો ઉદ્યોગ નહિ કરનાર અમલદાર બાદશાહને પ્રસન્નજ કરી શકે; અને એજ પ્રમાણે માણસ જો **પ્રભુની ઉદારતા ઇચ્છતો હોય તો તેણે તે પ્રભુનાંજ સંતાન તરીકે આ સૃષ્ટિની સાથે ભલાઈ કરવી જોઇએ.**" પછી એ તહેસીલદારને શૂળી પર ચઢાવવા સમયે તેના જૂલમથી પીડિત થયેલો માણસ ત્યાંથી જતો હતો; તેણે તેને કહ્યું: "**ગમે તેવી ઉચ્ચ પદવીવાળો પણ અન્યાયનું ધન અને લોકોની હાય મેળવીને સુખી રહી શકતો નથી. કાચો પારો ખાનારની પેઠે એ બાબતો તેનો નાશ કર્યા વિના રહેતી નથી.**×"

**સારાંશ:**–માણસે પોતાની ઉન્નત સ્થિતિમાં તો એવાં એવાં કર્મ કરવાં જોઇએ કે જેથી લોકો તેની અવનત સ્થિતિમાં પણ તેને પ્રેમદૃષ્ટિએ જુએ. **દિવસ પછી રાત અને રાત પછી દિવસની પેઠે ચડતી પડતી તો સર્વ કોઇને આવે છેજ. જે સમય આજે છે તે કાલે નહિ** રહે. જે આજે ઉચ્ચપદ પર છે તે એક દિવસે પદચ્યુત થઈ જશે.

---

## પુષ્પ–૧૭ મું.

એક બાદશાહને એક ભયંકર રોગ લાગુ પડવાથી કેટલાક યૂનાની હકીમોએ નિર્ણય કર્યો કે, અમુક પ્રકારના માણસના પિત્ત વિના અન્ય કોઈ ઇલાજ નથી. બાદશાહે એ પ્રકારનો માણસ શોધી કાઢવાની આજ્ઞા કરી. સેવકોને એક ખેડુતનો છોકરો એ પ્રકારનો જણાયો. બાદશાહે તે

---

× તુલસી હાય ગરીબકી, કભુ ન ખાલી જાય;
મુવે ઢોરકે ચામસે, લોહા ભસ્મ હો જાય.

છોકરાના માબાપને બોલાવી પુષ્કળ ધન આપીને રાજી કર્યાં. કાજી સાહેબે પણ ઇન્સાફ આપ્યો કે, બાદશાહની બીમારી દૂર કરવા માટે એક રૈયતનું ખૂન ન્યાયસંગત છે. પછી જ્યારે જલ્લાદે તેને મારવાની તૈયારી કરી ત્યારે તે છોકરો આકાશ તરફ જોઇને હસ્યો. બાદશાહે તેને આવી અવસ્થામાં હસવાનું કારણ પૂછ્યું. તેણે જવાબ આપ્યો: " મારાં માબાપ મને બહુ લાડ લડાવતાં અને હું પણ તેમના પર પૂર્ણ શ્રદ્ધા રાખીને ભયરહિત તથા અનંદમાં રહેતો. વળી લોકોને મોઢે રોજ એવું સાંભળ્યા કરતો કે આપણા બાદશાહ તો રૈયતને માબાપ કરતાં પણ વધારે ચહાય છે અને પોતે પંડ તો કોઇને કોડીનું પણ નુકશાન નથીજ કરતા; પણ પોતાનો કોઇ નોકર, અમલદાર કે બીજો માણસ પણ કોઇ ને જરાપણ કનડે નહિ એવી કાળજી રાખે છે તથા રોગથી કે બીજા કારણથી કોઇ પણ માણસ દુઃખી થતું હોય છે તો તેને સર્વ પ્રકારની સહાય તથા આશ્રય આપે છે. આવું આવું હું પુષ્કળ જે સાંભળતો આવેલો તે બધું ખોટુંજ છે અને મોટા માણસોની મિથ્યા સ્તુતિ કેટલી બધી લોકોમાં ચાલે છે એ વિચાર મારા મનમાં આવવાથી મને હસવું આવી ગયું હતું; કારણ કે મેં આપના કાજીનો કે મારાં માબાપનોએ કશોજ ગુન્હો કર્યો નથી કે જેથી મારો જીવ લેવામાં આવે. મારાં માબાપની બુદ્ધિ પૈસાની લાલચમાં એવી ભ્રષ્ટ થઇ ગઇ છે કે તેઓ મને મોતના ડાચામાં આપી દેવા છતાં ખુશ ખુશ થઇ ગયાં છે. કાજીએ પણ પ્રાણદંડની આજ્ઞા આપી દીધી છે અને દાદ મેળવવાનું આ જગતમાં જે મોટામાં મોટું ઠેકાણું તે બાદશાહ પણ પોતાના સ્વાર્થ આગળ મારા મૃત્યુથી આનંદિત બન્યો છે. આટલો બધો અન્યાય ચાલવા છતાં આટલી બધી કીર્તિ ગવાતી હતી એ મોટું આશ્ચર્ય લાગવાથી મને હસવું આવી ગયું." બાદશાહને આ વાત સાંભળીને ઘણુંજ દુઃખ થયું અને તે અશ્રુભરી આંખોએ બોલ્યો: " નિર્દોષ માણસનું ખૂન વહેવડાવવા કરતાં મારેજ મરવું એજ ઉત્તમ છે." બાદ-

શાહે તે છોકરાથી પોતાને બહુ ઉત્તમ શિખામણ મળેલી માનીને તેનાં શિર અને આંખો ચૂમી તથા તેને હૃદય સરસો ચાંપીને ખૂબ ઈનામ આપી છોડી દીધો. લોકો કહે છે કે બાદશાહ તેજ અડવાડીઆમાં રોગમુક્ત બની ગયો.

આ કહાણીને મળતી એક બીજી વાતનું પણ મને અહિં સ્મરણ થાય છે. **"જો તમને તમારા પગની નીચે દબાયેલી કીડીની સ્થિતિનું ભાન ન હોય તો તમારે સમજવું જોઇએ કે, હાથીના પગ નીચે દબાવાથી તમારી જેવી હાલત થાય તેવીજ અત્યારે તેની હાલત છે."**

**સારાંશઃ**—સર્વ જીવને પોતાના જેવાજ સમજી અન્યને કષ્ટ આપતી વખતે ખ્યાલમાં રાખવું જોઇએ કે, એને ઠેકાણે આપણે પોતે હોઇએ તો કેવું દુઃખ થાય.

---

## પુષ્પ-૧૮ મું.

જૂજનના બાદશાહ પાસે એક સારો નેક અને મીલનસાર વજીર હતો. એક વખત દૈવયોગે તેના કોઇ કાર્યથી બાદશાહ નારાજ થઇ ગયો અને તેને ભલા ભૂંડા શબ્દો સંભળાવી શિક્ષા કરવાની આજ્ઞા કરી. રાજકર્મચારીયોએ તેના પ્રથમના ઉપકારને ખ્યાલમાં લઇ આ સ્થિતિમાં તેના પ્રત્યે કૃતજ્ઞતા બતાવવામાંજ ધર્મ માન્યો. આથી તેમણે જ્યાં સુધી તે તેમની પાસે કેદમાં રહ્યો ત્યાંસુધી તેની સાથે ઘણી સભ્યતા અને નમ્રતા ભર્યો વ્યવહાર ચલાવ્યા કર્યો.

**જે તમારી નિંદા કરે તેની તમે પ્રશંસા કરો.**

**સામાના મુખમાંથી કડવાં વચન નીકળતાં અટકાવવાં હોયતો તેના મુખમાંથી ઉદ્‌ગાર નીકળવા પહેલાંજ તમારાં મીઠાં વચન-વડે તેના મુખને મીઠું બનાવી દો.**

બાદશાહે મૂકેલા કેટલાક આક્ષેપોમાંથી તે મુક્ત થઇ ગયો; પરંતુ બીજા કેટલાક આક્ષેપો માટે તેને તુરંગમાં રહેવું પડયું.આ તક જોઇ એક

પડોશી રાજાએ ગુપ્ત રીતે તેને કહેવડાવ્યું કે, " તમારો બાદશાહ તમારા ગુણની કદર કરતો નથી અને ઉલટું તમારૂં અપમાન થયું છે; જો તમારા જેવો ગુણી માણસ અમારા શરણમાં આવે તો અમે તેના ગુણોનું પુરેપુરૂં સન્માન કરી તેને સંતુષ્ટ કરીએ. " વજીર આ ચીઠ્ઠીનો હેતુ સમજી ગયો. તેણે વિચાર કરી તેજ ચીઠ્ઠીની પાછળ ટુંકામાં જવાબ મોકલી આપ્યો. બાદશાહના કોઇ મિત્રને એ વાતની ખબર પડી. તેણે બાદશાહને સૂચના આપી કહ્યું: "આપે જેને કેદની સજા કરી છે તે તો પડોશી રાજા સાથે પત્રવ્યવહાર ચલાવે છે." બાદશાહે નાખુશ થઈ એ બાબતની તપાસ કરવાનું ફરમાવ્યું. કર્મચારીયોએ પત્ર લઈ જનારને પકડી પાડી પત્ર વાંચ્યો તો તેમાં નીચે પ્રમાણે લખેલું જણાયું.

" આ સેવકની જેટલી પ્રશંસા કરવામાં આવી છે તેટલીને તે પાત્ર નથી. આપે જે કંઇ લખ્યું છે તેનો સ્વીકાર મારા માટે અશક્ય છે; કેમકે આ નામાંકિત રાજ્યના રક્ષણ નીચે મારૂં જીવન વ્યતીત થયેલું છે. તેના વિચારોમાં સહજ પરિવર્તન થવા ખાતર હું તેના પ્રત્યે કૃતઘ્ન બની શકું તેમ નથી. કહ્યું છે કે, " **તમારાપર જેણે પુષ્કળ ઉપકાર કર્યો છે તેનાથી કદાચ થોડીક બુરાઇ થઈ જાય તોપણ તેને ક્ષમા કરો.**" બાદશાહે આથી તેની ભક્તિની પ્રશંસા કરી અને ઈનામ નવાજી માફી માગતાં કહ્યું: " તમારા જેવા નિર્દોષને કષ્ટ આપવામાં મારી ભૂલ થઈ છે. " ત્યારે વજીરે કહ્યું: "હજૂર ! તાબેદાર આપને આ બાબતમાં દોષિત નથી માનતો, વિધાતાનીજ ઇચ્છા મને દુઃખ આપવાની હશે એમ હું માનું છું. "

જો આદમી તને વિના કારણ દુઃખ આપે તો શોચ ન કરતો; કેમકે સુખ અને દુઃખ મનુષ્યના હાથમાં નથી. યાદ રાખકે **મિત્ર અને શત્રુદ્વારા ભલું અને બૂરૂં કરનાર કેવળ ઈશ્વરજ છે,** કારણકે ઉભયના ઉપર તેની પુરેપુરી સત્તા છે. **બુદ્ધિશાળી માણસને તીર આવી વાગતાં તે તીરને કારણરૂપ નથી માનતો, પણ તીર મારનારનેજ માને છે.**

**સારાંશ:**–શત્રુ અને મિત્ર સર્વ કોઇના દીલનો પાલક પ્રભુજ છે. કોઈ કવિએ ઠીકજ કહ્યું છે કે, કોઇ કોઇને સુખ આપતો નથી કે ઇ કોઇને દુ:ખ દેતો નથી; જેમ ધ્વજા પવનનો જેવો વેગ હોય છે તે પ્રમાણે આપોઆપજ વીંટાય છે અને આપોઆપજ ઉકલી જાય છે તેમ માણસો પણ પોતપોતાનાં કર્મો પ્રમાણેજ દુ:ખ કે સુખ પામે છે.

## પુષ્પ–૧૯ મું.

અરબ દેશના બાદશાહે પોતાના વજીરને કોઈ એક નોકરનો પગાર બમણો કરી આપવાનો હુકમ કર્યો; કેમકે તે માણસ વખતસર હાજર રહી સદા સર્વદા કર્તવ્ય પાલનમાં તત્પર રહેતો હતો; ત્યારે બીજાઓ એશ-આરામમાં રહી પોતાના કાર્ય તરફ બેદરકાર રહેતા હતા. એક ચતુર માણસે આ વાત સાંભળીને કહ્યું કે, ઈશ્વરના દરબારમાં પણ એજ રીતે પદવી વધારવામાં આવે છે. તેના દરબારમાં પણ તેની આજ્ઞાનું પાલન કરે તેજ મોટો છે.

**સારાંશ:**–કોઇની નોકરી કરતા હોઇએ તો માલિકનું કાર્ય હૃદયપૂર્વક કરવું જોઈએ અને તેમાં કોઇ પણ પ્રકારની ઉણપ આવવા દેવી તે અનુચિત છે. કહેવત મશહુર છે કે, **"જે કરે સેવા તે પામે મેવા."** આપણે અમલદાર અથવા અમીર હોઇએ તો આપણા તાબાના માણસો પૈકી સારૂં કામ કરનાર અને બૂરૂં કામ કરનાર સર્વને ધ્યાનમાં રાખવા જોઇએ અને જે નિમકહલાલ, મહેનતુ અને આજ્ઞાંકિત હોય તેનો પગાર વધારવો જોઇએ અથવા તેને ઇનામ આપવું જોઇએ. પ્રભુને માટે પણ કહ્યું છે કે;–

સાંઇ ઝરૂખે બૈઠકે, સબકા મુજરા લેત;<br>
જૈસી જીસકી ચાકરી, વૈસા ઉસકો દેત.

## પુષ્પ–૨૦ મું.

ગરીબો પાસેથી જબરજસ્તીથી લાકડાં ખરીદ કરી અમીરોને થોડા દામમાં આપનાર એક જાલીમ વિષે લોકોમાં એક વાત ચાલે છે. એક ન્યાયપ્રિય માણસે એ જાલીમને કહ્યું: " તમે સાપની માફક જેને જુઓ છો તેને કરડો છો અથવા ઉલ્લુની માફક જ્યાં બેસો છો ત્યાંજ ખોદો છો. જોકે તમે તમારા અન્યાય માટે અમારા તરફની શિક્ષામાંથી બચી જાઓ છો: પરંતુ ઈશ્વરની દૃષ્ટિ આગળ તમારો અન્યાય છુપો રહી શકવાનો નથી." આ વાત સાંભળીને જુલમી માણસ નારાજ થયો અને તેના તરફથી પોતાનું મુખ ફેરવી લીધું. એ પછી એક દિવસે રાતના વખતે તેના રસોડામાંથી લાકડાંની વખારમાં આગ ભડકી ઉઠી અને તેની તમામ માલમિલકત બળી ગઈ. દૈવયોગથી એ અરસામાં પેલોજ ન્યાયપ્રિય માણસ ત્યાં આવી પહોંચ્યો અને તેણે તે જાલીમને તેના મિત્રો સમક્ષ એવું બોલતાં સાંભળ્યો કે, " આગ ક્યાંથી આવી પડી તે હું સમજી શકતો નથી. " તરતજ પેલા ન્યાયપ્રિય માણસે કહ્યું: " ગરીબોની હાય-માંથી ! અસહાય, ગરીબ, દુ:ખી અને નિર્દોષ માણસોની હાયથી સદાય સાવચેત રહો: કેમકે તેમના આંતરિક ઘા આખરે એવા ભભુકી ઉઠે છે કે મોટી મોટી બાદશાહીઓ પણ તેથી કરીને ઉથલી પડે છે. એટલુંજ નહિ, પણ આખી દુનિયાને પણ ઉંધી વાળવાની એમાં શક્તિ રહેલી છે. કૈખુસરોના તાજપર લખેલું હતું કે, આ બાદશાહત મને જેમ હાથોહાથ મળી છે તેજ પ્રકારે તે બીજાના હાથમાં અવસ્ય જવાની છે. "

**સારાંશ:**–ગરીબ અને દીનજનોને ભૂલમાં કે મસ્કરીમાં પણ સતાવવાં ન જોઇએ. ગરીબોને સતાવનારની અંતે મહા બૂરી દશા થાય છે. આપણા કોઇ હિંદી કવિએ પણ કહ્યું છે કે ગરીબને ન સતાવો, ગરીબની હાય મહાબૂરી છે; જેમ મુઆ ઢોરની ખાલથી લોખંડની ખાખ થઇ જાય છે તેમ ગરીબોની હાયથી જબરજસ્ત જાલીમનું પણ સત્યાનાશ નીકળી જાય છે; કેમકે **ગરીબની હાય ઇશ્વર આગળ ઘણીજ જલદી પહોંચી જાય છે.**

## પુષ્પ–૨૧ મું.

એક માણસ કુસ્તી કરવામાં અતિ નિપુણ બની ગયો હતો. કુસ્તીના ઉત્તમોત્તમ સાઠ દાવ તે જાણતો હતો. એમાંથી દરરોજ એકાદ નવો દાવ તે શિખ્યા કરતો હતો. એવી રીતે પોતાના શિષ્યોમાંના એક યુવક પર સાચો પ્રેમ હોવાના કારણથી તેણે ત્રણસોને ઓગણસાઠ દાવ તેને શિખવાડી એક દાવ પોતાને માટે છુપાવી રાખ્યો હતો. તે યુવાન પણ તાકાત અને કુસ્તીની રીતમાં એટલો પાવરધો બની ગયો હતો કે કોઈ તેની સામે થઈ શકતું નહિ.

એક દિવસે તે બાદશાહની આગળ બડાઈ મારી કહેવા લાગ્યો કે, હું ઉસ્તાદને કેવળ તેની ઉમ્મરની વિશેષતા અને મારો ગુરૂ હોવા ખાતરજ ઉંચો રહેવા દઉં છું; નહિતો ખરી રીતે બળમાં તેમજ દાવપેચમાં હું તેની બરાબરજ છું. બાદશાહને યુવાનની આ વાત ગમી નહિ. તેણે ઉભયના ગુણની પરીક્ષા લેવાનો હુકમ કર્યો. રાજ્યના મંત્રી અને અન્ય અમીર ઉમરાવ એકત્ર થયા. પેલો જવાન મસ્ત હાથીની માફક ઘૂમતો ઘૂમતો એવી રીતે અખાડામાં આવ્યો કે, જાણે જો તે વખતે સામે લોખંડનો પહાડ પણ પડ્યો હોત તો તેને તે જડ-માંથી ઉખાડી નાખત. ઉસ્તાદ જાણતો હતો કે પોતાના યુવાન શિષ્યમાં પોતા કરતાં વિશેષ બળ છે. આથી તેણે જે દાવ પેચ છુપો રાખ્યો હતો તેનો ઉપયોગ કરવાનો વિચાર કર્યો. યુવક આ દાવની ઉચ્છેદક રીત જાણતો નહતો; તેથી ઉસ્તાદે તેને પોતાના હાથ પર જમીન ઉપરથી ઉંચકી લઈ પોતાના મસ્તકથી પણ ઉંચે લઈ જઇ જમીનપર પટકી નાખ્યો. સર્વ લોકો ઉસ્તાદની વાહ વાહ કરવા લાગ્યા અને બાદશાહે તેને પોષાક અને રૂપીયા ઇનામ તરીકે આપવાની આજ્ઞા કરી. પેલા યુવકને પોતાના ઉપકારી સાથે હરીફાઇમાં ઉતરવા માટે તથા પોતાના પ્રયત્નમાં નિષ્ફળ જવામાટે ખૂબ ધિક્કાર્યો. આથી યુવકે કહ્યું: “ હે બાદશાહ ! મારા ગુરૂએ બળ કે નિપુણતાથી વિજય મેળવ્યો નથી. માત્ર કુસ્તીના એક

સાધારણ પેચથીજ મને હરાવ્યો છે અને એ સાધારણ પેચ તેણે આસાથી છુપાવી મને શિખવ્યોજ નહતો.” આ સાંભળી ઉસ્તાદે કહ્યું: “મેં આજના જેવા પ્રસંગ ખાતરજ એ પેચ જાળવી રાખ્યો હતો. તમે પેલા એક શખ્સની વાત નથી સાંભળી ? કે જે પોતાના શિષ્યોથીજ અપમાન પામી લાંછિત બન્યો હતો. આ જગતમાં કાંતો કૃતજ્ઞતા ( સામાએ કરેલા ઉપકારને ન ભૂલવાનો ગુણ ) સમૂળગી પેદાજ થઈ નથી; કે કાંતો આ જમાનામાં કોઈ કૃતજ્ઞતાનો ઉપયોગ જ નથી કરતું. મારા અનુભવમાં હજીસુધી કોઈ એવો આદમી નથી આવ્યો કે જેને મેં તિરંદાજી શિખવી હોય અને છેવટે તેણે મારાજ ઉપર નીશાન ન તાક્યું હોય.”

**સારાંશઃ**–આપણે મિત્રોના કાબુમાં બિલકુલ આવી જવું નહિ. જે આજે મિત્ર છે તે કોઇક દિવસ શત્રુ બની જાય તો તે સંભવિત છે; માટે **પરમ મિત્રથી પણ આપણો ગુપ્ત ભેદ છૂપોજ રાખવો જોઇએ, કેમકે આજકાલના મિત્રો સહજ સહજમાં દુશ્મન બની જાય છે,** અને કદાચિત જો તેને મિત્રના કોઇ ગુપ્તભેદની ખબર હોય છે તો તે એ ભેદનેજ હથીયાર બનાવીને મિત્રનું અનિષ્ટ કરવામાં તેનો ઉપયોગ કરે છે.

## પુષ્પ–૨૨ મું.

એક એકાંતવાસી ફકીર જંગલના એક ખૂણામાં રહેતો હતો. એકવાર પ્રસંગવશાત્ બાદશાહ ત્યાં થઇને જતો હતો. એકાંતવાસ અને સંતોષરૂપી સામ્રાજ્ય પ્રાપ્ત હોવાથી ફકીરે બાદશાહને જોઇ મસ્તક નમાવ્યું નહિ તેમ કોઇ પ્રકારનો શિષ્ટાચાર પણ દર્શાવ્યો નહિ. બાદશાહે ચીડાઇને કહ્યું: “આ ચીંથરીયા ફકીરો સભ્યતાની બાબતમાં છેકજ જંગલી જાનવર જેવા હોય છે.” પછી બાદશાહના વજીરે ફકીરને પૂછ્યું: “આ દુનિયાનો બાદશાહ તમારી સમીપમાં થઇને જવાજતાં તમે તેને આદરમાન કેમ નહિ આપ્યું ? અરે, આદરમાનની વાત દૂર રહી પણ સાધારણ શિષ્ટાચાર સુદ્ધાં ન બતાવ્યો. ?” ફકીરે જવાબ આપ્યો: “ દુનિયાના

બાદશાહને જણાવી દો કે, "તેની પાસેથી કંઇપણ મેળવવાની જે માણસ આશા રાખતો હોય તેનીજ પાસેથી તે ખુશામતની ઉમેદ રાખે અને એ પણ કહો કે, **બાદશાહ પ્રજાની સેવા માટે છે, કંઇ પ્રજા બાદશાહની સેવા માટે નથી. ચોકીદારને માટે ગામ નથી હોતું પણ ગામને માટેજ ચોકીદાર હોય છે.** જગતમાં ચડતાઉતરતા, કોઈ મોજમજા કરતા અને કોઇ મહેનત મજૂરીજ કર્યા કરતા જણાય છે; પણ અંતે તો બંને માટીમાંજ મળી જનાર છે. મોતનો ફિરસ્તો આવીને ઉભો રહેશે તે સમયે સ્વામી અને સેવકમાં ભેદ નથી રહેવાનો. ગમે તે કબર ખોદીને જોશો તો તેમાંનાં હાડકાં અને માટી એમ નહિ કહી શકે કે આ અમીર છે અને તે ગરીબ છે." ફકીરની વાતની બાદશાહપર ઘણી અસર થઇ. તેણે પૂછ્યું: "તમે શું ઇચ્છો છો?" ફકીરે જવાબ આપ્યો "**હું કેવળ એટલુંજ ઇચ્છું છું કે મને પુનઃ કદિ પણ આવી તકલીફ આપવામાં ન આવે.**" બાદશાહે કહ્યું: "મને કાંઇ ઉત્તમ ઉપદેશ આપો." ફકીરે જણાવ્યું," જ્યારે તમે તમારી શક્તિનો ઉપયોગ કરો ત્યારે એટલું ખ્યાલમાં રાખજો કે, **ધન અને રાજ્ય જેમ એકના હાથમાંથી બીજાના હાથમાં જેવું આવે છે તેમ તે છેવટે ચાલ્યું પણ જાયછે જ.**"

**સારાંશ:**—ધનવાને અને શક્તિમાને અભિમાન કરી ગરીબો તરફ હલકી દ્રષ્ટિએ ન જોવું; કારણકે **દુનિયાની મોટાઇ અને નાનાઇ પ્રાણ નીકળતાં સુધીજ હોઇને** મૃત્યુ પછી સ્મશાનમાં રાય, રંક, દાતા, ભિખારી સર્વની માટી એક બની જાય છે.

## પુષ્પ—૨૩ મું.

એક વજીર મીસર દેશના એક મહાત્માની પાસે જઇ તેમના આશીર્વાદની યાચના કરીને બોલ્યો: "હું દિનરાત બાદશાહની ખીજમતમાં મચ્યો રહું છું અને તેમના તરફથી મારી કદર થવાની પણ મને

આશા બંધાઇ છે; પરંતુ રખેને બાદશાહ નારાજ થઇ જાય એવો ભય પણ મનમાં રહ્યા કરે છે એટલે મારા મનને શાંતિ રહેતી નથી." તે મહાત્માને વજીર સાત્વિક પ્રકૃતિનો અને ડાહ્યો જણાયો; પરંતુ આવા સાત્વિક માણસો પણ ઇશ્વરનો મહિમા ન સમજતાં સ્થૂલ લોભલાલચોમાં ફસ્યા રહીને આવી દુર્દશા ભોગવ્યા કરે એ કેટલી બધી દયાપાત્ર દશા ! આવો વિચાર આવવાથી દયાને લીધે મહાત્માની આંખમાં પાણી આવી ગયું. મહાત્માએ પાણી ભરેલી આંખે વજીર તરફ જોઇને કહ્યું: "લાલચના માર્યા બાદશાહની તમે જેટલી સેવા કરો છો તેટલી સેવા જો તે બાદશાહોના બાદશાહ પ્રભુની બજાવી હોત તો હાલના પ્રસિદ્ધ મહાત્માઓમાં તમારી ગણના થઇ હોત."

જો દુનિયાઈ લાલચોથી ન લલચાત તો જગતમાંનો દરેક સાધુ અને ફકીર પ્રભુના પદને પહોંચી ગયો હોત; અને વજીર જેટલો બાદશાહથી ડરે છે તેટલોજ જો ઇશ્વરથી ડરતો હોત તો ઇશ્વરી ફિરસ્તો બની જાત.

**સારાંશ:**—માણસે ઇશ્વર સિવાય અન્ય કોઇનો ભય રાખવો ન જોઇએ. **એક માણસ બીજા માણસથી જેટલો બીએછે તેટલો જો તે ઇશ્વરથી ડરે તો કદિએ તેનાથી કોઇ બૂરૂં કાર્ય થાય નહિ અને તે પ્રભુનો પાર્ષદજ બની જાય.**

## પુષ્પ–૨૪ મું.

એક બાદશાહે કોઇ એક નિર્દોષ માણસને પ્રાણવધની શિક્ષા ફરમાવી, ત્યારે તેણે કહ્યું: "હે બાદશાહ! આપ આપના ક્રોધની જ્વાળા મારાપર ફેંકીને દુ:ખનાં બીજ ન વાવો." બાદશાહે પૂછ્યું: "હું દુ:ખનાં બીજ શી રીતે રોપું છું ?" તેણે જવાબ આપ્યો: "મારા દુ:ખનો છેડો તો એક ક્ષણમાં આવી જશે, પરંતુ એનું પાતક તમારા મસ્તકપર સદાય વળગેલું રહેશે. આ ચાર દિવસનું ચાંદરણું અરણ્યના વાયુ સમાન જોત જોતામાં વહી જશે અને કટુતા, મધુરતા, કુરૂપતા, સુંદરતા વગેરે સર્વ વસ્તુઓનો

અંત આવી જશે. અત્યાચારી સમજે છે કે તે પોતે કેવો અત્યાચાર ચલાવે છે ? પરંતુ છેવટે તો તેનો અત્યાચાર આકાશપરથી ઉતરી જઇ તેનીજ ગરદનપર રહી જાય છે. ” આ ઉપદેશ બાદશાહના લાભમાં ઉપયોગી થયો. તેણે તેને છોડી દઇ માફી પણ માગી.

**સારાંશઃ**—નિરપરાધીને શિક્ષા કરવી તે પોતાનેજ શિક્ષા કરવા સમાન છે; કેમકે તેને કોઇને કોઇ દિવસે એ કર્મના પરિણામે મહાન વિપત્તિમાં ફસાવું પડેછે જ.

## પુષ્પ—૨૫ મું.

હારૂન રસીદના પુત્રોમાંના એક ક્રોધથી રાતો પીળો બની જઇ પિતા પાસે ફરીયાદ કરી કે, અમુક અધિકારીના પુત્રે મારી માતાના સંબંધમાં ઘણી ખરાબ વાતો કહી છે. હારૂને પોતાના મંત્રીગણને પૂછ્યું કે, “ એવા અપરાધની શી શિક્ષા થવી જોઇએ ? ” એકે કહ્યું: “ એને જાનથી મરાવી નાખો. ” બીજાએ કહ્યું: “ તેની જીભ કપાવી નાખો. ” ત્રીજાએ કહ્યું, “ એને હદપાર કરો. ” હારૂને કહ્યું: પ્યારા પુત્ર, તમે તેને ક્ષમા આપો અને જો ક્ષમા કરવા જેટલું માનસિક બળ ન હોય તો તમે પણ બદલામાં તેની માને ગાળો દઈ છૂટો; પણ બદલાની મર્યાદાનું ઉલ્લંઘન ન કરો. જો તેમ થાય તો આપણેજ પાપના ભાગીદાર બનીએ. જે જોરાવર હાથીને પણ જીતી શકે છે તેને મહાત્માઓ ખરો બહાદુર નથી કહેતા, **ખરો બહાદુર તો તેજ છે કે, જે પોતાના કામ ક્રોધાદિ અંતર શત્રુઓને જીતે છે.** વળી મોટો માણસ તેજ છે કે જે ગમે તેવો ગુસ્સો છતાં મોઢામાંથી અપશબ્દ કહાડતો નથી. એકવાર એક દુષ્ટે કોઇને ગાળો દીધી; ત્યારે તેણે ગાળો સહન કરી લઇ કહ્યું કે એ જવાન આગળ જતાં બહુ સારો નિવડશે. મારામાં શું શું દોષ છે તે વાત હું જાણું છું એટલી બીજા ન જાણી શકે. ”

સારાંશ:—મોટા માણસોએ ક્રોધના પ્રસંગે મનને વશ રાખવું જોઇએ અને કોઇને પણ તેના થોડા જેવા વાંક માટે વધારે હેરાન કરવા ઇચ્છવું જોઇએ નહિ.

## પુષ્પ–૨૬ મું.

કેટલાક ભલા માણસોની સાથે એકવાર હું બેઠો હતો, તે વખતે અમારી નજીકમાંજ એક વહાણ ડૂબી ગયું અને તેમાંના બે ભાઇ વમળની વચમાં પડી ગયા. આ બનાવ જોઇને મારા એક સોબતીએ એક ખલાસીને કહ્યું, " જો એ બે ભાઇના પ્રાણ બચાવે તો તને એકસો દિનાર ઇનામ આપું. " ખલાસીએ આથી મહેનત કરીને એકને તો બચાવી લીધો પણ બીજો મરી ગયો. મેં કહ્યું, " સાચું પુછો તો એનું આયુષ્યજ નહિ હોય. " ખલાસીએ હસીને કહ્યું: "આપની વાત સાચી છે, પણ બીજાના સંબંધમાં બીજું પણ થોડુંક હું કહેવા ઇચ્છું છું. એક વખત હું જ્યારે જંગલમાં ચાલતાં ચાલતાં થાકી ગયો હતો, ત્યારે આ માણસે મને પોતાના ઉંટપર બેસાડી લીધો હતો; અને બીજાએ બાળપણમા મને ચાબુકે ચાબુકે માર્યો હતો. " મેં ઉત્તર આપ્યો: "ખરેખર, બીજાનું ભલું કરે છે તેને ભલાઇ મળે છે અને બુરૂં કરનારને બુરાઇ મળે છે. "

સારાંશ:—કરો તેવું પામો ને વાવો તેવું લણો.
ક્યા ખૂબ સૌદા નકદ હૈ, ઇસ હાથ દે ઉસ હાથ લે.

## પુષ્પ–૨૭ મું.

બે ભાઈ હતા. તેમનો એક બાદશાહની નોકરીથી સારી જેવી આવક મેળવતો અને બીજો મહેનત મજૂરી કરી ગુજરાન કરતો હતો. એક વખત સારી આવકવાળા બન્ધુએ ગરીબ બન્ધુને કહ્યું કે, "તું પણ બાદશાહની નોકરી કરે તો તારે આ મહેનત કરવી મટે. " તેણે

જવાબ આપ્યો, "મને તો ઉલટી તમારીજ દયા આવે છે અને એમ લાગે છે કે મારી પેઠે તમે પણ શા માટે મહેનત નથી કરતા ? કે જેથી આ ગુલામીમાંથી છૂટી જાવ. મહાત્માઓએ કહ્યું છે કે, **મહેનતની રોટી ખાઇને નીરાંતે બેસવું એ સોનાનો કમરપટો પહેરી તાબેદારી માટે અદબવાળી ઉભા રહેવા કરતાં ઘણુંજ બહેતર છે.** આ અમૂલ્ય જીવન સારાં સારાં ખાનપાન પહેરવાનાજ વિચારોમાં અને ધનવૈભવ મેળવવા, વધારવા, સાચવવાના ચિંતનમાંજ ગાળી નાખવું અને છેવટ જ્યારે તે સર્વથી આપણો વિયોગ થાય ત્યારે હાય અફસોસ કરતાં પાપનાં પોટલાં બાંધી ખાલી હાથે આ જગતમાંથી ચાલ્યા જવું; એના કરતાં નેકીથી પેદા કરેલો લુખો રોટલો ખાઇ પવિત્ર અને ધાર્મિક જીવન ગાળી પ્રભુનું નામ લેતાં લેતાં શાંત ચિત્ત મરવું એ હજાર દરજ્જે સારૂં છે." સોનાના પીંજરામાં પુરાઇ ભાત ભાતનું ખાનાર-પીનાર ચકલી કરતાં જંગલમાં સ્વતંત્રપણે વિચરીને નિર્વાહ કરનારી ચકલી હજાર દરજ્જે સારી છે.

**રૂખી સુખી ખાય કે ઠંડા પાની પી;**
**દેખ પરાઇ ચોપડી કયોં તરસાવેજી.**

## પુષ્પ—૨૮ મું.

ન્યાયી નૌશેરવાનની પાસે એકવાર કોઈ માણસે ખુશી થતાં થતાં વધામણી આપી કે, "પ્રભુકૃપાથી આપનો અમુક શત્રુ મરી ગયો." બાદશાહે પૂછ્યું: "ત્યારે શું હું અમર રહેવાનો છું ? મારા શત્રુના મોતથી **મને આનંદ તો ત્યારેજ થાય કે જ્યારે મારૂં પોતાનું જીવન અંતરહિત હોય.**"

## પુષ્પ—૨૯ મું.

"કીસરા" ના દરબારમાં કેટલાક બુદ્ધિશાળી માણસ કોઇ વિષય પર ચર્ચા ચલાવી રહ્યા હતા. મંત્રી "બુઝરચેમેહર" ત્યાં ચૂપકીથી

બેસી રહ્યો હતો. બીજાઓએ તેને પૂછ્યું: " આ વાદવિવાદમાં આપ કેમ કાંઈ ભાગ લેતા નથી ? " તેણે ઉત્તર આપ્યો: " મંત્રી હકીમોના જેવા હોય છે. હકીમ કેવલ રોગીનેજ દવા આપે છે. જ્યારે હું જોઈ શકયો કે, આપ સર્વની સંમતિ ન્યાયયુક્ત છે; ત્યારે મારો અવાજ સુસાડવો એ હું બુદ્ધિથી વિરૂદ્ધ સમજું છું. કોઈ કાર્ય હસ્તક્ષેપ કર્યા વિનાજ સારી રીતે પાર પડતું હોય તો તેમાં કંઈ કહેવું તે હું અનુચિત માનું છું; જો કોઈ અંધને કૂવા તરફ જતો જોઉં છતાં ન બોલું તોજ હું દોષિત ઠરૂં. "

**સારાંશઃ**—જરૂર હોય ત્યારેજ બોલવું સારૂં છે. બીન જરૂરે બોલવા કરતાં મૌન રહેવું એ અતિ ઉત્તમ છે.

## પુષ્પ–૩૦ મું.

એકવાર કેટલાક લોકોએ સિકન્દરને પૂછ્યું: " આપે પૂર્વથી પશ્ચિમ સુધીનો દેશ શી રીતે જીત્યો ? આપની પહેલાં જે બાદશાહો થઈ ગયા છે તે સંપત્તિમાં, મુલ્કમાં, ઉમ્મરમાં અને સૈનિકની સંખ્યામાં આપના કરતાં ચઢીયાતા છતાં તેમણે આવો વિજયલાભ મેળવ્યો નથી. " તેણે જવાબ આપ્યો: " ઈશ્વરકૃપાથી જે જે રાજ્યપર મેં વિજય મેળવ્યો છે તે તે રાજ્યની પ્રજાપર મેં અત્યાચાર નથી કર્યો અને ત્યાંના બાદશાહોની હંમેશાં તારીફજ કરી છે. ધન અને બાદશાહત, આજ્ઞા અને નિષેધ, યુદ્ધ અને વિજય એ સર્વ નાશ પામવાનું કારણ નિંદા અને અત્યાચારજ હોય છે. જેઓ સંસારમાં સારૂં નામ કમાઈ ગયા હોય તેમના યશનું ગાન અને ગુણનું અનુસરણ કરે છે તેનું નામ પણ સંસારમાં અમર થાય છે. "

**સારાંશઃ**—જીતાયેલી પ્રજાના માનનું રક્ષણ કરવાથીજ રાજ્ય સ્થિરતા મેળવે છે. તેની નિંદા કરવાથી અથવા તેને કષ્ટ આપવાથી તે વિશેષ દિવસ તેના રાજ્યમાં રહેવું પસંદ નથી કરતી.



# प्रवेश २ जो–त्यागीनी रहेणी.

## પુષ્પ–૧ લું.

એક વખતે બગદાદમાં એક એવો ફકીર આવ્યો કે તે જે કાંઇ પ્રાર્થના કરતો તે પ્રભુ મંજૂર કરતો હતો. હજાજ યુસુફને તેના આગમનની ખબર મળતાંજ તેણે તે ફકીરને બોલાવી કહ્યું: " મારા માટે ઈશ્વર પાસે દુઆ માગો." તેણે કહ્યું: " હે પ્રભુ ! આને મારી નાખ." હજાજે પૂછ્યું: " આ તે કેવા પ્રકારની પ્રાર્થના ! " તેણે ઉત્તર આપ્યો: "એજ તારા માટે અને સર્વ મુસલમાનો માટે શુભ પ્રાર્થના છે. તું બળવાન થઇને નિર્બળોને સતાવે છે; તે તારો જૂલમ ક્યાં સુધી નભવાનો છે ? તું જેટલો જલ્દી મરે તેટલા જલ્દી લોકો તારા અત્યાચારથી બચે."

**સારાંશ:—સાધુઓએ સ્પષ્ટવક્તા બનવું જોઇએ અને ખુશામતભરી માખણીયા રીતથી દૂર રહેવું જોઇએ.**

## પુષ્પ–૨ જું.

કોઇ માણસે એક યોગીને પૂછ્યું: " અમુક ભક્ત જેને લોકો ગાળો દે છે તેને તમે કેવા ધારો છો ? " તેણે ઉત્તરમાં જણાવ્યું કે, "અમને તો એમાં બહારથી કાંઇ દોષ જણાતો નથી; પરંતુ અંદર શું છે તે અમે જાણતા નથી જો તમને કોઇ એવો ધર્માભ્યાસી મળે કે જેની આંતર સ્થિતિ તમે જાણતા ન હો તો તેને સાચો ધર્માત્મા અને સદ્‌પુરુષ માનજો. બાદશાહના દરબારને જોવા જાણવાનું મૂકીને મહેલના અંતર ભાગમાં ઘુસવાની વૃત્તિ શા માટે રાખવી ? ત્યાં તો એક ભાગમાં બત્રીસી રસોઇ પણ હોય અને બીજા ભાગમાં પાયખાનું પણ હોય."

## પુષ્પ–૩ જું.

એક ચોર ધાર્મિક માણસના ઘરમાં પેઠો પણ તેને કંઈજ મળ્યું નહિ, તેથી તે ઘણોજ દુઃખી થયો. તેની આ સ્થિતિ જોઇ તે નિરાશ ન બને તે સારૂ પેલા ધાર્મિક માણસે પોતાની પથારીમાંથી કામળ કાઢી ચોરને જવાના રસ્તામાં નાખી.

**ધર્માત્મા માણસ પોતાના દુશ્મનનું પણ દિલ નથી દુભવતો.**

**ધર્માત્મા માણસ રૂબરૂમાં તેમજ પીઠ પાછળ એકજ પ્રકારનો રહે છે.**

**જે કોઇ તમારી આગળ બીજાના દોષ વર્ણવે છે તે જરૂર બીજાઓ આગળ તમારા દોષ પણ પ્રકટ કરશે.**

## પુષ્પ–૪ થું.

કેટલાક મુસાફર સુખ દુઃખના ભાગી બની મુસાફરી કરતા હતા. મેં તેમને કહ્યું કે, " મને પણ તમારી સાથે લો; " પણ એ વાત તેમણે સ્વીકારી નહિ. આથી મેં કહ્યું કે, " પરોપકારી ધર્માત્માનું એ ભૂષણ નથી કે ગરીબો તરફથી મોં ફેરવી લેવું. હું આપ લોકોને કંટકરૂપ ન બનતાં આપનું કામકાજ કરનારો દોસ્ત બનવાની ઉમેદ ધરાવું છું. સ્વારી કરવાને મારી પાસે જાનવર નથી; પણ આપ લોકોનો બોજો ઉઠાવવાની તાકાત અને હોંશ મારામાં છે. "

આ સાંભળી તેઓમાંના એકે કહ્યું: " અમારા કથનથી માઠું નહિ લગાડતા; કેમકે થોડા દિવસપર એક ચોર દરવેશના રૂપમાં અમારી મંડળીમાં ઘુસી ગયો હતો. કોઇના અંતરમાં શું છે તે અન્ય કેવી રીતે જાણે? દરવેશ સમજીને અમે લોકોએ તેની પવિત્રતા વિષે લેશ માત્ર શંકા ઉઠાવ્યા વગર અમારા સમાજમાં રહેવા દીધો; પણ પરિણામ બીજુંજ આવ્યું કેમકે, કેવળ વસ્ત્ર બદલવાથી કંઇ ધર્માત્મા નથી થવાતું. યુદ્ધમાં તો બહાદુરીની જરૂર હોય છે. એવે ઠેકાણે બ્યંઢળને ગમે તેવું બખ્તર પહે-

રાવીએ તોય શું ?" એક દિવસ એવું બન્યું કે અંધારૂં પડતાં સુધી મુસાફરી કરી અમે રાત્રે એક કિલ્લાની નીચે સુતા હતા. એટલે પેલો નિર્દય ચોર સ્નાન કરવાનું બ્હાનું બતાવી મિત્રનો લોટો લઇ ચોરી કરવા ચાલ્યો ગયો. દરવેશોની દૃષ્ટિ બહાર પહોંચી કે તરતજ એક બુરૂજ પર ચઢી તેણે તે ઘરવાળાનો ઘરેણાંનો ડબ્બો ઉડાવી લીધો. સવાર થતાં થતાંમાં તો એ કાળા હૃદયનો હતભાગી ઘણે દૂર નીકળી ગયો અને સવાર થતાંજ અમો તેના સાથીઓને પકડી જઈ કેદખાનામાં પુરી દેવામાં આવ્યા. તેજ દિવસથી અમોએ અમારા કાફલામાં કોઇને દાખલ નહિ કરવાનો વિચાર કરી દીધો છે; કેમકે જ્યારે ટોળાનો એકાદ માણસ કાંઇ ખરાબ કામ કરે છે ત્યારે તે નાના મોટામાં કંઈ ભેદ ન રહેતાં તે ટોળાના સર્વ માણસ અપમાનિત બને છે. હરાયું ચરતો એકજ બળદ તે ગામના તમામ બળદને દોષિત બનાવે છે."

મેં ઉત્તર આપ્યો: " તે પ્રભાવશાળી પ્રભુને ધન્ય છે. જો કે આપ આ સેવકને આપના ટોળામાં દાખલ નહિ કરો, તોપણ આપ જેવા ધર્માત્માઓનો આટલો સંગ પણ વૃથા નથીજ જવાનો. આપે કહેલી કહાણીથી મળેલી શીખામણ મારા જેવા માણસને આખા જીવન પર્યંત નજાતીને ચાલવા માટે તથા બીજાઓને ઉપદેશ આપવાને ઉપયોગી થશે."

**સારાંશ:**—આજકાલ એવા ઢોંગી અનેક મળે છે કે જે વાસ્તવિક રીતે સાધુ નહિ છતાં, તેઓએ બાહ્ય વેશ એવો બનાવેલો હોય છે કે જેથી આપણે તેમને ખરા સાધુજ સમજીયે; પરંતુ **જેણે તૃષ્ણાનો** ત્યાગ કર્યો છે તેજ સાચો સાધુ છે. પણ ઉપર કહ્યા તેવા ઢોંગી સાધુઓ એટલા બધા વધી પડયા છે કે તેઓ સાચા સાધુઓનું બદનામ કરે છે; અને ખરા તથા ખોટા સાધુને ઓળખવાનું બહુજ મુશ્કેલ થઇ પડે છે. મહાન દરવેશ શેખસાદી સાહેબને ઉપર જણાવેલો અનુભવ મળ્યો તે એના દાખલા રૂપ છે.

## પુષ્પ–૫ મું.

કોઇ બાદશાહે એક ઘરબારી ફકીરને ભોજન માટે નિમંત્રણ આપ્યું. ફકીર લોકો તેની ઈશ્વરનિષ્ઠાની પ્રશંસા કરે તે માટે પોતાની ટેવ કરતાં છેકજ ઓછું ખાધું અને પછી ઈશ્વરની પ્રાર્થના કરવા સારૂ ઉભો થયો ત્યારે પણ હમ્મેશ કરતાં વિશેષ વખત ઉભો રહ્યો.

પછી જ્યારે તે ફકીર ઘેર ગયો ત્યારે તેણે ભોજન તૈયાર કરવાની આજ્ઞા આપી કહ્યું કે, મારે ખાવું છે. તેનો પુત્ર સમજુ હતો. તેણે કહ્યું: "પિતાજી ! આપ રાજાને ત્યાં ભોજનસમારંભમાં ગયા હતા ત્યાં શું આપે કંઇ નથી ખાધું ?" ફકીરે જવાબ આપ્યો: "એક ખાસ હેતુને લીધે પેટપુરતું નથી ખાધું." પુત્રે તેનું કહેવું સમજી લઇને કહ્યું: "વારંવાર પ્રભુની બંદગી કરો; કેમકે એમાં એવું કંઇ પણ નથી આપે કર્યું કે જેથી આપનો ઉદ્દેશ સિદ્ધ થાય.

સારાંશ:— જેઓ પ્રતિષ્ઠા મેળવવાને સારૂ મહાત્માઓ જેવા ઢોંગ કરે છે અને લોકદૃષ્ટિથી બહાર જઇ પાછા અસાધુ સમાનજ કામ કરે છે, તેવા ઢોંગીઓથી સાવચેત રહેવાનું છે.

## પુષ્પ–૬ ઠું.

મને યાદ છે કે બાલ્યાવસ્થામાં હું ઘણો ધાર્મિક હતો. તે સમયે હું પાછલી રાત્રે ઉઠી નિત્યનિયમ વગેરે વખતસર કરી લેતો હતો. એક રાતે હું કુરાનનું પુસ્તક છાતી સાથે રાખી આખી રાત મારા પિતાની સામે બેસી રહ્યો અને આંખ સરખી મીંચી નહિ. આજુબાજુનાં સર્વ સુઇ ગયાં હતાં. મેં મારા પિતાને કહ્યું: "આ લોકો મુરદાની માફક એવા સુઇ રહ્યા છે કે એમાંનો એકપણ પ્રાર્થનાને માટે માથું નથી ઉઠાવી શકતો." તેમણે ઉત્તર આપ્યો, "બેટા, એવી રીતે **બીજાઓના દોષ શોધવા કરતાં તો તું સુઈ ગયો હોત તો સારૂં થાત.**" અહંકારીઓની આંખપર અહંકારનો એક એવો પડદો પડી રહે છે કે તેથી તેઓ પોતાના

સિવાય અન્ય કંઇજ જોઇ શકતા નથી. જો તેમનામાં પ્રભુનાં દર્શન કરવાની શક્તિ હોત તો તેઓ પોતાનાજ તન—મનને સર્વ કરતાં ઉતરતી પાયરીનું સમજત.

**સારાંશ:**—સાચા સાધુ અન્યના દોષ ઢુંઢતા નથી; અભિમાની-ઓજ અન્યના દોષ જોવામાં મશગૂલ રહે છે અને પોતાને જગતમાં સર્વથી વધારે ગુણવાન તથા દોષહીન માને છે.

**સાચા મહાત્મામાં અભિમાન હોતું નથી.**
**જેનામાં અભિમાન છે તેનામાં સર્વ દોષ છે.**
**અભિમાનનો ત્યાગ કર્યા વિના પ્રભુનું દર્શન થઇ શકતું નથી.**

## પુષ્પ—૭ મું.

એક વખતે એક મંડળીમાના સર્વ માણસો એક ધાર્મિક મનુષ્યની પ્રશંસા કરી રહ્યા હતા. ધર્માત્માએ એથી કરીને પોતાનું માથું નીચું નમાવી દીધું હતું. છેવટે તેમણે પોતાનું માથું ઉંચું કરીને કહ્યું: "મારામાં કયા ગુણ છે અને કયા અવગુણ છે તે હુંજ જાણું છું. તમે લોકો કેવળ મને બહારથીજ જોઇને પ્રશંસા કરો છો, પણ મારા અંતરમાં શું છે તેની તમને ખબર નથી."

"લોકો મારી બાહ્ય સુરત જોઈ મને નેક સમજે છે, પણ મારી આંતર નીચતાના કારણે શરમનો માર્યો હું મારૂં મસ્તક નીચું કરી દઉં છું. મનુષ્ય સુંદર પીછાંને લીધે મોરની પ્રશંસા કરે છે; પણ મોર પોતાના કદરૂપા ચરણથી લજ્જીત રહે છે."

**સારાંશ:**—આપણા ગુણદોષને આપણે પોતે જેટલી સારી રીતે જાણતા હોઈએ છીએ તેટલી રીતે અન્ય લોકો નથી જાણી શકતા; માટે માણસે બીજાઓના વખાણથી ફુલાઇ નહિ જતાં પોતાના દોષ તરફ લક્ષ આપી તેને દૂર કરવાનો પ્રયત્ન કરવો જોઇએ.

## પુષ્પ—૮ મું.

જેની ઈશ્વરભક્તિની વાત આખા અરબસ્તાનમાં પ્રસિદ્ધ હતી તેવો લીબનાન પર્વતપરનો એક ધાર્મિક પુરૂષ દમાસ્કની મસજીદમાં જઇ ઉંડા હોઝના કિનારાપર હાથપગ ધોતો હતો. તેટલામાં તેનો પગ ખસી જવાથી તે પાણીમાં પડી ગયો અને પછી મહા મુશીબતે બહાર નીકળ્યો. જ્યારે લોકો નમાઝ વગેરેની ક્રિયામાંથી નિવૃત્ત થયા ત્યારે તેના એક સોબતીએ કહ્યું કે: " મારા મનમાં એક શંકા આવી છે તે આપ દૂર કરો." શેખે કહ્યું: " શી શકા છે ?" તેણે ઉત્તર આપ્યો: " મને યાદ છે કે, આપ આફ્રિકાના સમુદ્રમાં પાણીપર ચાલતા હતા છતાં આપના પગ લેશપણ પલળતા નહતા; ત્યારે આજે હું જોઉં છું કે, આપ કેવળ પાંચેક હાથ ઉંડા પાણીમાં પડવા છતાં પણ મરવાની હાલતમાં આવી ગયા, તેનું શું કારણ ?" પેલો ધાર્મિક પુરૂષ ઘણીવાર સુધી ધ્યાન મગ્ન રહ્યા પછી ઉંચું જોઇ બોલ્યો: " શું તમે નથી સાંભળ્યું કે, હઝરત મહંમદ મુસ્તફા સાહેબે કહ્યું હતું કે, ઈશ્વરે એક વખત મને એવી શક્તિ આપી હતી કે જે બીજા પેગંબરોને તેણે આપી નહતી: પણ તેમણે કદિ એવો દાવો નહોતો કર્યો કે તે શક્તિ સદાકાળ તેમનામાં રહ્યા કરે છે. વળી તેમણે એમ પણ નથી કહ્યું કે જીબરઇલ અને મેકાઇલમાં* એવી શક્તિ નહતી. એક વખત હઝ્રસા અને ઝૈનબ× ને પણ એવી શક્તિ મળી હતી. સર્વ કોઇની પેઠે મહાત્માઓની પ્રકૃતિ પણ ત્રિગુણાત્મક ( ગુણદોષથી મિશ્ર ) હોય છે જેમ માણસ મરજીમાં આવે ત્યારે પોતાનું મુખ ઉઘાડે છે અને મરજીમાં આવે ત્યારે બીડી દે છે; તેમ મહાત્માઓ પણ મરજીમાં આવે ત્યારે દૈવી શક્તિઓ ખુલી કરે છે અને મરજીમાં આવે ત્યારે તેને ગુપ્ત રાખે છે.

એક માણસનો પુત્ર ખોવાઇ ગયો હતો. (યાકુબની વાત છે) કોઇએ તેને

* બે ફીરસ્તા અથવા ઈશ્વરના દૂતનાં નામ.

× પેગંબરોનાં નામ છે.

કહ્યું: "અરે ભદ્ર પુરૂષ, બુદ્ધિશાળી વૃદ્ધ, જ્યારે તે ઘણે દૂર મીસરમાં ગયાની તને ગંધ આવી છે ત્યારે તું કન્યાનના કૂવામાં તેને કેમ ન જોઇ શકયો ?" તેણે ઉત્તર આપ્યો: "અમારી સ્થિતિ ચમકતી વિજળીના જેવી છે. તે કદિ ચળકે છે તો કદિ લુપ્ત થઇ જાય છે. અમે કદિ ચોથા આસ્માન—સ્વર્ગમાં બેસી રહીએ છીએ તો કદિ અમારા ચરણનું તળીયું પણ નથી જોઇ શકતા. (અર્થાત્ પાતાળમાં ચાલ્યા જઇએ છીએ.)

## પુષ્પ—૯ મું.

બલખકની મોટી મસજીદમાં હું એક વખતે એક મંડળીમાં વ્યાખ્યાન આપી રહ્યો હતો. એ મંડળના લોકો એવા શુષ્ક અને મડદાલ દીલના હતા કે તેઓ આલોકમાં રહીને પરલોકનો માર્ગ સાધ્ય કરવાને તદ્દન અસમર્થ હતા. તેઓનાં શરીર ત્યાં હતાં એટલુંજ. તેમનાં મન તો અનેક પ્રકારની વાતચીત વગેરેમાં રોકાઇ ગયાં હતાં. મેં જોયું કે મારા ઉપદેશની તેમનાપર કંઇપણ અસર નથી થઇ અને મારો ઇશ્વરભક્તિરૂપ અગ્નિ તેમના હૃદય રૂપી ઘીચ જંગલને પ્રજ્વલિત નથી કરી શકયો. હું તે જંગલી જાનવરોને ઉપદેશ આપતાં આપતાં અને અંધોને આયનો દેખાડતાં દેખાડતાં હેરાન થઇ ગયો; પરંતુ ઉદ્દેશ સિદ્ધ ન થયો. વ્યાખ્યાનમાં "અમે અમારા શરીર કરતાં પણ તે પ્રભુની વધારે નજીક છીએ." એ વાકય ઉપર આવતાં મેં તે વિષે ખૂબ દ્રષ્ટાંતો આપીને કહ્યું કે; "મારો મિત્ર મારા કરતાં પણ મારી વિશેષ નજીક છે; પણ આશ્ચર્ય એ છે કે હું તેનાથી દૂર છું. હું શું કરૂં અને કોને કહું ? કેમકે તે મારા ખોળામાં છે પણ તેને મન હું હજારો ગાઉ દૂર છું." આ વખતે તે મંડળીમાંથી એક માણસ નીકળી આવ્યો. તે મારા છેવટના શબ્દોથી એવો ઉત્સાહિત બની ગયો કે સર્વને તેણે ખુબ જોશથી સમજાવ્યા અને બીજી વાતો પડી મૂકાવીને ઉપદેશ તરફ ધ્યાન આપતા કર્યા. ધ્યાન

આપવાને લીધે સર્વ કોઇ વાહ વાહ કરવા લાગ્યા તેમજ બહુજ ઉત્સાહ અને આનંદમાં આવી ગયા.

**સારાંશ:**—પ્રભુ સદાએ દરેક માણસની પાસે છે. જેઓ તેને પોતાની સમીપમાં જોવાનું ત્યજી દઇ ઠેર ઠેર ખોળતા ફરે છે તેઓ અજ્ઞાની છે. જેઓ ઇશ્વરને જાણે છે તેઓજ ઇશ્વરની સમીપ છે. જેઓ નથી જાણતા તેઓ નજીક હોવા છતાં પણ દૂરછે. બીજું એ કે ઉપદેશની અસર ત્યારેજ થઇ શકે છે કે જ્યારે સાંભળનાર ધ્યાનપૂર્વક સાંભળે. જો ધ્યાન ન અપાય તો વક્તાનો શ્રમ વ્યર્થ જાય છે.

## પુષ્પ-૧૦ મું.

મક્કા તરફ જતી વખતે એક રાત્રે થાકી જવાને લીધે રસ્તાની બાજુપર હું જમીનપર માથું મૂકીને સુઈ ગયો અને બાજુપરના એક ઊંટવાળાને કહ્યું કે, "મને ઉઠાડીશ નહિ. જ્યાં થાકનું માર્યું ઊંટજ બોજો ઉંચકી શકતું નથી ત્યાં બિચારા માણસના પગ કેટલે સુધી જઇ શકશે? ગમે તેવો મજબૂત માણસ પણ બહુ થાકી ગયા પછી પણ જો પગપાળો મુસાફરી કરે તો વખતે જીવનું પણ જોખમ થવાનો ભય રહે છે." તેણે જવાબ આપ્યો: "ભાઇ, આગળ મક્કા છે અને પાછળ લુંટારા છે. આગળ ચાલશો તોજ બચવાની કાંઇ પણ આશા છે. મક્કા તરફ જતાં મરી જવાય તોપણ તે ધર્મનું મરણ છે અને હલકા લોકોને હાથે રીબાઇને મરવા કરતાં તેવું મરણ હજાર દરજ્જે સારૂં છે. મુસાફરીની રાત્રે કંડકમાં ખુલ્લી જગામાં સુવાનું સુખ જુદુંજ છે, પણ એટલું યાદ રાખો કે એ સુખનું બિછાનું તે મોતનું પસ્તાનું છે."

**સારાંશ:**-તેજ આરામ ઉમદા છે કે, જેનું પરિણામ ઉમદા હોય.

## પુષ્પ-૧૧ મું.

સમુદ્રના કિનારે મેં એક ધાર્મિક માણસને જોયો. તેના શરીરપર ચિત્તાના પંજાના ઘા વાગેલા હતા તે કોઇ પણ ઉપાયથી રૂઝાતા નહતા.

આ કષ્ટપૂર્ણ સ્થિતિમાં તે ઘણા દિવસ સુધી રહ્યો, તોપણ પ્રભુને સર્વદા ધન્યવાદ આપ્યા કરતો હતો. આથી કોઇએ તેને પૂછ્યું કે "તમે તેને શા માટે ધન્યવાદ આપ્યા કરો છો ?" તેણે કહ્યું: "હું એટલા માટે ધન્યવાદ આપ્યા કરૂં છું કે, હું માત્ર દુઃખમાંજ ડૂબેલો છું; નહિ કે પાપમાં. મારો એ પ્યારો ઇશ્વર જો મને મોતના ડાચામાં ધકેલી મૂકે તોપણ તેમાં તે સર્વજ્ઞને હાથે મારૂં હિતજ થવાનું હોવાથી મને ભય ન લાગે અને પ્રભુનો ઉપકાર માનું. પણ ખૂબ તંદુરસ્તી હોવા છતાં પણ જો કાંઇ પાપી વિચાર કે કાર્ય મારાથી થઇ જાય તો તરતજ મને ભય પેદા થઇ પ્રભુને પ્રાર્થના કરૂં છું કે, હે નાથ ! આ દાસે એવો કયો અપરાધ કર્યો છે કે આપ અપ્રસન્ન થઇ ગયા છો."

**સારાંશઃ**—સન્માર્ગે ચાલવા છતાં પણ દુઃખ આવી પડે છે. તો પ્રભુના જનો તે બાબતનું ખરૂં રહસ્ય સમજતા હોવાથી પ્રભુની કોઇ અગાધ કૃપાના ફળરૂપે તે દુઃખને સમજીને તેનો ઉપકાર માને છે. અને શૂળીનો ઘા સોયથી સરી રહ્યો છે એમ સમજે છે; અને બહારની સુખ સંપત્તિ છતાં પણ જ્યારે કોઈ પાપી વિચાર કે ક્રિયા તેમનાથી થઈ જાય છે ત્યારે ઇશ્વરની અવકૃપા પોતાપર ઉતરેલી માનીને દીનતાથી તેની પ્રાર્થના કરે છે. ધન્ય છે તે મનુષ્યોને કે જે આવી દશાએ પહોંચેલા હોય !

## પુષ્પ–૧૨ મું.

કોઇ બાદશાહે એક મહાત્માને પૂછ્યું: "શું તમે કદિ મને પણ યાદ કરો છો ?" તેણે ઉત્તર આપ્યો: **"હા, જ્યારે ઇશ્વરને ભૂલી જાઉં છું ત્યારે તમોને યાદ કરૂં છું."**

**પ્રભુના દ્વારથી માણસ વિમુખ બને છે ત્યારેજ તે ઘેર ઘેર માર્યો માર્યો ફરે છે; જે પ્રભુના દ્વાર તરફ પોતાનું ચિત્ત રાખે છે તેને બીજાઓના દ્વાર તરફ નથી તાકવું પડતું.**

સારાંશઃ—જે માણસ પ્રભુપ્રેમમાં મગ્ન રહે છે, જે ઈશ્વરનેજ જગતના આધાર અને આશ્રયસ્થાનરૂપ જોઇ શકે છે, તે જગતના સમ્રાટની પણ પરવા કરતો નથી. જે પ્રભુપ્રેમી નથી, જેને પ્રભુપર ભરોસો નથી, તે પ્રભુનો પ્યારો નહિ બનવાને લીધેજ સંસારીઓનો ગુલામ બનીને તેમનો આશરો શોધે છે. પ્રભુના પ્યારાને નથી હોતો કોઇનો ભય કે નથી હોતી કોઇ સંસારી વસ્તુની ઇચ્છા. એટલે તેમને સંસારીઓનું શું પ્રયોજન હોય?

---

## પુષ્પ–૧૩ મું.

કોઈ મહાત્માને એકવાર સ્વપ્ન આવ્યું. સ્વપ્નમાં તેણે એક રાજાને સ્વર્ગમાં અને એક તપસ્વીને નરકમાં જોયો. તેણે સ્વર્ગના અધિકારીને પુછ્યું: "રાજા ઉંચે ચઢયો અને તપસ્વી નીચે પડયો તેનું શું કારણ છે?" અધિકારીએ જવાબ આપ્યો: "**રાજા મહાત્માઓપર પ્રીતિ રાખતો હતો તેથી તેને સ્વર્ગ મળ્યું અને તપસ્વી રાજાઓની સંગત કરતો હતો તેથી નરકમાં પડયો.**" મોટી મોટી કફનીયો અને ત્યાગનો વેષ ધરવા છતાં પણ જો વિષયી માણસોનીજ સંગત રખાય અને હલકા વિચાર તથા કર્મથી બચાય નહિ તો શો લાભ છે? બીજા હાથપર તપસ્વી જેવા ગુણ રાખીને તાતારી તાજ ધારણ કરવામાં આવે તોપણ હરકત નથી.

સારાંશઃ—જે માણસ માત્ર પ્રભુમાં પ્રેમ રાખે છે, તેના સિવાય અન્ય કોઇનું શરણુ લેતો નથી, સદા પરોપકારરત રહે છે, દેહને અનિત્ય, ક્ષણભંગુર સમજી અભિમાન પરહરે છે; તે ગમે તેવા વેશમાં રહેવા છતાં પણ સાચો યોગી છે. જેનામાં ઉપરોક્ત ગુણનો અભાવ છે તે ભલે નાગો રહે અને ખાક ચોળે, તોપણ તે યોગી નથી–યોગીનો ઢોંગ કરનારો છે.

---

## પુષ્પ–૧૪ મું.

કુફા નગરનો એક પગે ચાલતો મુસાફર ખુલ્લા મસ્તક અને ખુલ્લા પગે મક્કા જનારા અમો યાત્રાળુઓની સાથે થયો. તે ઘણી ખુશીથી પ્રવાસ કરતો અને કહેતો, "ઇશ્વરની મહેરબાનીથી હું ઊંટપર સ્વાર પણ નથી અને ખચ્ચરની પેઠે બોજો પણ ઉંચકવાવાળો નથી. નહિ કોઈની માલકી કે નહિ કોઈની ગુલામી! નહિ ગઇ ગુજરીનું ચિંતન કે નહિ આવતી કાલની ફિકર!" આ સાંભળી ઊંટપર સ્વાર થયેલા એક માણસે કહ્યું, "હે અક્કલ વગરના! પાસે નહિ કોડી ને ઉભી બજાર દોડી, એવું ન કર. જા, પાછો ઘેર ચાલ્યો જા. પાસે કશું છે નહિ ને નાહકનો દુઃખી થઈ માર્યો જઈશ." ફકીરે એ સ્વારની વાતપર ધ્યાન ન આપ્યું અને ચાલતો ચાલતો જંગલમાં આવી પહોંચ્યો. જ્યારે અમે લોકો નખલચે મહમૂદ નામની જગ્યોએ આવી પહોંચ્યા ત્યારે પેલા સ્વારના દિવસ પુરા થઇ ગયા અને તે મરી ગયો. ફકીર એ મરનારના તકીયાની પાસે બેસીને કહેવા લાગ્યોઃ "હું કષ્ટ વેઠીને પણ અહીં સુધી ચાલ્યો આવ્યો અને તમે સાંઢણીપર સ્વાર થવા છતાં મરી ગયા!"

**સારાંશ:**–સુખ દુઃખ કે મરવા જીવવાનો આધાર કાંઇ બહારના ધન વૈભવ ઉપર નથી. ત્યાગ અને તપરૂપ અંતરની જે સાચી સંપત્તિ, તે વાતમાં ન સમજવાથીજ ઘણાખરા ધનસંપત્તિવાળાઓ ફોકટના ફુલણજી બનીને સાચા ત્યાગીઓને ખરાબ દશામાં પડેલા માને છે.

## પુષ્પ–૧૫ મું.

યુનાન દેશમાં એકવાર લુંટારાઓએ મુસાફરોના એક ટોળા ઉપર હુમલો કરી પુષ્કળ માલ લુંટી લીધો. વ્યાપારીઓએ ઘણી રોકકળ કરી અને ઈશ્વર તથા પેગંબરને પુષ્કળ વિનંતી કરી પણ ડાકુને દયા શેની! એ પ્રવાસીઓમાં લુકમાન હકીમ પણ હતા. બધા મુસાફરોએ લુકમાનને કહ્યું: "આપ લુંટારાઓને એવો ઉપદેશ કરો કે તેઓ લુંટના માલ-

માંનો થોડો ઘણો ભાગ પણ પાછો આપી દે." લૂકમાને જવાબ આપ્યો, "તેમને જ્ઞાનોપદેશ કરવો વ્યર્થ છે. કાટથી ખવાઇ ગયેલું લોઢું સહેલાઇથી સાફ થઇ શકતું નથી. લોખંડની મેખ જમીનને કે લાકડાને ભેદી શકે; પત્થરને નથી ભેદી શકતી. ઉપદેશ તો મારે તમો લુંટાઇ જનારાઓનેજ કરવાનો છે કે તમે સારી સ્થિતિવાળા હો ત્યારે દુઃખી અને અજ્ઞાન લોકોને સહાય કરો; કેમકે દીન દુઃખીઓની બરદાશ લેવાથી તમારાં પાપ ટળી જશે. સવેળા સમજીનેજ એ પ્રમાણે નહિ વર્તો તો છેવટે જુલમીઓ અથવા તો મરણ આવી પહોંચતાં તમો આખરે તો પરાણે પણ લુંટાવાનાજ છો. આજના અનુભવ ઉપરથી જો આટલું જ્ઞાન તમે મેળવી લેશો, તો કરોડો સુવર્ણમુદ્રા કરતાં પણ ઘણું વધારે તમે મેળવ્યું જાણજો."

**સારાંશઃ**—સ્પષ્ટજ છે.

## પુષ્પ—૧૬ મું.

કોઇએ લૂકમાન હકીમને પુછ્યું: "આપ સદાચાર કોની પાસેથી શીખ્યા?" તેમણે જવાબ આપ્યો: "દુરાચારીયો પાસેથી. મેં એ લોકોમાં જે કંઇ ખરાબ આચાર જોયા તેનો ત્યાગ કર્યો. બુદ્ધિશાળી માણસ બાળકોની રમતમાંથી પણ શીખામણ મેળવે છે, ત્યારે મૂર્ખ માણસ તત્ત્વજ્ઞાનની કથાઓ સાંભળવા છતાં તેમાંથી રમત અને મૂર્ખતાજ શીખે છે."

## પુષ્પ—૧૭ મું.

એક કુકર્મી માણસ ઇશ્વરની કૃપાથી મહાત્માઓના સંગમાં લાગી ગયો. મહાત્માઓના આશીર્વાદથી તે કુકર્મ છોડી દઇને સુકર્મ કરવા લાગ્યો. તેની ઇંદ્રિયો સ્વાધીન થઇ ગઇ અને તે ઇચ્છારહિત બન્યો. પ્રથમ તે કુકર્મી હતો તે કારણથી સાધારણ લોકો તો "સો ઉંદર મારીને બિલાડી પાટે બેઠી" એવી હલકીજ વાતો તેને માટે કર્યા

કરતા. **માણુસ સુધરી જઇને ઇશ્વરના કોપથી બચી શકે છે; પણ આદમીઓની જુબાનથી બચી શકતો નથી.** જ્યારે તે લોકોની ગાળો અને નિંદા સાંભળીને થાકયો ત્યારે તેણે શોકમગ્ન બની સર્વ હકીકત પોતાના મંડળના શેખને-મુખીને કહી સંભળાવી. શેખે કહ્યું: " લોકો તને જાણે છે તે કરતાં તું સારો છું એ માટે પ્રભુના આશીર્વાદ પ્રત્યે તારે કૃતજ્ઞતા પ્રકટ કરવી જોઇએ. મૂર્ખ લોકોના કહેવા તરફ જોઇ દુ:ખી ક્યાં સુધી થયા કરીશ? જગત તને બૂરો કહે તો કહેવા દે; પણ તું **તો સાચો અને ભલોજ બની રહે.** લોકોની તો નિંદા તેમજ સ્તુતિનું પણ કશું વજન નથી. જરા મારા તરફ જો. લોકો મને સંપૂર્ણ સમજે છે ને વખાણે છે પણ ખરૂં જોતાં હું અપૂર્ણજ છું. દુનિયાં મને જેવો માને છે તેવોજ જો હુ હોત તો ખરેખર મોટો ઈશ્વરભક્ત અને ધર્માત્મા બન્યો હોત."

"મારા સોબતીઓથી હું મારૂં અપૂર્ણત્વ છુપાવું છું, પણ પ્રભુ તો મારાં ગુપ્ત અને ખુલ્લાં સર્વ કર્મને જાણે છે. લોકો મારી એબ-દોષ ન જાણી શકે તે માટે સરજાનાના દરવાજા હુ બંધ કરી દઉં છું; પરંતુ સર્વવ્યાપી પરમાત્મા તો મારાં ગુપ્ત અને પ્રકટ સર્વ કર્મ ને જુએ છે."

સારાંશ—આ કહાણી કહે છે કે માણુસે સર્વદા સન્માર્ગે ચાલવું જોઇએ. જો માણુસ સારાં કર્મ કરતા હોય, સારા માર્ગે જતો હોય તો લોકો તેની નિંદા કરે તોપણ શું? માણુસ માણુસની ગુપ્ત સ્થિતિ નથી જાણી શકતો પણ પ્રભુથી એકે ભેદ છુપો રહેતો નથી.

## પુષ્પ-૧૮ મું.

એક વાર મેં બહુજ ગભરાઇને એક શેખને કહ્યું કે, અમુક માણસ મારાપર વ્યભિચારનો ખોટો આરોપ મુકે છે; ત્યારે શેખે જવાબ આપ્યો કે, **"તમે તમારી નેકી વધારી મૂકીને તેને શરમિંદા** બનાવો. જો સતારનો અવાજ સારો હશે તો તેના તારને સુધારવાની જરૂર નહિ રહે."

## પુષ્પ-૧૯ મું.

એકવાર કેટલાક લોકોએ દમાસ્કના શેખોને પૂછ્યું કે, "સુફીઓના હવે શા હાલ છે ?" ત્યારે તેમણે જવાબ આપ્યો: "અગાઉ સુફી સંપ્રદાયવાળાઓની એક જમાત હતી. તેઓ **બહારથી ત્યાગી અને તપસ્વી હતા. પણ અંદરથી બહુજ સુખી અને સંતુષ્ટ હતા;** પરંતુ હમણાં તો તેમની એક કોમજ બની ગઇ છે અને તે કોમ **જાહેરમા સંતુષ્ટ છે પણ અંદરથી અસંતુષ્ટ છે.**" +

તમારૂં મન જો સ્થિર નથી રહી શકતું અને ઠેર ઠેર ભટકે છે; તો પછી તમને એકાંત સ્થાનમાં પણ શાંતિ અને સંતોષ નથી મળવાનાં. ધનમાલ, જમીન, જાગીર અને માનપાન હોવા છતાં પણ જો તમારૂં ચિત્ત પ્રભુમાં ચોંટી રહેતું હોય તો તમે એકાંતવાસી સંન્યાસીજ છો.

---

## પુષ્પ-૨૦ મું.

મને યાદ છે કે, એક વખત આખી રાત મુસાફરો સાથે પ્રવાસ કરીને સવારે હું એક જંગલની હદપર સુઇ ગયો; પણ એક મસ્ત હાલતનો માણસ જે અમારી સાથે મુસાફરી કરી રહ્યો હતો તે જંગલ તરફ ચાલ્યો ગયો. તેણે ક્ષણવાર પણ આરામ ન લીધો. જ્યારે સવાર થયું ત્યારે તેને મળી મેં પૂછ્યું કે શું હતું ? તેણે કહ્યું: "મેં વૃક્ષોપર બુલબુલોને, પહાડોપર તેતરોને, પાણીમાં દેડકાંને અને અનેક જાનવરોને જંગલમાં પ્રભુનું ગુણગાન કરતાં સાંભળ્યાં તેથી મને ખ્યાલ થયો કે, જ્યારે સર્વ જીવમાત્ર પ્રભુના ગુણનું ગાન કરી રહ્યાં છે ત્યારે પછી

---

+ અદ્વૈતવાદને માનનારને મુસલમાનોમાં "સુફી" કહે છે. હિંદમાં હાલ જેમ "આત્માકુ કયા લગતા હૈ" એવા વેદાન્તસિદ્ધાન્તના ઓથા પાછળ લોભ લાલચને તથા શિશ્નોદરપરાયણતાને સેવી રહેલા શુષ્ક વેદાન્તીઓ ઘણા છે, તેવું જોઇનેજ ઉપલું કથન કહેલું સમજાય છે.

સંપાદક.

મારે પણ કર્તવ્યકર્મ ચુકીને સુઇ રહેવું યોગ્ય નથી." કાલે પાછલી રાતે સવાર થતાં થતાં એક ચકલીનું ગુણગાન સાંભળીને મારા હોશ ઉડી ગયા, શકિત અને ધૈર્ય સ્ખલિત થઇ ગયાં અને હું પ્રભુની પ્રાર્થના કરવા લાગ્યો. જ્યારે મારા એક મિત્રે મારો અવાજ સાંભળ્યો ત્યારે તેણે કહ્યું કે, " હું નહોતો ધારતો કે તમે એક ચકલી જેવા તુચ્છ પ્રાણીનો અવાજ સાંભળીને આવી રીતે બેહોશ બની જશો." મેં કહ્યું: " એક ચકલી પણ પ્રભુના ગુણ ગાય અને હું મુંગો રહું એ માનવજાતિના નિયમ વિરૂદ્ધ છે."

**સારાંશઃ**—માણસે પરોઢીયે ઉઠી પ્રભુના ગુણાનુવાદ ગાવા જોઇએ. જ્યારે પશુપક્ષી પણ ચાર ઘડી વહેલાં ઉઠી ઇશ્વરની સ્તુતિ કરે છે, ત્યારે તે પ્રસંગે માણસે બિછાનું સેવવું એ અનુચિત છે.

## પુષ્પ–૨૧ મું.

એક વખતે હું કેટલાક સારા સ્વભાવના યુવાનોની સાથે હજ કરવા જતો હતો. તે નવયુવકો મારા દીલોજાન દોસ્ત અને હમ્મેશના સાથી હતા. તેઓ આનંદમગ્ન બની સુસ્વરે ધર્મ વિષે કવિતાઓ લલકારી રહ્યાં હતા. એ જમાતમાં એક ભક્ત હતો. તે ફકીરોની એ રીતને ખરાબ માનતો હતો; કેમકે તે પોતાના કષ્ટથી અજાણ્યો હતો. ચાલતાં ચાલતાં અમે નખીલે નબી હિલાલના તાડવૃક્ષના એક કુંજની પાસે આવી પહોંચ્યા. ત્યાં એક કાળા રંગનો છોકરો અરબી મહોલ્લામાંથી આવી પહોંચ્યો અને એવા તાનથી ગાવા લાગ્યો કે, ઉડતાં પક્ષી પણ સ્થિર થઇ ગયાં. મેં જોયું કે પેલા ભકતનું ઉંટ નાચવા લાગ્યું; એટલુંજ નહિ પણ સ્વારને નીચે પટકી દઈ જંગલ તરફ ચાલી ગયું. મે કહ્યું: " હે ભકત, આ તાન સાંભળીને પશુપક્ષી પણ ખુશ બની ગયાં છતાં તારાપર તેની કંઇએ અસર કેમ ન થઇ? સવારે બુલબુલે શું કહ્યું તે તું જાણે છે? તું તે કેવો માણસ છે કે તને પ્રભુપ્રેમનું ભાનજ નથી?

ારબી ગીત સાંભળીને ઊંટ સરખું પણ મોહિત બની ગયું, છતાં તને
ઈ આનંદ ન થયો ત્યારે તું જનાવરજ હોઈશ. મેદાનોમાં વંટાળીયા
ાય છે ત્યારે વૃક્ષો પોતાનાં શિર ઝુકાવી દે છે. પણ પત્થરપર તેની
ાજ અસર થતી નથી. **તમારી દૃષ્ટિએ પડતી પ્રત્યેક વસ્તુ
ભુના ગુણ ગાય છે,** એ વાત સમજુ જનો સારી રીતે સમજી શકે
. કેવળ બુલબુલોજ તેનાં પુષ્પો માટે તેની સ્તુતિ નથી કરતાં. પણ
ની તારીફને માટે પ્રત્યેક કાંટામાં પણ વાચા રહેલી છે.

**સારાંશ:**—દુનિઆમાં પશુપક્ષી, કીટ-પતંગ વગેરે સર્વ કોઈ
સરજનહાર અને પાલનહાર પ્રભુના ગુણ ગાય છે; ત્યારે માણસ કે જે
ર્વ જીવમાં પ્રધાન છે તેણે તો પ્રભુના ગુણાનુવાદમાં જરા પણ ચુકવું
જોઈએ. માણસનું મુખ્ય કર્તવ્ય એ છે કે, પ્રત્યેક ક્ષણ ઈશ્વરની
તુતિમાં ગાળવી.

## પુષ્પ-૨૨ મું.

એક બાદશાહને કોઈ વારસ નહતો. જ્યારે તેનો અંતકાળ નજીક
ાવ્યો ત્યારે તેણે પોતાના વસીયતનામામાં લખાવ્યું કે, મારા મરણ
છી સવાર થતાંજ જે માણસ પહેલ વહેલો નગરના દરવાજામાં આવે
ને રાજમુકુટ પહેરાવી રાજકારભાર સોંપી દેવો.

રાજાના પ્રધાન, અમીર, ઉમરાવ વગેરે દરવાજાપર જઈ ઉભા રહ્યા.
વયોગે પહેલ વહેલો એક ભિખારીજ દરવાજામાં આવ્યો. આ ભિખા-
ની આખી જીંદગી ટુકડા ખાવામાં અને ચીંથરાં પહેરવામાં ગઈ
તી. રાજાના મંત્રી અને દરબારીઓએ રાજાના વસીયતનામા પ્રમાણે
ભિખારીને રાજ્ય સોંપી દીધું. કેટલાક દિવસ સુધી તે ભિખારીએ
ાજકાજ ચલાવ્યું; પણ પછીથી કેટલાક અધિકારી અને દરબારીયોએ
ની આજ્ઞાની અવગણના કરવા માંડી. આજુબાજુના રાજાઓ તેના
ત્રુ બની ગયા. તેઓ સૈન્ય લઈ ચડી આવ્યા અને ભિખારી રાજાનું

લશ્કર હારી ગયું. ટુંકામાં કેટલોક પ્રદેશ તેની સત્તામાંથી નીકળી ગયો.

ભિખારી આથી અત્યંત દુઃખી થયો. આ દરમીયાન તેના એક જુના મિત્રની મુલાકાત થઈ. આ માણસ તેનો કંગાળ સ્થિતિ વખતનો સ્નેહી હતો. એ દિવસે તે એક લાંબી મુસાફરી કરી પાછો ફર્યો હતો. તેણે મિત્રને ઉચ્ચપદપર જોઈ કહ્યું: "સર્વ શક્તિમાન અને પરમકૃપાળુ પ્રભુને ધન્ય છે કે, તારૂં ભાગ્યચક્ર ફરી ગયું. કાંટાની ધીચ ઝાડીમાંથી ગુલાબ નીકળ્યું. તારા પગમાંથી કાંટા નીકળી ગયા અને આ સ્થિતિ પ્રાપ્ત થઇ. ખરેખર દુઃખ પછી સુખ આવ્યું. પુષ્પકલિકા કદિ ખીલે છે અને કદિ કરમાઇ જાય છે. વૃક્ષ કદિ પત્રહીન થઇ જાય છે અને કદિ પત્રોથી ઢંકાઇ જાય છે." તેણે જવાબ આપ્યો: "ભાઇ! આ વખત સુખનાં ગીત ગાવાનો નથી પણ મારી સાથે રહીને શોક કરવાનો છે. જ્યારે તમે મને પહેલીવાર મળ્યા હતા ત્યારે મારે કેવળ રોટલીનીજ ફીકર કરવી પડતી હતી; હવે મારે દુનિયાની ચિંતા કરવી પડે છે. જ્યારે દિવસ સારા હોય છે ત્યારે મારે સંસારી ભોગ વિલાસમાં પડવું પડે છે અને જ્યારે ખરાબ હોય છે ત્યારે કષ્ટ ભોગવવું પડે છે. સંસારની ખટપટની સાથે સરખાવતાં બીજી કોઇ પણ આફત મોટી નથી. સુખ અને દુઃખ એ બન્ને પ્રસંગે સંસાર તો પીડાજ આપે છે."

**જો તને ધનની અભિલાષા હોય તો સંતોષની શોધ કર:** કેમકે તેજ અમૂલ્ય ધન છે. જો કોઇ ધનાઢ્ય તારા ખોળામાં રૂપીયાનો ઢગલો કરે તો તેનો આભાર ન માનતો; કેમકે મેં મહાત્માઓના મોઢે સાંભળ્યું છે કે, **ધનવાનોના દાન કરતાં નિર્ધનનો સંતોષ ઘણી ઉંચી વસ્તુ છે.**

**સારાંશ:**—ગરીબ અને નિર્ધન લોકો રાજા મહારાજાઓને તથા અમીર ઉમરાવોને જોઇને મનમાં દુઃખી થઇ કહે છે કે, તેઓ કેવો સ્વર્ગનો આનંદ ભોગવે છે! પણ એ વાત ખરી નથી. જે જેટલો

ધનવાન છે, જેટલો ઉચ્ચપદે છે તેટલોજ અધિક ચિંતાગ્રસ્ત અને દુઃખી છે. બહારથી તેઓ સુખી લાગે છે પણ એમની આંતરિક દશા તો દુઃખીજ હોય છે. તેમની છાતીપર મોટી મોટી જવાબદારીઓ અને ચિંતાઓ સ્વાર થયેલી હોય છે. મોટાઓ રાતે શાંત નિદ્રા પામી શકતા નથી. સામાન્ય માણસો તેમની અંદરની વાત જાણતા નહિ હોવાથીજ બાહ્ય સ્થિતિપરથી તેમને સુખી સમજે છે. જેની પાસે પહેરવાને વસ્ત્ર નથી, ખાવાને અન્ન નથી છતાં તેનામાં જો સંતોષ હોય છે તો તે સુખી હોય છે. સંતોષનું સ્થાન સર્વ પ્રકારના ધનથી ઉંચે છે. જે વિશાળ પ્રદેશનો માલીક છે, જેની પાસે લાખો માણસની ફોજ છે અને જે અઢળક ધનભંડારથી પૂર્ણ છે તે પણ જો સંતોષી ન હોય તો અવશ્ય દુઃખી અને નિર્ધન છે.

## પુષ્પ-૨૩ મું.

કોઇ માણસનો એક મિત્ર દિવાન હતો. કેટલાક વખતથી તે પોતાના એ મિત્રને મળ્યો નહતો તેથી કોઇએ કહ્યું: "અમુક માણસને મળે તમને ઘણો વખત થઇ ગયો." ત્યારે તેણે જવાબ આપ્યો: "હું તેને મળવાજ ઇચ્છતો નથી." એ વખતે દિવાનનો એક માણસ ત્યાં હાજર હતો. તેણે કહ્યું: "તેનો એવો તે શો અપરાધ થયો છે કે, આપ તેને મળવા ઇચ્છતા નથી?" પેલાએ જવાબ આપ્યો: "અપરાધ તો કંઇએ નથી કર્યો, પણ દિવાનને મળવાનો પ્રસંગ તો ત્યારેજ આવે કે જ્યારે તે નોકરીમાંથી છૂટો થાય. માણસ જ્યારે હકુમત અને ઉંચા પદે પહોંચે છે ત્યારે તે પોતાના મિત્રોથી દૂર રહે છે; પરંતુ જ્યારે તે પદભ્રષ્ટ થાય છે અને મુશીબતમાં પડે છે ત્યારે પોતાના દિલનું દુઃખ મિત્રો આગળ પ્રકટ કરે છે."

**સારાંશઃ**—આ કહાણી સત્તાધિકારીઓએ વિચારવા જેવી છે. ઉચ્ચ પદ મળ્યા પછી લોકો પોતાના ગરીબ મિત્રો અને સંબંધીઓને મળ-

વામાં અપમાન અને બેઆબરૂ માને છે; પણ એ ઉચ્ચહૃદયી જનને માટે યોગ્ય નથી. જે ઉદાર હૃદયી છે, જે મહાત્મા છે તે ઉચ્ચપદ પામીને પોતાના નિર્ધન મિત્રોને હરેક પ્રકારની સહાય આપી તેમના માન સન્માનમાં કોઇ જાતની ઉણપ આવવા દેતા નથી.

## પુષ્પ–૨૪ મું.

અબૂહરૈરા નામે માણુસ હમ્મેશાં હઝરત મહંમદ મુસ્તફા સાહેબના દર્શનાર્થે જતો હતો. એક દિવસે પેગમ્બર સાહેબે તેને કહ્યું: "અબૂ હરૈરા, તને રોજને રોજ ન આવો. હમ્મેશ આવવાથી પ્રેમમાં વધારો થવાનો સંભવ નથી. લોકો કહે છે કે અમારા ઉપર સૂર્યના અનંત ઉપકાર છે, પણ મેં કોઇને તેના વિષે પ્રેમપૂર્ણ વચન ઉચ્ચારતો સાંભળ્યો નથી." તેણે જવાબ આપ્યો: "એનું કારણ એ છે કે, તે હમેશાં દેખા દે છે. જ્યારે તે વર્ષાકાળે વાદળાંમાં છુપાઇ રહે છે ત્યારેજ લોકો તેને ચ્હાવા લાગે છે."

કોઇને મળવામાં હાનિ નથી; પરંતુ વારંવાર મળવું તે ઠીક નથી કે જેથી તેને કહેવું પડે કે, "હવે તમે વિશેષ ન આવો." જો તમે તમારી જાતને અંકુશમાં રાખશો તો કોઇને તમારી અવગણના કરવાની જરૂર નહિ પડે.

## પુષ્પ–૨૫ મું.

દમાસ્કમાં મિત્રોની સંગતમાં કંટાળો આવવાથી જેરૂસલમના જંગલમાં જઇ હું પશુઓ વચ્ચે રહેવા લાગ્યો. કેટલાક વખત પછી ફ્રેંચ લોકોએ મને ત્યાંથી કેદ પકડી કેટલાક યાહુદીઓ ભેગો માટી ખોદવા ત્રિપોલીમાં એક કોતરપર મોકલી દીધો; પણ પહેલાંનો મારો એક મિત્ર કે જે અલપ્પોનો પ્રસિદ્ધ ગૃહસ્થ હતો તે ત્યાં આવી પહોંચ્યો. તેણે મને ઓળખી લઇ પૂછયું: "તમે અહીં શી રીતે આવ્યા અને કેવી રીતે નિર્વાહ

ચલાવો છો ?" મેં જવાબ આપ્યો, "મારા મનમાં આવ્યું કે, કેવળ ઈશ્વરપર નિર્ભર રહેવું એજ ઉત્તમ છે. એ વિચારને અનુસરી માણસ જાતથી દૂર રહેવા માટે હું જંગલ અને પહાડોમાં ચાલ્યો ગયો; પરંતુ આજકાલ તો મારે ઉલટું બહુજ હલકટ માણસો સાથે લાચારીથી કામ કરવું પડે છે."

તે મિત્રે ફ્રેંચોને દસ દિનાર આપી મને છોડાવ્યો અને પોતાની સાથે અલપ્પો લઇ ગયો. તેને એક કન્યા હતી. એ કન્યાની શાદી મારી સાથે કરી દીધી અને સો દિનારની પહેરામણી આપી. કેટલાક સમય પછી મારી બીબીએ પોતાનું જોર બતાવવાનો આરંભ કર્યો. તેનો સ્વભાવ ઘણો ખરાબ હતો. તે વાતવાતમાં મારી સાથે વઢી પડતી, ગાળોનો વરસાદ વરસાવતી અને હઠીલી બની જતી. તેણે મારા બધાજ સુખનો નાશ કરી દીધો. કોઇએ ખરૂંજ કહ્યું છે કે, "ઘરમાં ભુંડી સ્ત્રી હોવી એ સજ્જનને માટે આ સંસારમાંજ નરક છે. ખરાબ ઓરતોની સોબતમાંથી બચો. હે પ્રભુ, એ અગ્નિપરીક્ષાથી બચાવ." એક દિવસે મારી સ્ત્રીએ ગાળો દઇ મને કહ્યું: "તું તે મારા પિતાએ દસ દિનાર આપીને છોડાવેલો માણસ કે બીજો ?" મેં કહ્યું: "હા, તેમણે દસ દિનાર આપી મને છોડાવ્યો ખરો, પણ પાછા તરતજ સો દિનારમાં તારા હાથમાં આપી દીધો."

મેં સાંભળ્યું છે કે, કોઇ એક મોટા માણસે એક ઘેટાને ચિત્તાના જડબામાંથી બચાવી લીધો અને બીજીજ રાતે તેના ગળાપર છુરી ચલાવી દીધી!

**સારાંશઃ—** ભલા માસની સાથે અરણ્યમાં રહેવું સારૂં છે; પરંતુ દુષ્ટની સાથે સ્વર્ગ પણ સારૂં નથી.×



× મહારાજ ભર્તૃહરીએ પણ કહ્યું છેઃ—

**वरं पर्वतदुर्गेषु भ्रान्तं वनचरैः सह ।**
**न मूर्खजनसंपर्कः सुरेन्द्रभवनेष्वपि ॥**

## પુષ્પ–૨૬ મું.

કોઈ બાદશાહે "એક બાળબચ્ચાંવાળા ફકીરને પૃછ્યું કે, "તમે તમારો અમૂલ્ય સમય કેવી રીતે ગાળો છો ?" ત્યારે ફકીરે જવાબ આપ્યો: "આખી રાત પ્રભુભક્તિમાં ગાળું છું અને આખો દિવસ જીવનનિર્વાહ માટે શ્રમ કરૂં છું." આ સાંભળી બાદશાહે તેને કુટુંબની ચિંતામાંથી મુક્ત કરવા સારૂ દરમાયો બાંધી આપવાનો હુકમ કર્યો.

**સારાંશ:**—મતલબ એ છે કે, માણુસ કુટુંબપરિવારના ભરણપોષણની ફીકરમાં આખું જીવન વ્યતીત કરે છે. દિવસ પર દિવસ જતા જાય છે, ઉમ્મરમાં ઘટાડો થતો જાય છે; પરંતુ આ ચિંતા કદિએ માણસનો પીછો છોડતી નથી. પરિણામ એ આવે છે કે, માણુસ એજ વિષયમાં લીન રહી સમગ્ર જીવન અફળ બનાવે છે. એ ગૃહચિંતાના કારણે તે નથી આત્મજ્ઞાની બની શકતો કે નથી સ્વર્ગે જતો. માણુસ સર્વ ચિંતા ત્યજી દઇ ઈશ્વરારાધનામાં તલ્લીન રહે તો કેવું સારૂં ? જે પ્રભુએ અખિલ વિશ્વ ઉત્પન્ન કર્યું છે તે પ્રભુ શું પોતે રચેલી સૃષ્ટિના નિર્વાહની ફીકર નથી રાખતો ? તેનું નામ વિશ્વંભર છે.

## પુષ્પ–૨૭ મું.

એક વખતે એક બાદશાહ કંઇ ગુંચવણમાં મુંઝાતો હતો તેથી તેણે માનતા રાખી કે, આ કાર્યમાં જો હું સફળ થઈશ તો આટલું ધન ફકીરોમાં વહેંચી દઈશ. જ્યારે કાર્ય સફળ થયું ત્યારે બાદશાહે માનતા પુરી કરવા સારૂ અશરફીઓની એક થેલી પોતાના એક કૃપાપાત્ર નોકરના હાથમાં મૂકી ફકીરોમાં વહેંચી દેવા જણાવ્યું. તે નોકર બુદ્ધિશાળી અને સમજુ હતો. તે આખો દિવસ ચોતરફ રખડયો અને સાંજે પાછો ફરી બાદશાહના ચરણમાં થેલી મૂકી દઇ બોલ્યો, "મને કોઈ ફકીર ન મળ્યો." બાદશાહે કહ્યું: "શી વાત ? આ નગરમાંના સો એક ફકીરોને તો હું પોતે ઓળખું છું."તેણે જવાબ આપ્યો: "જહાંપનાહ ! જે ફકીર છે

**તે ધન લેતા નથી, અને જે ધન લેવા ઇચ્છે છે તે ફકીર નથી."** બાદશાહે હસીને દરબારીઓને કહ્યું: " હું ફકીરોપર આટલી બધી શ્રદ્ધા રાખું છું પણ આ મગરૂર માણસ મારી તે શ્રદ્ધાને ચલિત કરાવવા ઇચ્છે છે. ન્યાય એના પક્ષમાં છે. જો ફકીર ધન સ્વીકારવાને તૈયાર હોય તો પછી તમારે સાચા ફકીરોને માટે બીજાજ જગતની શોધ કરવી જોઇએ. "

**સારાંશ:**—જે ફકીર છે તે ધનનો સ્પર્શ કરતા નથી અને જે ધનની ઇચ્છા કરે છે અથવા ગ્રહણ કરે છે તે ફકીર નથી.

## પુષ્પ-૨૮ મું.

એકવાર લોકોએ કોઈ એક બુદ્ધિશાળીને પૂછ્યું કે, આપ ઈશ્વરાર્પણ થયેલી રોટલીને કેવી સમજો છો ? તેણે જવાબ આપ્યો: ચિત્તને શાંત કરવા સારૂ અને ઈશ્વરભજનની વૃદ્ધિ કરવા સારૂજ જો તેનો ઉપયોગ કરનારા મળી આવે તો તેના જેવી ઉત્તમ બાબત બીજી નથી. પણ જો કેવળ વગર મહેનતે પેટ ભરવાને ખાતરજ તેનો ઉપયોગ કરવામાં આવે તો એના જેવી ખરાબ વાત બીજી નથી. મહાત્માઓ એકાંતવાસનો ખૂબ આનંદ મેળવવા માટેજ થોડીવાર વસ્તીમાં રોટલી લેવા આવે છે. વગર મહેનતે પેટ ભરવા માટે નહિ જ. "

## પુષ્પ-૨૯ મું.

એક આતિથ્યસત્કારના પરમપ્રેમી ગૃહસ્થને ત્યાં એક ફકીર આવી પહોંચ્યો. તે ગૃહસ્થના કુટુંબના માણસો બુદ્ધિશાળી હતા. તેઓ એક બીજા સાથે હાસ્યવિનોદ કરી રહ્યા હતા. ફકીર પ્રવાસ કરીને થાકી ગયો હતો અને તેણે કંઇ ખાધું પણ નહોતું. પેલા બેઠેલા માણસોમાંથી એક હસીને ફકીરને કહ્યું: " આપ પણ કંઈ વાત ચલાવો. " ફકીરે જવાબ આપ્યો: " મારામાં બીજાઓના જેવી રસિકતા કે વાક્-

પડુતા નથી, તોપણ મને આશા છે કે મારી એક વાત સાંભળીને આપ સર્વને સંતોષ થશે કે, " હું ભૂખ્યો છું. " ફકીરની વાત સાંભળીને સર્વ ચૂપ થઈ ગયા અને તેના માટે થાળી લાવવાની આજ્ઞા થઈ. ઘરના માલીકે કહ્યું: "બાબા જરા સબૂર કરો, મારો નોકર થોડુંક મિષ્ટાન્ન બનાવે છે. " ફકીરે કહ્યું: " મને મિષ્ટાન્ન માટે ખોટી કરવાની જરૂર નથી, કારણ કે **ક્ષુધાતુરને માટે લૂખી રોટલી પણ મિષ્ટાન્ન તુલ્ય છે.** "

**સારાંશ:**—ઘેર આવનાર અતિથીને પ્રથમ ભોજન કરાવવું જોઇએ. ભૂખ્યા માણસને હાસ્યવિનોદની કોઇ વાત સારી નથી લાગતી. વળી સાચી ભૂખવાળાને સાદો આહાર પણ મિષ્ટાન્ન જેવોજ સ્વાદ આપે છે.

## પુષ્પ–૩૦ મું.

કોઇ શાગીર્દે પોતાના ઉસ્તાદને કહ્યું કે, " અક્કલ વગરના આગંતુકોથી મને ઘણો ત્રાસ થાય છે. તેઓ મારા અમૂલ્ય સમયને નાહક નષ્ટ કરે છે, તેમનાથી છૂટવાનો કોઇ ઉપાય બતાવો. " ઉસ્તાદે કહ્યું: " જો તેમાંના કોઇને પણ મળવાની ઇચ્છા ન હોય તો જે ધનહીન છે તેને ધન આપો અને જે ધનવાન છે તેમની પાસે ધન માગો. જો મુસલમાની સેનાનો સેનાનાયક ભીખ માગનારો હોત તો નાસ્તિકો તે કંઈ માગશે એવા ભયથી ચીન નાસી ગયા હોત.

## પુષ્પ–૩૧ મું.

એક પંડિતે પોતાના પિતાને કહ્યું: " વક્તાઓ જે ઉપદેશ આપે છે તે પ્રમાણે પોતે ચાલતા નથી; તેથી વક્તાઓના વક્તૃત્વની મારાપર કંઇ અસર નથી થતી. તેઓ બીજાઓને સંસારથી વિરક્ત રહેવાનો ઉપદેશ આપે છે પણ પોતે ધનદોલત એકત્ર કરે છે. તે બુદ્ધિશાળી બની અન્યને ભલાઇ શીખવે છે પણ પોતે બૂરાઈ કરે છે. જે

બુદ્ધિશાળી ઇંદ્રિયજન્ય સુખોપભોગમાં બૂડી રહે છે તે બીજાને કેવી રીતે તારી શકે ?" પિતાએ ઉત્તર આપ્યો: " બેટા ! જો તું નિર્દોષ શિક્ષક પાસેથીજ સાંભળવા ઇચ્છતો હોઇશ તો શિક્ષણનોજ લાભ ખોઇ બેસીશ. ×

" વિદ્વાનો ભલે પોતાના ઉપદેશ પ્રમાણે ન ચાલે; પરંતુ તારે તેમનો ઉપદેશ ખૂબ ધ્યાન આપીને સાંભળવો જોઇએ. માણસે તો દિવાલપર લખેલો ઉપદેશ જોઇને પણ શીખામણ ગ્રહણ કરવી જોઇએ. "

**સારાંશ:**—આ કહાણી કહે છે કે, બુદ્ધિશાળી પુરૂષ કોઇપણ સ્થાનેથી કંઇને કંઇ શીખે છે. ઉપદેશક ઉપદેશાનુસાર ચાલે છે કે નહિ

× પરભાર્યો ખેડુતો પાસેથી માલ લેવો એ તો સારી વાત છે; પરંતુ નજીકમાંથીજ માલ લેવો હોય તો તેણે પડોશના દુકાનદારને તેની મહેનતના બદલા રૂપે નફો ખટાવવોજ પડશે. ઉત્તમ ઇશ્વરી આદેશોને સ્વ-હૃદયમાંજ પામનારાઓનો સમાગમ અને ઉપદેશ બહુજ ઉત્તમ વસ્તુ છે અને વગર કિંમતે તે મળી શકે છે. પણ એકતો તેવા માણસ જગતમાં થોડા હોઇને જ્યાં ત્યાં મળતા નથી અને બીજું એ કે આપણે બીજું સર્વ રહેવા દઇ ઘર ગામ છોડી તેવાની શોધમાં નીકળી પડીએ એટલી જીજ્ઞાસા અને બળ ધરાવતા નથી. તો પછી દેશકાળથી દૂર એવા મહાત્માઓના ઉપદેશ આપણને પહોંચાડવાનો ધંધો કરનાર ધંધાદારીઓથીજ આપણું કામ ચાલી શકે. બીજી રીતે પૈસા ભેગા કરનારા ધંધાદારીઓ કરતાં આવા ધંધાદારી આપણને વધારે ઉપયોગી છે. ગધેડા ઉપર લાદેલી કસ્તુરી ખરીદી તે વડે આપણે આપણો રોગ દૂર કરવો ઘટે. તેમ ન કરતાં આ તો ગધેડા ઉપરનો માલ છે એમ સમજી છેટા રહીએ તો આપણો રોગ જાય નહિ. વાણી અને આચાર બેઉ વાતે એક હોય એવાની તો બલીહારી જ છે; પણ ખરી કિંમત ખરચવા વિનાજ સોનું ને સુગંધ સાથે મેળવવાની લાલચમાં રહી સાદા સોનાને કે એકલી સુગંધને પણ ગુમાવી ન બેસીએ એ ભૂલવાનું નથી.

તેની સાથે તેને કંઇ લેવા દેવા નથી. તેનો ઉપદેશ સાંભળવાથી માણસ જરૂર કંઇને કંઇ લાભ મેળવી શકે છે. જે રમતમાંથી પણ શીખી લે છે અને દિવાલપર લખાયેલા ઉપદેશમાંથી શિક્ષણ મેળવે છે તેજ બુદ્ધિશાળી છે.

## પુષ્પ-૩૨ મું.

એક મહાત્માએ એક પહેલવાનને જોયો. પહેલવાન ક્રોધથી લાલચોળ બની ગયો હતો. તેની આવી સ્થિતિ જોઇને મહાત્માએ તેનું કારણ કોઇને પૂછતાં જણાયું કે, "એને કોઇએ ગાળો દીધી છે." મહાત્માએ આ વાત સાંભળીને કહ્યું: "શરીરવડે બાર મણનો પત્થર ઉઠાવી લેવા છતાં મનવડે એકાદ શબ્દની પણ બરદાસ્ત કરવાની તાકાત એનામાં નથી ! હે દુર્બળ માનવી ! તું તારા બળ અને સાહસનું મિથ્યાભિમાન ત્યજી દે. તારા જેવા મરદમાં અને ઓરતમાં શો ફેર છે ? જો તારાથી બની શકે તેમ હોય તો ખરાબ બોલનાર પ્રત્યે મીઠાં વચન ઉચ્ચારવામાં તારી શક્તિ બતાવ, અન્યના મુખપર તમાચો મારવો તે કંઇ શૌર્ય નથી. ભલે માણસ હાથીનું મસ્તક તોડી શકે, પણ જો તેનામાં માણસાઇ ન હોય તો તે મર્દ નથી. માનવ જાતિ કોમળ તત્ત્વોથી ઘડાયેલી છે. જો તારામાં કોમળતા-નમ્રતા ન હોય તો તું માણસજ નથી."

**સારાંશ:**—આ કહાણી શીખવે છે કે, બલવાન માણસે દુર્બળપર બળની અજમાયશ ન કરવી જોઇએ. **જેણે પોતાનાં મન-ઇન્દ્રિયોને સ્વાધીન રાખ્યાં છે તેજ સાચો બળવાન, શૂર અને સાહસી છે.** જે માણસ તેને વશ નથી રાખી શકતો તે શરીરે બળવાન હોવા છતાં નિર્બળ છે. જે નમ્ર છે, શાંત છે, સહનશીલ છે તેજ મરદ છે. જે પહેલવાન કળશી બે કળશીનો પત્થર રમત માત્રથી ફેરવી શકે છે, પોતાની છાતીપર હાથી ઉભો રાખી શકે છે, સિંહને વિના હથીયારે મહાત કરી શકે છે, યુદ્ધમાં હજારો યોદ્ધાનું પતન કરી શકે છે; પણ નમ્રતા અને સહનશીલતાથી વિમુખ હોય છે તે બળવાન, વીર્યવાન

અને સાહસી નથી કહેવાતો. માણસ જ્યારે કોમળ માટીથી બન્યો છે ત્યારે તેણે માટીના જેવાજ કોમળ અને સહનશીલ થવું યોગ્ય છે.

## પુષ્પ–૩૩ મું.

એક વખતે કોઈએ એક વિદ્વાનને સૂફીઓના આચરણ વિષે પૂછ્યું: ત્યારે તેણે જવાબ આપ્યો: " તેઓ બીજાઓની ઇચ્છા પૂર્ણ કરવા કરતાં પોતાનીજ ઇચ્છાને પૂર્ણ કરવાનું પસંદ કરે છે એટલીજ એમનામાં ખામી છે. હકીમોએ કહ્યું છે કે, જે ભાઈ પોતાનીજ ફિકર રાખે છે–સ્વાર્થી છે તે ભાઈ નથી. પ્રવાસમાં તમે અટકી પડો અને તમારો સાથી ચાલવા માંડે તો તેને સાથી ન માનો. સંબંધી જનોમાં પણ ધાર્મિકતા અને ઈશ્વરનિષ્ઠા ન હોય તો તેના સંબંધનો ઉચ્છેદ કરવો એજ સારૂં. " મને યાદ છે કે એ વિષે એકવાર એક પ્રતિપક્ષીએ આ વાત વિષે મને કહ્યું હતું કે, " કુરાનમાં પ્રભુએ સંબંધીઓના સંબંધનો ઉચ્છેદ કરવાની મના કરી છે; એટલુંજ નહિ પણ સંબંધી (સગા)ની સાથેજ દોસ્તી રાખવા ફરમાવ્યું છે. તમે જે કહો છો તે કુરાનના ફરમાન વિરૂદ્ધ છે. " મેં જવાબ આપ્યો: " તમે ભૂલો છો. મારી વાત કુરાનને અનુકૂલ છે. ઈશ્વરે કહ્યું છે કે, જો તારાં માતાપિતા પણ અયોગ્ય કાર્ય કરવાનું કહે તો તેમની વાત પણ ન માનતો. ઈશ્વરને જાણનાર એક અપરિચિત માણસ આગળ ઈશ્વરને નહિ ઓળખનાર હજારો સગાં સંબંધી તુચ્છ છે. "

## પુષ્પ–૩૪ મું.

કોઈ વકીલને એક કદરૂપી કન્યા હતી. તે લગ્નને યોગ્ય થઈ ગયેલી હતી. વકીલે પહેરામણીમાં પુષ્કળ ધન અને મૂલ્યવાન આભૂષણ આપવાનો નિશ્ચય કર્યો હતો; પરંતુ કોઈપણ માણસ તેની સાથે લગ્ન કરવા

તૈયાર ન થયો. બદસૂરત સ્ત્રીને ઝરી અને કિનખાબ શોભાવી શકતાં નથી. અંતે લાચાર બની તેણે એક અંધ સાથે પોતાની કન્યા પરણાવી દીધી. કહે છે કે તે વર્ષે લંકાથી એક એવો હકીમ આવી પહોંચ્યો કે જે આંધળાંને દેખતાં કરતો હતો. લોકોએ વકીલને કહ્યું: " તમે તમારા જમાઇને દેખતો કેમ નથી કરાવી લેતા ? " ત્યારે તેણે કહ્યું: " મને ભય છે કે દેખતો બનીને કદાચ તે મારી પુત્રીનો ત્યાગ કરી દે તો શું કરૂં ? કદરૂપી સ્ત્રીને પતિ આંધળો રહે એજ ઠીક છે. "

મહાકવિ માઘે ઠીક કહ્યું છે:—**सर्वः स्वार्थं समीहते ।**

## પુષ્પ–૩૫ મું.

કોઇ બાદશાહ ફકીરો તરફ ઘણીજ તિરસ્કાર દષ્ટિથી જોતો હતો. એક ફકીરને એ વાતની ખબર પડવાથી તેણે બાદશાહને કહ્યું: " આપ બહારથી મોજમઝામાં અમારાથી આગળ વધેલા છો; પણ જીંદગીનું સુખ અમને જેટલું મળે છે તેટલું આપને નથી મળતું. મરણ વખતે તમે અને અમે સરખા બની જઇશું. ઇશ્વર સમક્ષ પહોંચ્યા પછી તમારા કરતાં અમારી દશા ચઢી જશે. જો કે અનેક રાજ્યનો માલીક–સમ્રાટ અનેક પ્રકારનાં ઐશ્વર્ય ભોગવતો હશે અને ફકીરને રોટી પણ દુર્લભ હશે; તોપણ મૃત્યુ થતાં બંને જણ કફનથી વધારે કાંઇપણ સાથે લઇ જવાના નથી. "

**સારાંશ:**—જ્યારે પ્રભુ સમક્ષ તેમનો ન્યાય થાય છે ત્યારે ફકીર નિષ્પાપી જીવનમાં રહી ઇશ્વરોપાસના કરેલી હોવાના કારણે ઉચ્ચપદે પહોંચે છે અને બાદશાહ અધોગતિ પામે છે; કેમકે આખી જીંદગી રાજ્યની જાળમાં રહી તેણે કદિ શાંત ચિત્તે પ્રભુપ્રાર્થના કરી નથી હોતી. ઉલટાનાં અનેક સ્થાનમાં મહાન પાતક કરેલાં હોય છે. ફકીરને બન્ને દુનિયામાં સુખ શાંતિ મળે છે. તે જ્યાં સુધી જીવે છે ત્યાં સુધી ઇચ્છારહિત રહેવાથી શાંતિમાં જીવન ગાળે છે અને મરણ પછી

પ્રભુના દરબારમાં જાય છે; પરંતુ એ બધું જે ફકીર એવા ગુણ રાખે છે. તેનેજ મળે છે. જે બહારથી ફકીરી પોષાક રાખે છે પણ અંદરથી ફરેબી હોય છે, સ્વચ્છંદી હોય છે અને લાલસાઓનો દાસ હોય છે, તે ફકીર નથી.

# પુષ્પ-૩૬ મું.

કોઇએ એક બુદ્ધિશાળીને પૂછ્યું કે, "સખાવત અને જવાંમર્દી એ બેમાં કોણ મોટું?" બુદ્ધિશાળીએ કહ્યું: "જેનામાં સખાવત છે તેને બળની જરૂર નથી. બહેરામ ધોરની સમાધિપર લખ્યું છે કે, **બળવાન ભુજા કરતાં દાનો હાથ ઉત્તમ છે.** હાતીમતાઈ હમણાં નથી પણ તેનું મોટું નામ અનંતકાળ પર્યંત પ્રસિદ્ધ રહેશે. ધનનો દશાંશ દાનમાં વાપરતા રહો, કેમકે ખેડુત જ્યારે દ્રાક્ષવેલીની વધેલી ડાળીયો કાપી નાખે છે ત્યારે વળી તેનો ફાલ ઘણોજ સારો ઉતરે છે."

**સારાંશ:**—આ કહાણીમાં દાનની પ્રશંસા કરવામાં આવી છે. હાતીમતાઇ મહાન પરોપકારી નર હતો. તેના પરોપકારની વાતો સાંભળી માણસ અજાયબીમાં ગરક થઇ જાય છે. હાતીમ મરણ પામ્યો છે; પણ તેનું નામ તેની પરોપકારવૃત્તિના પ્રભાવે આજ સુધી લોકોની જીભપર તર્યા કરે છે અને અનંતકાળ સુધી તેમજ રહેશે; માટે માણસે સદા પરોપકારમાં ચિત્ત રાખવું જોઇએ. પ્રભુએ પરોપકાર કરવા સારૂજ આ સર્વથી ઉત્તમ માનવદેહ યોજ્યો છે.



# प्रवेश ३ जो—संतोषकी महत्ता.

## પુષ્પ-૧ લું.

એક આફ્રિકાવાસી માણસ કાપડ વેચનાર વ્યાપારીઓના લત્તામાં મોટેથી પોકારી રહ્યો હતો કે, "**હે ધનવાનો ! જો તમારામાં ન્યાય હોત અને અમારામાં સંતોષ હોત તો સંસારમાંથી ભીખની રીત નષ્ટ થઇ ગઇ હોત.**" હે સંતોષ, મને ધનવાન બનાવી દે. તારી પ્રાપ્તિ થયા સિવાય કોઇએ ધનવાન નથી. લુકમાને એકાંતવાસમાંજ સંતોષ ધારણ કર્યો હતો. જેનામાં સંતોષ નથી તે જ્ઞાની પણ નથી.

**સારાંશ:**—સંતોષજ સર્વથી મોટું ધન છે. જેનામાં સંતોષ નથી તે અતુલ સંપત્તિશાળી હોવા છતાં નિર્ધન છે. જેના હૃદયમાં અસંતોષ નથી તે સદા સુખી છે. સંતોષહીન કુબેરભંડારી ભલે હોય, પણ તે પરમ દુઃખી છે. સંતોષીજ સાચું સુખ ભોગવે છે.

## પુષ્પ-૨ જું.

મીસર દેશમાં કોઈ અમીરના બે પુત્રો હતા. તેમાંનો એક વિદ્યા શીખ્યો અને બીજાએ ધન એકત્ર કર્યું. પહેલો તે વખતનો મહાન વિદ્વાન બન્યો અને બીજો મીસરનો બાદશાહ બન્યો. ધનવાન ભાઇ પોતાના વિદ્વાન બંધુ તરફ તિરસ્કારની નજરે જોતો અને કહેતો: "જુઓ, હું બાદશાહ બની ગયો અને તમે કંગાલીયતમાંજ પડી રહ્યા છો." તેણે

જવાબ આપ્યો: "ભાઇ, મારે ઈશ્વરનો આભાર માનવો જોઇએ કે અને પેગંબરોની પ્રસાદી મળી અને હું લોકોના ચરણનીચે ચગદાતી કીડી જેવો હોઇને મધમાખીની પેઠે બીજાઓને ડંખ માર્યા કરનાર મધમાખીની પેઠે માણુસોપર અત્યાચાર કરવાની કોઇ સત્તા મારી પાસે નથી."

## પુષ્પ–૩ જું.

સાંભળ્યું છે કે, એક ચીંથરેહાલ ફકીરને કોઇએ કહ્યું કે; "આ નગરમાં અમુક માણુસ મહા ઉદાર અને પરોપકારી છે. તે હમ્મેશ સાધુઓને સહાય આપવા ઇચ્છે છે અને પ્રત્યેકને સુખી કરવામાં તત્પર રહે છે. એવો માણુસ હયાત હોવા છતાં તમે પગપર પગ ચઢાવીને કેમ બેસી રહ્યા છો?" તેણે જવાબ આપ્યો:" પોતાની હાઝતનો ભાર તેના શિરપર લાદવા કરતાં તે વસ્તુઓ વગર મરી જવું ઘણું સારૂં છે. કહ્યું છે કે, અમીરી વસ્ત્રોને માટે વિનંતીપત્રો લખવા કરતાં, વસ્ત્રોને થીંગડાં મારી સંતુષ્ટ રહેવું સારૂં છે. બીજાની મદદથી સ્વર્ગમાં જવું તે પણ નરકે જવા જેવું છે."

## પુષ્પ–૪ થું.

ઇરાનના બાદશાહે એક ચતુર હકીમને મુસ્તફાની પાસે મોકલ્યો. તે કેટલાક વર્ષ સુધી અરબસ્તાનમાં રહ્યો પરંતુ કોઇ તેની વિદ્યાની અજમાયશ લેવા ન આવ્યો અને કોઇએ કાંઇ દવા પણ તેની પાસે માગી નહિ. એક દિવસ તેણે પેગંબરોના બાદશાહની પાસે જઇ દુઃખી બની કહ્યું; " આપના સાથીઓની દવાદારૂ કરવા મને મોકલવામાં આવ્યો છે; પણ આજ સુધી મને કોઇએ કંઇજ પૂછ્યું નથી, તેથી મારી યોગ્યતા બતાવવાની તક મને મળી નથી." હઝરતે જવાબ આપ્યો:" આ દેશના લોકોની એવી રીત છે કે જ્યાં સુધી કકડીને ભૂખ ન લાગે ત્યાં સુધી કંઈ પણ ખાવું નહિ અને ભોજન લેવું ત્યારે પણ ભૂખ કરતા

અર્ધુંજ ખાવું." હકીમે કહ્યું: "આરોગ્યનું સાચું સુખ મેળવવાનો એજ ઇલ્મ છે. એ ઇલ્મ અરબસ્તાનમાં સર્વને આવડતો હોવાથી હકીમનું કામ ન પડે એ ખરી વાત છે." આમ કહી પછી તે હકીમ પેગંબર સાહેબને સલામ કરી પોતાના દેશમાં ચાલ્યો ગયો.

## પુષ્પ–૫ મું.

અર્દેશીર બાબકાનના જીવનચરિત્રમાં લખ્યું છે કે, તેણે એક અરબી હકીમને પૂછ્યું કે; "દિવસમાં કેટલો આહાર કરવો જોઇએ?" હકીમે જવાબ આપ્યો:"૨૯ તોલા બસ છે." બાદશાહે કહ્યું: "એટલા અલ્પ ભોજનથી કેટલી તાકાત આવે?" હકીમે કહ્યું: "એટલું ભોજન તમોને જીવનની રક્ષા માટે બસ છે; એથી વિશેષ ખાશો તો તે બોજારૂપ થઈ પડશે. માણસે ખાવા માટે જીવવાનું નથી પણ જીવવા અને પ્રભુની ઉપાસના કરવાને માટેજ તેણે ખાવું જોઇએ."

## પુષ્પ–૬ ઠું.

ખુરાસનના બે ફકીર દીલોજાન દોસ્ત બન્યા હતા. તેઓ સાથે સાથે સફર કરતા હતા. એમાંનો એક દુર્બલ અને બીજો હૃષ્ટપુષ્ટ હતો. જે દુર્બળ હતો તે બબ્બે દિવસ સુધી ઉપવાસ કરતો અને બીજો દિવસમાં ત્રણ વખત ખાતો. દૈવયોગે એવું બન્યું કે, તે બન્નેને જાસુસ સમજી નગરના દરવાજાપર પકડી એક કોટડીમાં કેદ કરવામાં આવ્યા. જે કોટડીમાં તેમને કેદ કરવામાં આવ્યા હતા તેનાં દ્વાર ચણતરથી બંધ કરવામાં આવ્યાં. પંદર દિવસ પછી ખબર પડી કે તેઓ નિર્દોષ છે. આથી તેમને દિવાલ તોડી બહાર કાઢવામાં આવ્યા. તેમાંથી જે હૃષ્ટપુષ્ટ હતો તે મરણ પામેલો જણાયો અને દુર્બળ હતો તે જીવતો હતો. આથી લોકોને આશ્ચર્ય થયું. તેટલામાં એક હકીમ ત્યાં થઇને જતો હતો, તેણે

કહ્યું: "એમાં કંઇ આશ્ચર્ય જેવું નથી; કારણ કે જે માણસ પુષ્કળ ખાય છે તે ઉપવાસ નથી કરી શકતો અને ઉપવાસનો અભ્યાસી દેહને તાબે રાખી શકે છે. થોડું ખાનાર સંકટ સહેલાઇથી સહી શકે છે ત્યારે જે સુખી કાળમાં ખા ખા કર્યા કરે છે તેને દુઃખી કાળમાં ખાઉં ખાઉ કરતાં ખોટી આદતના કારણે મરવું પડે છે."

## પુષ્પ–૭ મું.

કોઇ બુદ્ધિશાળીએ પોતાના પુત્રને ઉપદેશ કર્યો કે, ઓછું ખાવું; કેમકે અધિક આહારથી રોગ થાય છે. ત્યારે પુત્રે ઉત્તર આપ્યો: "પિતાજી! શું આપે મહાત્માઓની કહેવત નથી સાંભળી કે, ભૂખનું કષ્ટ સહન કરવા કરતાં મરવું બહેત્તર છે." પિતાએ ઉત્તર આપ્યો: "ઇશ્વરાજ્ઞા એવી છે કે, 'ખાઓ પીઓ, પણ હદબહાર રખે જતા.' ભોજનથી જીવનનું રક્ષણ થાય છે, પણ જો તેની મર્યાદાનું ઉલ્લંઘન થાય છે તો હાનિ થાય છે. ભૂખવગરનું મિષ્ટાન્ન પણ નુકશાન કરશે અને ખરી ભૂખમાં સુકી રોટી પણ મિષ્ટાન્નની મઝા આપશે."

## પુષ્પ–૮ મું.

એક ફકીર બહુજ કંગાલ હાલતમાં આવી ગયો હતો. કોઇએ તેને કહ્યું કે; "અમુક માણસ પાસે અઢળક ધન છે. જો તેને તમારી ખબર પહોંચે તો તે તમારી જરૂરીયાત પુરી પાડવામાં જરીકે વિલંબ ન કરે." પછી તેણે ફકીરને તે અમીરનું ઘર બતાવ્યું. ફકીરે ત્યાં જઇને જોયું તો એક કડક મીજાજી માણસ બેઠેલો જણાયો. ફકીર તરતજ કંઇપણ બોલ્યા ચાલ્યા વગર પુંઠ ફેરવીને ચાલ્યો આવ્યો. બીજે દિવસે પેલાએ પૂછ્યું કે આપે શું કર્યું? ફકીરે જવાબ દીધો: "મેં તેની બક્ષિસ તેની શીકલને આપી દીધી. દુષ્ટ સ્વભાવના માણસ આગળ

આવશ્યકતાઓનું રૂદન કરશો તો તેના બૂરા સ્વભાવને લીધે તમારે દુઃખી થવું પડશે. જો તમારે દીલનું દુઃખ કહેવાનીજ ઇચ્છા હોય તો તે સારા સ્વભાવવાળાનેજ કહો.

## પુષ્પ—૯ મું.

એક વખત ઇસકન્દરિયામાં એવો દુષ્કાળ પડ્યો કે લોકોના હોશકોશ ઉડી ગયા. તે વર્ષે એક હીઝડો કે જે ઘણો ધનવાન હતો; તે નિર્ધનોને સોનું ચાંદી આપતો અને પ્રવાસીઓને અન્નદાન આપતો. ફકીરના એક ટોળાએ દુષ્કાળના દુઃખને લીધે તેના અતિથિ બનવાની ઇચ્છાથી મારી સલાહ માગી. મેં તેમનું મન ફેરવી કહ્યું: “ સિંહ ગુફામાં પડ્યો પડ્યો મરી જશે, પણ તે કદીયે ઉચ્છિષ્ટ નહિ ખાય: માટે ક્ષુધાનો ત્રાસ સહન કરો, પણ કોઇ નીચ કમબખ્તની પાસે યાચના ન કરો. ”

## પુષ્પ—૧૦ મું.

એક વખત લોકોએ હાતીમતાઇને પૂછ્યું કે; “ આપે દુનિયામાં આપનાથી ચઢીયાતો ઉદાર હૃદયી માણસ જોયો કે સાંભળ્યો છે ? ” તેમણે જવાબ આપ્યો: “ એક દિવસ ચાલીસ ઊંટનું દાન આપીને એક અરબી સરદાર સાથે હું જંગલ તરફ ગયો. ત્યાં મેં લાકડાંનો ભારો બાંધીને બેઠેલો એક મજૂર જોયો. મેં તેને કહ્યું, તમે હાતીમને ત્યાં કેમ જતા નથી ? ત્યાં સેંકડો માણસને ભોજન મળ્યા કરે છે. ત્યારે તેણે જવાબ આપ્યો કે; “જે માણસ પરિશ્રમ કરી મેળવેલી રોટલી ખાય છે તે કદિ પણ હાતીમનો ઓશીઆળો થવા નહિ ઇચ્છે, હું તેને મારાથી અધિક ઉદાર અને ઉંચા હૃદયનો સમજ્યો.”

## પુષ્પ-૧૧ મું.

એકવાર વસ્ત્રના અભાવે રેતીમાં છુપાયેલો એક ફકીર પેગંબર મુસાની નજરે પડયો. ફકીરે પેગંબરને જોઈ કહ્યું: "હે મુસા, પ્રભુને પ્રાર્થના કર કે તે મને સાધનો આપે." મુસાએ પ્રભુને બંદગી કરી અને પ્રભુએ ફકીરને મદદ કરવાનું સ્વીકાર્યું.

કેટલાક દિવસ પછી મુસા ઈશ્વિરોપાસના કરીને પાછા ફર્યા ત્યારે તેમણે જોયું કે પેલો ફકીર ચોતરફ સેંકડો માણસોથી ઘેરાયલો છે. મુસાએ તેની ખબર પૂછી ત્યારે કોઈએ જવાબ આપ્યો: 'એણે શરાબ પીને કોઇને મારી નાખ્યો છે તેથી હવે લોકો તેનો બદલો માગે છે.'

જો બિલાડીને પાંખ હોત તો તે દુનિયાની ચકલીના એકે એક ઇંડાને ન છોડત. કોઇ નીચ માણસ શ્રીમાન થાય છે તો તે મગરૂર બની જઇ વિનાકારણ રંક જનોને ત્રાસ આપે છે અને તેમનો ભોગ લીધા સિવાય નથી રહેતો.

મુસાએ જગતકર્તાની બુદ્ધિની સત્યતા જોઇ અને પોતાની બેઅદબી ( પાર્થિવ પ્રાર્થના ) માટે કુરાનનું નીચલું પદ બોલી માફી માગી." જો પ્રભુ સર્વ માણસોને માટે પોતાનો ધન-ભંડાર ખુલ્લો મૂકે તો ખરેખર તેઓ પૃથ્વીપર તોફાનજ મચાવી મૂકે."

હે અભિમાની માનવ ! તેં તારાં પાપોનો નાશ કરવા શું કર્યું છે ! ઠીક થયું કે ઈશ્વરે કીડીને પાંખો ન આપી.

કઇ વાત તમારા લાભની છે અને કઇ નુકશાનકારક છે તે પરમેશ્વર સારી રીતે જાણતો હોવાથીજ તમને તે ધનવાન અને બળવાન નથી બનાવતો. જ્યારે પણ પ્રભુના કોઇ કામમાં તમને દોષ કે અપૂર્ણતા જણાય, ત્યારે નક્કી માનજો કે, તમે તેની મહત્તા અને ઉપકારકતાને તથા ન્યાયીપણાને સમજી શકતા નથી.

## પુષ્પ-૧૨ મું.

એક આરબ એક વખત બસરાના ઝવેરીઓની મંડળી વચ્ચે બેસીને કહેતો હતો કે; " એક વખત હું જંગલમાં રસ્તો ભૂલ્યો અને સાથે ખાવાપીવાનું સાધન પણ લેવાનું ચૂક્યો. એવામાં એક ભરેલી થેલી રસ્તામાંથી મને જડી. હું સમજ્યો કે બાફેલા ઘઉં છે અને તેથી મને ઘણો આનંદ થયો, પણ તેને ખોલીને જોતાં તેમાંથી મોતી નીકળ્યાં. એ સમયે મને કેટલું દુઃખ થયું હતું તે હું કદિ પણ નહિ ભૂલું. "

અગ્નિમય બની રહેલા રેતીના રણમાં તૃષાતુર પ્રવાસીને માટે મોતી કે છીપનાઓ વ્યર્થ છે. જ્યારે ખાવાપીવાના સાધનથી રહિત બની માણસ થાકી જાય છે ત્યારે તેના કમરપટામાં ગમે તેટલી અશરફીઓ હોય પણ તે વ્યર્થ છે. જ્યારે દોજખમાં પાપના ફળરૂપ સંકટો ભોગવવાં પડે છે ત્યારે સંસારમાં તે માણસ ગમે તેટલું ધન કે સાહેબી કમાઇને મૂકી આવ્યો હોય છતાં તે વ્યર્થ થઇ પડે છે.

---

## પુષ્પ-૧૩ મું.

એકવાર એક આરબ જંગલમાં તૃષાથી પીડાઇને પોકારી રહ્યો હતો કે; " હું ઇચ્છું છું કે, મરતા પહેલાં મારી એક આકાંક્ષા પૂર્ણ થાય કે નદીની લહેરો મારા પગમાં આવીને અથડાય અને મારી મશક પાણીથી ભરી લઉં. "

આવીજ રીતે એક ગાઢ જંગલમાં એક પંથી માર્ગ ચૂકી ગયો હતો. તેનામાં નહોતી રહી કંઇ શક્તિ કે નહોતો પાસે કંઇ ખાવાપીવા યોગ્ય સામાન; માત્ર કમરપટામાં મહોરો રહી ગઇ હતી. તે ઘણો વખત જંગલમાં ભટક્યા પછી રસ્તો નહિ જડવાથી અંતે ભૂખે મરી ગયો. ત્યારપછી કેટલાંક માણસ ત્યાં જઈ પહોંચ્યાં. તેમણે જોયું કે મહોરો તેની સામે પડી રહેલી છે અને મરનારે પોતાને હાથે જમીનપર નીચે પ્રમાણે લખ્યું છેઃ—

" આહારહીન માણુસ પાસે ગમે તેટલું સુવર્ણ હોય પણ તે કામ ાવતું નથી. રેતીના રણમાં સૂર્યનાં પ્રખર કિરણોથી તપતા હતભાગીને ટે ચોકખી ચાંદી કરતાં એકાદ બાફેલો બટાટો બહુજ કિંમતી છે."

સારાંશ:—તરસ્યાને જળ અને ભૂખ્યાને ભોજનથીજ તૃપ્તિ થાય છે. ખ, તરસ ધન–દ્રવ્યથી નથી દબાઇ શકતી.

## પુષ્પ–૧૪ મું.

મેં ભાગ્ય અને ઇશ્વરની વ્યવસ્થા વિરૂદ્ધ એકજ વખત પોકાર ો હતો. એક વખત મારી પાસે પગરખાં નહતાં તેમ તે ખરીદ વા દામ પણ ન હતાં; તેથી મેં ઘણો બડબડાટ કર્યો. છેવટે દુ:ખી હૃદયે મસજીદમાં ગયો. ત્યાં જતાંજ એક એવો માણુસ મારી નજરે પડયો જેને પગજ નહોતા. તરતજ મેં ઇશ્વરની કૃપા માટે તેનો આભાર ન્યો અને પગરખાંનો અભાવ સંતોષપૂર્વક સહી લીધો.

સારાંશ:–સંસારમાં એક એકથી ચઢીયાતાં દુ:ખી પડેલાં છે. એ તરફ ષ્ટિ કરવાથી સમજાય છે કે તેના કરતાં પોતે વધારે સુખી છે. પ્રભુએ ને જે કાંઇ આપ્યું છે તેટલાથી સંતોષ માનવો, એના જેવો એક ાજ દુ:ખ દૂર કરવાને માટે આ જગતમાં નથી.

## પુષ્પ–૧૫ મું.

એક સોદાગરની પાસે માલથી લદાયલાં દોઢસો ઊંટ, પચાસ ગુલામ ને કેટલાક નોકર ચાકર હતા. એક રાતે તેણે મને પોતાના કામે ભોજન માટે બોલાવ્યો. આખી રાત તેની બેવકુફીની વાતો તેણે ર્યાં કરી. તે કહેતો હતો કે; " તુર્કસ્તાનમાં મારો અમુક માલ છે, ંદુસ્તાનમાં આટલો અસબાબ છે, આ અમુક જમીનનો દસ્તાવેજ છે,

ત્યાં અમુક દસ્તાવેજ છે અને અમુક તેનો જામીન છે." કદિ કહેતો કે, "સીકન્દરિયાનાં હવાપાણી સારાં છે તેથી ત્યાં જવાનો વિચાર છે." કદિ કહેતો કે, "નહિ જાઉં; કેમકે ભૂમધ્ય સમુદ્ર અતિ પ્રચંડ સાગર છે. હે સાદી! મેં વળી બીજી એક મુસાફરી કરવાનો વિચાર કર્યો છે. જો એટલી પુરી થઇ જશે તો વ્યાપાર ધંધો છોડી દઈ બાકીનું જીવન એકાંતમાં વ્યતીત કરીશ. મેં સાંભળ્યું છે કે, ચીનમાં ગંધકના ભાવ તેજ છે, તેથી ત્યાં ગંધક લઇ જઇશ. ત્યાંથી ચીનાઇ માટીનાં વાસણ યૂનાન લઇ જઇશ. યૂનાનથી જરીનું કાપડ હિંદુસ્તાન મોકલીશ. અલપ્પોનાં કાચનાં વાસણ યમન મોકલીશ અને ત્યાંથી કાપડ લઇ ઇરાન જઇશ અને પછી વ્યાપાર છોડી દઇ દુકાનમાંજ બેસી રહીશ." આવી આવી વાતો કરીને તે થાકયો અને કંઇ કહેવાનું ન રહ્યું ત્યારે બોલ્યો: "સાદી! તમે પણ કંઇ જોયું સાંભળ્યું હોય તે કહો." મેં જવાબ આપ્યો: "શું તમે નથી સાંભળ્યું કે, એક સરદાર રેતીના રણમાં પ્રવાસ કરતાં કરતાં ઊંટપરથી પડી ગયો ત્યારે તે બોલ્યો હતો કે,—**સંસારી આદમીની આંખ સંતોષથી સંતુષ્ટ બને તો ઠીક, નહિ તો પછી છેવટે કબરની માટીથી સંતુષ્ટ બને છે.**"



# प्रवेश ४ थो—मौननो महिमा.

## પુષ્પ-૧ લું.

મેં મારા એક મિત્રને કહ્યું: "હવે મને મૌન ધારણ કરવાના
ાર થાય છે: કારણકે વાતચીત કરવામાં બૂરાઈ અને ભલાઇ બન્ને થાય
ને દુષ્ટ અને દુશ્મન બંનેની નજર હમેશાં બૂરાઇપરજ રહે છે." તેણે
બ આપ્યો: "ખરી વાત છે ભાઇ, દુષ્ટ અને દુશ્મનની દૃષ્ટિમાં ભલાઇ
સર્વથી ભારે દોષ છે. સાદી! ખરેખરી રીતે ગુલાબનું ફૂલ હોય
પણ તેઓની દૃષ્ટિમાં તો માત્ર તેમાંનો કાંટોજ જણાય છે. એવો
સ જો કોઈ નેક આદમીના પરિચયમાં આવે છે તો તે તેનાપર ઢોંગી
નો આરોપ મૂક્યા સિવાય નથી રહેતો. જગતમાં પ્રકાશ આપનાર
તીનો રાજા જે સૂર્ય, તે પણ છછુંદરની નજરમાં તો નકામી વસ્તુ છે.

## પુષ્પ-૨ જું.

કોઈ વ્યાપારીને એક હજાર દિનારની ખોટ ગઇ. તેણે પોતાના પુત્રને
"આ વાત કોઈને કહીશ નહિ." પુત્રે કહ્યું: "આપની આજ્ઞા
છે તો નહિ કહું; પરંતુ મને સમજાવો કે એ વાત ગુપ્ત રાખવાથી
લાભ છે?" તેણે કહ્યું: "નહિ કહેવાથી આપણે બે દુ:ખમાંથી
બચીશું. એક જોખમ અને બીજું પાડોશીઓની ચર્ચા."

તમારા દુઃખની વાત તમારા વેરીને ના કહો; કેમકે મોઢેથી તો તે એમજ કહેશે કે, " ભગવાન તમારૂં દુઃખ દૂર કરે; પણ મનમાં તો તે તમોને દુઃખી જોઇને રાજી થશે. "

## પુષ્પ—૩ જું.

એક માણસ વિદ્વત્તા માટે પ્રસિદ્ધ હતો. દૈવયોગે તેની સાથે એક નાસ્તિકનો વાદવિવાદ થયો. જ્યારે વિદ્વાને તેની સાથે વાતચીત કરવામાં કંઇ ફળ ન જોયું ત્યારે તે ઉત્તર આપવાનું મૂકી દઇ ચૂપ બની ગયો. આ પ્રકાર જોઇને કોઇએ તેને કહ્યું કે; " તમે આવા મોટા વિદ્વાન હોવા છતાં એક નાસ્તિક માણસની સામે કેમ ન થઇ શકયા ? " વિદ્વાને જવાબ આપ્યો: " મેં કુરાન, પેગંબરની વાતો અને મહાત્માઓના ઉપદેશનો અભ્યાસ કર્યો છે, પણ તે એવી વાતો ધ્યાનથી સાંભળે પણ નહિ અને તે પર વિશ્વાસ પણ રાખે નહિ; ત્યારે મારે તેને મોઢેથી પ્રભુની નિંદા તો શા માટેજ સાંભળવી? આવા માણસને તો કંઇપણ જવાબ ન આપવો એજ ખરો જવાબ છે."

## પુષ્પ—૪ થું.

જાલીનૂસે એક મૂર્ખને કોઇ બુદ્ધિશાળીની ગરદન પકડી તેને અપમાન આપતો જોઇ કહ્યું: " જો આ માણસ ખરેખર બુદ્ધિશાળી હોત તો આ મૂર્ખની સાથે ઝગડો ન થાત. બે બુદ્ધિશાળીની વચ્ચે કલહ નથી થતો અને બુદ્ધિશાળી માણસ મૂર્ખની સાથે પણ ઝગડો નથી મચાવતો. જો મૂર્ખ માણસ પોતાની હેવાનીયતથી કડુ વચનો કાઢે છે તો બુદ્ધિશાળી તેનો મીઠો ઉત્તર આપી દે છે. બે બુદ્ધિશાળી એક બીજાનો વાળ સુદ્ધાં વાંકો નથી કરી શકતા; પરંતુ બે મૂર્ખ એક બીજા સાથે વાદે ચઢીને એક બીજાનાં હાડકાં સુદ્ધાં ભાગી નાખે છે."

**સારાંશઃ**—બુદ્ધિશાળીએ મૂર્ખની વાતોનો જવાબ આપવો ન જોઇએ અને આપે તો તે મીઠો હોવો જોઈએ. જવાબ આપવાથી ઝગડો વધે છે, ઘટતો નથી અને મૂર્ખની સાથે ઝગડો કરવો એ પણ ચોકખી મૂર્ખાઇજ છે.

## પુષ્પ–૫ મું.

મેં એક વિદ્વાનને એવું બોલતાં સાંભળ્યો છે કે, કોઇની વાત ચાલતી હોય તો તે પુરી થતાં પહેલાંજ ઘણા માણસો વચ્ચે બોલી ઉઠે છે. આમ કરવું એ ચોકખી મૂર્ખતા છતાં અને ઘણા માણસો એવી મૂર્ખતા કરે છે તે છતાં તેને પોતાની મૂર્ખતા તરીકે સ્વીકારતા નથી. બુદ્ધિમાનો ! એક વાતની વચમાં બીજી વાતને ઝુકાવી ગરબડ ન કરો. બુદ્ધશાળી, સમજુ અને ધર્મ સમજનાર માણસ તો જ્યાં સુધી અન્ય બોલનારો ચૂપ નથી થતો ત્યાં સુધી કાંઈ પણ નથી બોલતો.

**સારાંશઃ**—જેમ તમારી વાતને અચકાવી દઇ વચ્ચે બોલી ઉઠનાર માણુસ તમને સારો નથી લાગતો, તેમ તમે પણ બીજાની વાત પુરી થવા અગાઉ વચમાં બોલશો તો અન્યને એવાજ લાગશો.

## પુષ્પ–૬ ઠું.

એક કવિ કોઇ લુંટારાના સરદારની પાસે જઇ તેની પ્રશંસામાં કવિતા ગાવા લાગ્યો. લુંટારા સરદારે તેનાં કપડાં ઉતરાવી લઈ તેને બહાર કાઢી મૂકાવ્યો. બહાર નીકળતાંજ કૂતરા તેના તરફ દોડયા. કૂતરા તરફ ફેંકવા માટે તેણે જમીન ઉપરથી પત્થર ઉઠાવવાનો વિચાર કર્યો, પણ પત્થર જમીન સાથે ચોંટી રહેલા જણાયા. છેવટે કવિએ દુઃખી થઇને કહ્યું: “ આ લોકો કેટલા નીચ છે કે, પોતાના કૂતરાઓને છૂટા રાખે છે અને પત્થરોને બાંધી રાખે છે.” સરદારે બારીમાંથી તેની

વાત સાંભળી અને હસીને કહ્યું: " હે બુદ્ધિશાળી ! કંઈ ઇનામ માગ ! " કવિએ જવાબ આપ્યો: " જો આપ મહેરબાની કરવા ઇચ્છતા હો તો હું મારાં વસ્ત્રો અને લાકડીજ પાછાં માગું છું. "

લુંટારા સરદારને દયા આવી. તેણે તેનાં વસ્ત્ર પાછાં આપી દીધાં અને ઉપરાંત એક ઉનનો ડગલો અને કેટલાક દિરમ પણ અપાવ્યા.

**સારાંશઃ**—હલકા માણસો પાસેથી દયા અને સહૃદયતાની આશા ન રાખો.



# प्रवेश ५ मो–शिक्षणनुं फल.

## પુષ્પ–૧ લું.

કોઇ વજીરને એક મૂર્ખ પુત્ર હતો. તેણે તેને શિક્ષણ આપવાની ઇચ્છાથી એક પંડિતની પાસે મોકલ્યો. તેને આશા હતી કે શિક્ષણથી તેની યોગ્યતામાં વૃદ્ધિ થશે. કેટલાક દિવસ શિક્ષણ અપાયા છતાં કંઇ સફળતા મળતી ન જણાઇ ત્યારે પંડિતે વજીરને કહેવડાવ્યું કે; "તમારા પુત્રમાં લેશમાત્ર યોગ્યતા નથી. તેણે મને અતિશય હેરાન કરી મૂકયો છે. યોગ્યતા હોય છે તોજ શિક્ષણ ગ્રહણ કરી શકાય છે. જે લોખંડ સારૂં નથી હોતું તેને પાલીશ કરવાથી તે બહારથી ભપકાદાર બને છે; પણ અંદરથી પાણીદાર બનતું નથી."×

## પુષ્પ ૨ જું.

કોઇએ એક ધાર્મિક માણુસને "વિષયવાસનાના જેવો બીજો કોઇ દુશ્મન નથી" એ શાસ્ત્રવાકયનો અર્થ પૂછયો. પેલા ધાર્મિકે જવાબ આપ્યો કે: "જો દુશ્મનની સાથે તમે માયાળુ વર્તન રાખશો તો તે તમારો દોસ્ત બની જશે; પરંતુ વિષયલાલસાને તમે જેટલી ચાહશો તેટલીજ તે તમારી વધારે હાનિ કરશે. સંયમી માણુસ દેવની પદવી પ્રાપ્ત કરશે; પરંતુ ઇંદ્રિયોનેજ પોષ્યા કરનાર તો છેવટે પત્થર જેવો જડ બની રહે છે. માણુસને તમે ખુશ રાખશો તો તે તમારો સેવક થઇ રહેશે; પરંતુ વાસનાને પોષણ આપશો તો તે તમારૂં નુકશાનજ કરશે."

× यस्य नास्ति स्वयं प्रज्ञा शास्त्रं तस्य करोति किम् ।

એક મંડળીમાં એક માણસ સાથે મારે ખૂબ વાદવિવાદ ચાલ્યો. તે માણસ ફકીર (ત્યાગી) લોકોનો પક્ષ ખેંચીને ધનવાન લોકોને ઉતારી પાડતો હતો અને મારો આગ્રહ ધનવાનોની તરફેણમાં હતો. છેવટે અમે બેઉ જણા દુરાગ્રહી બન્યા અને વાદવિવાદમાંથી મારામારી ઉપર આવી ગયા. તેણે મને ગાળો દીધી. મેં પણ તેને કડવાં વચન સંભળાવ્યાં. તેણે મારૂં અંગરખું ફાડી નાખ્યું. મેં પણ તેની દાઢી પકડીને ખૂબ ખેંચી. લોકો ખૂબ અમારી આસપાસ ભેગા થયા હતા અને અમારા ઢંગ જોઇ હસતા હતા. છેવટે અમે બન્ને જણા તે ગામના કાજીની પાસે ગયા અને તે જે ન્યાય આપે તે મંજૂર ગણવાને બન્ને કબૂલ થયા. જ્યારે કાજીએ અમારાં મુખ જોયાં અને અમારી દલીલો સાંભળી, ત્યારે તે પણ વિચારસાગરમાં ગોથાં ખાવા લાગ્યો. બહુ બહુ વિચાર કર્યા પછી તેણે પોતાનું મસ્તક ઉંચું કર્યું અને મારા તરફ જોઇને કહ્યું: “ અમીરોની તારીફ કરનાર ઇન્સાન ! હું તને કહું છું કે, કાંટા વગરનું કોઇ ગુલાબ નથી. છુપાયેલા ખજાનાપર ભુજંગ રહે છે. જે સમુદ્રમાં બાદશાહી મોતી પાકે છે તેમાં ક્ષુધાતુર મગરો પણ રહે છેજ. સંસારી સુખ વૈભવોની સાથે તેના વિનાશનો અને ભોગવનારના મરણનો ભય જોડાયેલો રહે છે; ત્યારે ઇશ્વરી માર્ગમાં પણ નીચ શયતાનથી બ્હીતાજ રહેવું પડે છે. બાગમાં સુગંધિત વૃક્ષો પણ હોય છે અને વૃક્ષનાં સૂકાં ઠુંઠાં પણ હોય છે. એજ પ્રમાણે ધનવાનોમાં ઉદાર પણ હોય છે. ફકીરો પણ કેટલાક સંતોષી અને સાક્ષાત દેવ પુરૂષો હોય છે અને કેટલાક નીચ, લોભી તથા વિષયલંપટો પણ હોય છે. કેટલાક મહાલોભી તથા શૈતાનની મૂર્તિરૂપ પણ હોય છે. જો પ્રત્યેક છીપમાં મોતી પાકતું હોત તો બજારમાં તે કોડીઓની માફક રખડત. જેમનો સ્વભાવ ફકીર (ત્યાગી) ના જેવો છે, તેઓજ ધનવાન પ્રભુને પ્યારા છે. સર્વથી શ્રેષ્ઠ ધનવાન તે છે કે જે ગરીબોનાં દુઃખ દૂર કરે છે; અને સર્વોત્તમ ફકીર તે છે કે જે પ્રભુનેજ પોતાનું સર્વસ્વ સમજીને ધનવાનોનાં મુખ તાકયા નથી કરતો. પ્રભુ કહે છે કે મારાપર જે શ્રદ્ધા રાખે છે તેને અન્યની પરવા કરવી પડતી નથી.”

મને આટલું કહીને પછી તે વિદ્વાન કાજીએ પેલા ફકીરને કહ્યું: "તમે કહો છો કે પૈસાદાર માણસો પોતાના સમયનો વ્યય કુકર્મોમાં કરે છે અને એશઆરામમાં મસ્ત રહે છે, તે વાત સાચી છે. એવા માણસો ઈશ્વિર પ્રત્યે નાફરમાન અને કૃતઘ્ન હોય છે. તેઓ દ્રવ્ય એકત્ર કરે છે અને પોતેજ તેનો ઉપભોગ લે છે; પરંતુ અન્યને તેનો લાભ નથી આપતા. સંસારમાં સુકા કાળ પડી જાય અથવા દુનિયા જળમાં ડુબી જાય તોપણ તેઓ પોતાના ધનવૈભવમાંજ મસ્ત રહી ગરીબોનાં દુઃખોની વાત પણ નહિ પૂછે અને ઇશ્વિરનો ભય પણ નહિ રાખે. તેમની કલ્પનાજ એવી હોય છે કે, લોકો ઈશ્વિરની ઇચ્છાથી અથવા તો પોતાનાં કર્મથીજ દુઃખ ભોગવે છે; માટે આપણે તેમની પરવા રાખવાની જરૂર નથી. હંસને જલપ્રલયનો શો ભય? લાડી વાડી અને ગાડીમાં જ પડયા રહેનારાઓને ભૂખ્યા તથા દુખીયાંઓના કષ્ટનો ખ્યાલ પણ નથી આવી શકતો. કેટલાક ધનવાનો આવા પ્રકારના છે તો કેટલાક એવા પણ છે કે જેઓ પ્રસન્ન વદને અને છુટથી ઉદારતા કર્યા જાય છે અને પોતાનું સર્વસ્વ ન આપી શકવા માટે પ્રભુની પાસે માફી માગે છે. આવા માણસો આ લોક તેમજ પરલોક ઉભયમાં સુખના ભોક્તા બને છે." જ્યારે કાજીની આ સર્વ વાત અમો બેઉએ ધ્યાનથી સાંભળી અને અમારી આશા કરતાં પણ તે બહુ વ્યાજબી અને ઉત્તમ અમને લાગી, ત્યારે અમે બન્નેએ તેની વાત સ્વીકારી લીધી. અમે એક બીજાની માફી માગી લઈ શાંતિ ધારણ કરી અને અમારો પોતાનોજ દોષ સમજી એક બીજાના હાથ ચૂમ્યા. "હે ફકીર! ભગવાનનું ચિંતન બાજુ મૂકી સંસારીઓની કુથલીમાં પડતો નહિ. નહિ તો તારો માર્ગ ચૂકી રાગદ્વેષના અરણ્યમાં રખડી પડીશ. હે ધનવાન! જો તારા હાથ અને તારૂં મન તારા સ્વાધીનમાં હોય તો તું પણ સુખ ભોગવ અને બીજાઓને પણ ઉદારતાથી દાન આપ કે જેથી તારા પર આ જીવન અને ભાવી જીવનમાં પ્રભુની કૃપા રહે."

**સારાંશઃ—ખુલ્લોજ છે.**



# प्रवेश ६ ठो-परोपकारक स्वार्थत्याग.

## પુષ્પ-૧ લું.

બાદશાહ ઉમરની પાસે એક એવી અમૂલ્ય વીંટી હતી કે તેને જોઇને મોટા મોટા ઝવેરીઓ પણ દિઙ્મૂઢ બની જતા. તેમાં જડેલું રત્ન તારાની માફક ચમકતું હતું. દૈવયોગે એક વખતે દેશમાં દુષ્કાળ પડવાથી બાદશાહે તે વીંટી વેચી દઇને એક અઠવાડીયા સુધી પોતાની ભૂખી પ્રજાનું પાલન કર્યું. વીંટી વેચતા પહેલાં કેટલાક હિતચિંતકોએ બાદશાહને ઘણી રીતે સમજાવ્યો કે એવી વીંટી ફરીથી કદિ નહિ મળે. પરંતુ બાદશાહે કહ્યું હતું કે, "પોતાની પ્રજાને દુઃખમાં ડુબી રહેવા દઇને એવી વીંટી પહેરવાથી તે શોભા નથી આપતી."

## પુષ્પ-૨ જું.

દમાસ્કસમાં એક વખત એવો દુષ્કાળ પડયો કે તેથી મોટી મોટી નદીઓ અને નાળાં સુકાઇ ગયાં અને પાણીનું નામ પણ ન રહ્યું. પાણી જો ક્યાંય પણ રહેલું હોય તો તે માત્ર અનાથોની આંખોમાંજ હતું. ધૂમાડો પણ કોઇ પણ ઘરમાં દેખાતો નહિ. જો કોઇ જગ્યાએ ધૂમાડો દેખાતો તો તે ચૂલાનો નહિ પણ કોઇ વિધવા કે દીન જનની હાયનો દેખાતો. આવા વખતમાં સુકાઇને સોટી જેવો બની ગયેલો એક મિત્ર મારી નજરે પડયો. મેં તેને કહ્યું: "ભાઇ, તારી ઠીક આવી દશા કેમ થઇ

છે ? તારા ઘરમાં કઈ વાતની ઊણપ છે ?" આટલું સાંભળતામાં તેનાં અશ્રુથી ભરાઇ ગયાં. તેણે કહ્યું: "મારી આ સ્થિતિ મારા પોતાના ખથી નથી થઇ પણ અન્યના દુઃખથી થઇ છે. અનાથોને ક્ષુધાથી ડતાં જોઇને મારૂં હૃદય ચીરાઇ જાય છે."

"સારાંશ એજ કે જે પોતાના દેશબન્ધુઓના દુઃખથી દુઃખી ી થતો તે પશુથી પણ નીચ છે."

## પુષ્પ-૩ જું.

એકવાર એક દુષ્ટ સિપાઇ એક કૂવામાં પડી ગયો. આખી રાત તેણે ા પાડ્યા કરી પણ કોઇએ સહાય ન આપી; પરંતુ એક માણસે નિર્દ- થી તેના માથાપર એક પત્થર ફેંકી કહ્યું: "દુરાત્મા, તેં કોની ે નેકી રાખી છે કે આજે તું અન્ય તરફથી સહાયની આશા રાખે ! જ્યારે તારા જુલમથી હજારો હૃદય ધબકયા કરે છે ત્યારે તારા દુઃખની ાળ કોણ લે ? કાંટાઓ વાવીને ફૂલની આશા ન રાખ."

## પુષ્પ-૪ થું.

એક નાલાયક રાજા વારંવાર રૈયતનાં ગધેડાં વેઠે પકડ્યા કરતો હતો. વખત તે શિકાર રમતાં રમતાં પોતાનાં માણસોથી ઘણે દૂર નીકળી . છેવટે સંધ્યાકાળ થતાં તેણે નજીકના ગામમાં રાત ગાળવા મુકામ . ત્યાં તેણે એક માણસને પોતાના મોટા તાજા ગધેડાને બેશુમાર ; મારતો જોયો. રાજાને તેની એવી કઠોરતા ન ગમવાથી તે બોલ્યોઃ ાઇ, તારે આ દીન પશુને મારીજ નાખવું છે કે શું ? તારી આ નિર્દ- તો હદવિનાની કહેવાય. પ્રભુએ તને બળ આપ્યું હોય તો તેનો આમ યોગ ન કર." તે માણસે ચીડાઇને કહ્યું: "હે મુસાફર ! તારે તેની શી ાત છે ? એને શા માટે આટલું મારૂં છું તે હુંજ જાણું !" રાજાએ કહ્યું:

"બહુ બકવાદ ન કર, તારી બુદ્ધિ ભ્રષ્ટ થઇ ગએલી છે. દારૂબારૂ તો નથી પીધોને ?" તેણે ગંભીર ભાવથી કહ્યું: "દારૂ પણ નથી પીધો ને પાગલ પણ નથી બન્યો. હું તો એને એટલા ખાતર મારૂં છું કે, આ દેશના જુલમી રાજાને તે કોઈ રીતે કામનો ન રહે. એ લૂલો બનીને મારા ચોકમાં ભલે પડ્યો રહે, પણ રાજાને વેઠમાં આપવાનું મને ગમતું નથી." રાજા આ ઉત્તર સાંભળી ચૂપ થઇ ગયો. તેણે જેમ તેમ કરીને રાત પસાર કરી. સવારમાં માણસો તેને શોધતાં શોધતાં ત્યાં આવી પહોંચ્યા. પછી ભોજનાદિ તૈયાર કરી જમીને સર્વ નિશ્ચિંત થયા એટલે પેલા ગમારનું રાજાને સ્મરણ થયું. તેને પકડાવી મંગાવવામાં આવ્યો અને રાજા તલવાર ખેંચી તેનો શિરચ્છેદ કરવા તત્પર થયો. ગામડીઆએ હવે જીવનની આશા ત્યજી દઇ નિર્ભય બનીને કહ્યું: "હે રાજન, તારા જુલમથી સમગ્ર દેશમાં હાહાકાર મચી રહ્યો છે. હું એકલો નહિ પણ સમસ્ત પ્રજા તારા જુલમથી ત્રાસી રહી છે. જો તને મારી વાત કડવી લાગી હોય તો તારૂં વર્તન એવું સુધારી નાખ કે ફરીથી એવી વાત તારા કાને પડે નહિ. તારી બદનામી મારૂં માથું અલગ કરવાથી મટનાર નથી, પણ તારી અનીતિનેજ અલગ કરવાથી તે મટી શકશે." રાજાના મનમાં આ સાચી અને નિર્ભયતાથી કહેવાયેલી વાત ઉપરથી જ્ઞાન ઉત્પન્ન થયું અને તેણે તે ગામડીઆનો ઉપકાર માની તેજ દિવસથી પ્રજાપર જુલમ કરવાનું છોડી દીધું.

## પુષ્પ–૫ મું.

સાંભળ્યું છે કે એક ફકીરે કોઇ એક બાદશાહ સમક્ષ તેના જુલમની નિંદા કરવાથી બાદશાહને બહુજ માઠું લાગ્યું અને તેને કેદ કર્યો. તે ફકીરને એક મિત્રે કહ્યું કે, "બાદશાહને એવું ન કહેવું જોઇએ." ફકીરે જવાબ આપ્યો: "મેં જે કાંઈ કહ્યું છે તે સત્યજ છે. કેદનો શો ભય છે! ચાર દિવસના ચાંદરણા જેવું જીવતર કેદમાં ગયું તોયે શું અને બહાર ગયું તોયે શું ! મારી ઉપદેશક તરીકેની ફરજ બજાવવાથી અને જે આંતરિક આત્મ-

સંતોષ અને ઈશ્વરની કૃપા સદાને માટે પ્રાપ્ત થાય છે, તેના આગળ ચાર દિવસની કેદનો શો હિસાબ છે ? "

બાદશાહને કાને ઉપલી વાત જવાથી તેણે ફકીરને કહેવડાવ્યું કે, "એ ચાર દિવસમાં છૂટી જવાની વૃથા આશા રાખશો નહિ. કેદમાંજ તમારૂં મોત થશે." ફકીરે તે સાંભળીને કહ્યું કે, "બાદશાહને કહો કે મને એવી ધમકી આપવી તેજ વૃથા છે. મનુષ્યના નિત્ય અનંત જીવનની આગળ આ જગતમાંનું તેનું જીવન ચાર દિવસ જેટલું પણ નથી. એ અનંત જીવનના સુખ આગળ આ જગતમાંનું જીવન સુખમાં જાય કે દુઃખમાં જાય તે સર્વ મારા માટે સરખુંજ છે. તું મને તારા રાજ સિંહાસન પર બેસાડે તોપણ મને તેની ખુશી નથી તેમ માથું કાપી લે તોપણ તેની દીલગીરી નથી. સિંહાસનપર બેસનાર અને દુઃખ ભોગવનાર બંનેનાં શરીરને આખરે એકજ માટીમાં મળી જવાનું છે." બાદશાહ આવું સાંભળીને વધારે ચીડાયો અને તેણે ફકીરની જીભ ખેંચી કાઢવાનો હુકમ કરી કહ્યું કે, "ખુદાને યાદ કરી લે. હવે તારૂં મરણ પાસે આવ્યું છે." ફકીરે જણાવ્યું કે, "મને એનો પણ ભય નથી. સર્વજ્ઞ પ્રભુને મારે કશુંજ કહેવાની જરૂર નથી. કાંઇ પણ કહ્યા વિના તે સર્વ કાંઇ જાણે છે. તારા જેવા અજ્ઞાન માણસ માટે મને હજી પણ બહુ દયા આવતી હોવાથી તને તો બે શબ્દ કહી લેવાનું મન હજી થાય છે કે, તારા પોતાના મરણ માટે તું પોતેજ જીવતાં જીવત રડાય તેટલું રડી લે; કેમકે તારૂં મરણ થશે ત્યારે તારે માટે કોઇ પણ રડનાર નથી, તે દિવસે તો ઉલટો આખા દેશમાં આનંદોત્સવ થઈ રહેશે."

---

## પુષ્પ-૬ ઠ્ઠું.

એક કવિએ કોઈ સજ્જનની પાસે જઇને કહ્યું કે, "હું બહુજ સંકટમાં સપડાયો છું. એક નીચ માણસ મારી પાસે દશ રૂપિયા માગે છે તેથી એ ઋણ નીચે હું કચડાઇ જાઉં છું. એક દિવસ એવો નથી

જતો કે તે મારા આંગણે આવ્યો ન હોય! તેના તીર જેવા શબ્દપ્રહા-રથી મારૂં ચિત્ત ચારણી જેવું બની ગયું છે. એવો દિવસ ક્યારે આવશે કે જ્યારે હું તેના ઋણથી છૂટયો હઇશ." સજ્જન પુરૂષે આવું સાંભળી તેને એક મહોર આપી. કવિ અતિ પ્રસન્ન થઈ ચાલ્યો ગયો. એક બીજો માણસ તે પ્રસંગે ત્યાં બેઠેલો હતો તેણે આ બનાવ જોઈને કહ્યું કે, "એ કોણ છે તે આપ જાણો છો? એ તો એવો ધૂર્ત છે કે દુષ્ટમાં દુષ્ટ આદમીથી પણ ચડી જાય!" સજ્જને જવાબ આપ્યો: "ચૂપ રહો, કોઇની પણ નિંદા ન કરો. જો તે ખરેખરો દેવાદારજ હશે તો તેમાંથી મુક્ત થઇ જશે અને જો ધૂર્ત હશે તો તેથી મારે પસ્તાવાની જરૂર નથી; કેમકે હું કાંઇ સર્વજ્ઞ નથી. મેં તો તેનું કહેવું સાચું માની-નેજ તેને મદદ કરી છે. વળી જો તેની માગણી પુરી થઈ ન હોત તો તે મારી પણ નિંદા કરવા લાગત."

## પુષ્પ—૭ મું.

મેં સાંભળ્યું છે કે, હિજાજના રસ્તે એક માણુસ પગલે પગલે નિમાઝ પઢે જતો હતો. આ સન્માર્ગમાં તે એટલો તો તલ્લીન હતો કે પગમાંથી કાંટા સુદ્ધાં કાઢવાનો પણ તેને વિચાર આવતો ન હતો; પરંતુ પછી તેને એ તપનું એવું અભિમાન થયું કે, મારા જેવી કઠિન તપશ્ચર્યા અન્ય કોણ કરી શકે તેમ છે? તેજ પ્રસંગે આકાશવાણી થઇ કે, "ભલા માણુસ, તારી તપશ્ચર્યાનું અભિમાન ન કર. કોઈ દુઃખી માણુસ પર દયા લાવી ઉપકાર કરવો તે નિમાઝ પઢવાથી ઉત્તમ છે."

## પુષ્પ—૮ મું.

એક ગરીબ માણસે એક દિવસે કોઈ ધનવાન પાસે જઈ કંઇક યાચના કરી. ધનવાને તેને કંઈ આપવાને બદલે નોકર પાસે ધક્કા મરાવી કાઢી મૂક્યો. કેટલાક વખત પછી સમય પલટાયો. ધનવાનના ધનનો

નાશ થઈ ગયો અને તેને ખાવાનું પણ ઠેકાણું ન રહ્યું. તેનો નોકર એક એવા સજ્જનને ત્યાં રહ્યો હતો કે જેનું દીલ દીનજનને જોઇને દયાથી ઉભરાઇ જતું. પેલા ધનવાને ઘણો સમય દુઃખમાં પસાર કર્યો. એક દિવસે રાતના સમયે ઉપલા સજ્જનને બારણે કોઇ ભિખારીએ આવીને ભોજન માગ્યું. તરતજ સજ્જને નોકરને ભોજન આપવા આજ્ઞા કરી. નોકર ભોજન આપીને પાછો ફર્યો તે વખતે તેનાં નેત્રમાંથી અશ્રુ વહી રહેલાં જોઇ તે સજ્જને પૂછ્યું કે " રડે છે કેમ ? " નોકરે કહ્યું: " આ ભિખારીને જોઈ મને ઘણુંજ દુઃખ થયું છે. એક વખતે હું એનો સેવક હતો. જેની પાસે પુષ્કળ ધનવૈભવ હતાં તેજ માણસને આજે બારણે બારણે ભીખ માગતો જોઇને મારૂં હૃદય ભરાઇ આવે છે. " સજ્જને એ વાત સાંભળીને ગંભીરતાથી કહ્યું કે, " હે ભાઇ ! સંસારનું એજ ગૂઢ રહસ્ય છે. હું પણ તેજ દીન માણસ છું કે જેને એ ધનમદવાળા માણસે તારી પાસે ધક્કો મરાવીને હાંકી મૂક્યો હતો."

## પુષ્પ-૯ મું.

કોઇએ મને કહ્યું હતું કે, યમનમાં એક મહા દાનવીર રાજા હતો. તે ધનને તૃણવત સમજીને તેનું પુષ્કળ દાન કરતો; પરંતુ તેના આગળ જો કોઇ સુપ્રસિદ્ધ " હાતીમ "નું નામ લેતું તો તે ચીડાઇ જઇને કહેતો કે તેની પાસે નથી રાજ્ય કે નથી ખજાનો; તો મારી અને તેની તુલના શી ? એક વખતે તેણે કોઇ એક ઉત્સવ પ્રસંગે પુષ્કળ માણસોને નિમંત્રણ કર્યું હતું. તે પ્રસંગે વાતચીતમાં એક માણસને મોઢેથી હાતીમની વાત નીકળી ગઇ અને તેમ થતાં થતાં બીજા પણ બેચાર માણસો તેની પ્રશંસા કરવા લાગ્યા. આથી રાજાના હૃદયમાં દ્વેષની જ્વાળા એવી તો ભડકી ઉઠી કે તેણે તરતજ એક સેવકને હાતીમનું મસ્તક કાપી લાવવાની આજ્ઞા કરી. પેલો માણસ હાતીમને શોધવા નીકળ્યો. કેટલાક દિવસો પછી રસ્તામાં તેને એક યુવક મળ્યો. તે યુવક તેને બહુજ

સદ્‌ગુણી જણાયો. તે ઘાતકને યુવક પોતાને ઘેર લઇ ગયો અને બહુજ ઉદારતાથી તેનું સ્વાગત કર્યું. જ્યારે પ્રાતઃકાળે અતિથિએ વિદાયગીરી માગી ત્યારે યુવકે અત્યંત વિનયથી કહ્યું કે, "આ ઘર આપનુંજ છે; ઉતાવળ શા સારૂ કરો છો ?" ઘાતકે ઉત્તર આપ્યો કે, "તમારા જેવા સજ્જન પુરૂષના સમાગમમાં રહેવાનું મને ઘણુંયે મન થાય છે પણ મારે એક કઠિન કાર્ય કરવાનું છે તેમાં વિલંબ થઈ જાય." યુવકે કહ્યું: "જો કંઇ હરકત ન હોય તો તે કામ મને કહો; હું મારાથી બનતી મદદ આપીશ." પેલાએ કહ્યું: "બાદશાહે મને હાતીમનો વધ કરવા મોકલ્યો છે. કોણ જાણે બાદશાહને તેની સાથે શી દુશ્મનાવટ છે! તમે જો હાતીમને ઓળખતા હો તો મને તેનો પત્તો આપો." યુવકે નીડરપણે કહ્યું: "હું પોતેજ તે હાતીમ છું. તારી તલવાર ચલાવીને સુખેથી તારૂં કામ સાધી લે. આ માથું છેવટે માટીમાં મળીને સડી જાય તેના કરતાં તે કોઈના પણ ઉપયોગમાં આવતું હોય તો તેથી વધારે સારી વાત બીજી કઈ ?" આટલું સાંભળતાંજ ઘાતકના હાથમાંથી તલવાર છૂટી પડી. તે હાતીમના ચરણમાં પડ્યો અને દીનતાપૂર્વક બોલ્યો: "ખરેખર હાતીમ! આ જગતમાં તુંજ મોટો દાનવીર છે. તારી પાછળ તારી જે પ્રશંસા સાંભળેલી તેના કરતાં પણ તું તો વિશેષ જણાયો. મારા હાથ પગના ભલે બાદશાહ ટુકડા કરી નાખે, પણ હું તારા તરફ તો એક કાંકરી સુદ્ધાં ન ફેંકી શકું."

આટલું કહી તે યમન ચાલ્યો આવ્યો. બાદશાહે પોતાનો મનોરથ પૂર્ણ નહિ થવાથી તેનો ઘણો તિરસ્કાર કર્યો અને કહ્યું: "તું કાં તો હાતીમથી ડરીને નાશી આવ્યો છે, અથવા તો તને તેનો પત્તો મળ્યો નહિ હોય." પેલા માણસે જવાબ આપ્યો: "રાજન્, હાતીમની મુલાકાત તો થઈ પણ તેનું શીલ અને આત્મસમર્પણ જોઇને હું તેને વશ થઇ ગયો." એ પછી તેણે સર્વ વૃત્તાંત રાજાને કહી સંભળાવ્યું. બાદશાહ ચકિત થઇ ગયો અને પછી પોતેજ હાતીમની પ્રશંસા કરતાં બોલ્યો: "ખરેખર તે દાનીઓનો રાજાજ છે. તેની જેવી કીર્તિ છે તેવાજ તેનામાં ગુણ છે."

## પુષ્પ–૧૦ મું.

"બાયજીદ"ના સંબંધમાં કહેવાય છે કે, તે આતિથ્યસત્કારમાં અતિ ઉદાર હતો. એક વખત તેને ત્યાં કોઇ વૃદ્ધ માણુસ આવ્યો. બાયજીદે તેને ભૂખ્યો થયેલો જોઇને તરતજ તેને સારૂ ભોજન મંગાવ્યું. વૃદ્ધ માણુસ તરતજ ભોજનના તાટને વળગી પડ્યો. તેની જીભમાંથી " બિસ્મિલ્લાહ "× શબ્દ પણુ ન નીકળી શક્યો. બાયજીદને લાગ્યું કે એ મુસલમાન નથી પણુ મુસલમાનનો વેશજ માત્ર પહેરીને ખોરાક મેળવવા આવ્યો છે. આમ લાગવાથી તેણે તેને તરતજ ઘરમાંથી ક્હાડી મૂક્યો; પરંતુ તેજ વખતે આકાશવાણી થઇ કે; " બાયજીદ, મેં સો વર્ષ સુધી એ ધૂર્તનું પાલન કર્યું અને શું તારાથી એક દિવસ પણુ એને ન પળાયો ?"

---

× મુસલમાનભાઇઓ આ શબ્દવડે પ્રભુને યાદ કર્યા પછીજ ખાવા પીવાનું શરૂ કરે છે.



# प्रवेश ७ मो–आदेश.

## પુષ્પ–૧ લું.

" સંપત્તિ જીંદગી માટે છે. જીંદગી સંપત્તિ માટે નથી."

" જેણે ખાધું અને વાવ્યું (દાન કર્યું) તેજ ભાગ્યવાન છે; મધમાખની પેઠે સંગ્રહ કરીને મરી જનાર ભાગ્યહીન છે."

" જો તું સંસારી સંપત્તિથી લાભ મેળવવા ઇચ્છતો હોય તો પ્રભુએ જેમ તારાપર મહેરબાની કરી છે તેમ તું બીજાઓપર દયા કર."

" દાન કરો કિંતુ ઉપકાર ન ચઢાવો."

" પરોપકારરૂપી વૃક્ષે મૂળ નાખ્યું એટલે પછી તેની શાખાઓ સ્વર્ગ સુધી પહોંચે છે."

" જો તમે એ વૃક્ષનાં ફળ ખાવા ઇચ્છતા હો તો એ વૃક્ષને બહુજ સંભાળથી રોપો અને સીંચો."

" બે પ્રકારના માણસ વૃથા કષ્ટ ઉઠાવે છે અને વ્યર્થ ઉદ્યોગ કરે છે. એક તો એ કે જેણે ધન એકત્ર કર્યું છે પરંતુ ભોગવ્યું કે દાન કર્યું નથી. બીજો એ કે જે ભણ્યો છે ખૂબ, પણ જેણે અનુભવ મેળવ્યો નથી (વિદ્યાને આચરણમાં ઉતારી નથી); આવો માણસ પુસ્તકો લાદેલા ખચ્ચર સમાન છે."

" વિદ્યા ધર્મની વૃદ્ધિ માટે છે, નહિ કે સંપત્તિ એકત્ર કરવા માટે. જેમણે દ્રવ્ય કમાવાને પોતાની વિદ્યાનો વિક્રય કર્યો છે તેમણે મહાકષ્ટે પ્રાપ્ત કરેલા અન્નભંડારમાં પોતાને હાથેજ આગ મૂકી છે."

"જે વિદ્વાન સંયમી નથી તે આંધળો મશાલચી છે; કેમકે તે અન્યને માર્ગ બતાવે છે, પરંતુ તેને પોતાને માર્ગ નથી જડતો."

"જેણે પોતાની જીંદગી અજ્ઞાનમાંજ ગુમાવી, તે એના જેવો છે કે જેણે રૂપિયા તો ખર્ચ્યા પણ કોઈ વસ્તુ ન ખરીદી."

"બાદશાહની નામના બુદ્ધિશાળી કાર્યવાહકો વડે થાય છે અને ધર્મ ધર્માત્માઓવડેજ વંદનીય થાય છે. બુદ્ધિશાળીઓને રાજદરબારમાં નોકરી મેળવવાની જેટલી આવશ્યકતા છે તેથી અધિક આવશ્યકતા બાદશાહને બુદ્ધિશાળીઓની હોય છે. હે બાદશાહ, લક્ષ આપીને મારી વાત સાંભળ. તારે માટે આથી વધારે અગત્યની બીજી કોઈ શીખામણ નથી. જોકે બુદ્ધિશાળી રાજકાર્ય કરવાનું પસંદ નથી કરતા, પણ તારો સર્વ કાર્યભાર બુદ્ધિશાળીનાજ હાથમાં મૂકજે."

"દુષ્ટપર દયા કરવી એ સજ્જનપર જુલમ કરવા સમાન છે. જાલીમોને ક્ષમા કરવી એ તેમનાથી દુ:ખી થયેલાપર જુલમ કરવા સમાન છે. જો તમે નીચ માણસો સાથે મેળાપ રાખશો અને તેમનાપર મહેરબાની રાખશો તો તે તમારી કૃપાના બળથી અપરાધ કરશે અને તમારે તે અપરાધના ભાગીદાર બનવું પડશે."

"રાજાઓની દોસ્તી અને છોકરાંની વાતોપર વિશ્વાસ ન રાખો. રાજાની મિત્રતા સહજ સંશય માત્રથી તૂટી જાય છે અને છોકરાંની મીઠી મીઠી વાતો રાત માત્રમાં ફરી જાય છે."

"જે ભેદને તમે ગુપ્ત રાખવા ઇચ્છતા હો તે બીજા કોઇને પણ ન બતાવતા. પછી ભલેને તે તમારો પૂર્ણ વિશ્વાસપાત્ર હોય. પોતાની ગુપ્ત વાત જેટલી ઉત્તમ તમે પોતે છૂપાવી શકો છો, તેટલી અન્ય કદિ પણ છૂપાવી નહિ શકે."

"કોઇ પણ ગુપ્ત વાત એક માણસને કહ્યા પછી તે વાત અન્યને કહેવાની મના કરવા કરતાં ચૂપ રહેવું એજ ઉત્તમ છે."

"જુદા જુદા બે માણસો એક બીજાના શત્રુ હોય તોપણ તેમની સાથે

વાતચીત એવી સાવચેતીથી કરો કે તેઓ એક બીજા આગળ માંહો માંહે તે વાત કહે તોપણ તમારે લજ્જિત ન થવું પડે; કારણ કે જ્યારે બન્ને શત્રુઓ આપસમાં સલાહ કરી લે છે ત્યારે બન્ને જણાઓ પેલા ચાડીયા માણસ પ્રત્યે ખરાબ દૃષ્ટિથી જુએ છે." "જે માણસ બે માણસની દુશ્મનીની વચ્ચે આગ સળગાવે છે તેને પોતાનેજ છેવટે તે આગમાં બળવું પડે છે."

"જે માણસ પોતાના મિત્રના શત્રુઓ સાથે મિત્રતા કરે છે તે પોતાના મિત્રને હાનિ કરવા ઇચ્છે છે. હે બુદ્ધિશાળી માણસ ! જે તારા શત્રુઓ સાથે મેળાપ રાખતો હોય તેવા મિત્રનો ત્યાગ કર."

"કોમળ સ્વભાવવાળાની સાથે કડકાઇથી વાત ન કરો અને જે તમારી સાથે મેળ રાખવા ઇચ્છતો હોય તેની સાથે કલહ ન કરો."

"વધારે ગંભીર કે બહુ અતડા રહેવાથી સામાને ભય ઉત્પન્ન થાય છે અને અધિક પરિચયથી તે તમારી અવજ્ઞા કરે છે. અધિક મહેરબાની રાખવાથી પણ તે અભિમાની બની જાય છે."

"એટલી સખ્તાઇ પણ ન ચલાવો કે જેથી તમારા પ્રત્યે અણગમો પેદા થાય અને એટલી નમ્રતા પણ ન સ્વીકારો કે લોકો તમારા શિર પર ચઢી જાય."

"સખ્તાઈ અને કોમળતા બન્નેનો ઉપયોગ શસ્ત્રવૈદ્યની માફક કરવો જોઇએ. શસ્ત્રવૈદ્ય પ્રથમ ચીરે છે પણ સાથેજ આરામ આપનાર ઔષધી લગાવે છે."

"બુદ્ધિશાળી નથી અતિ કડક બનતો કે નથી અતિ મૃદુ બની જતો; જેથી તેના પ્રત્યે અભાવ પેદા થાય અથવા તેના મોભાનો નાશ થાય."

એક યુવાને પોતાના પિતાને કહ્યું: "આપ વિદ્વાન છો, આપના અનુભવ પરથી મને કંઇ ઉપદેશ આપો." ત્યારે પિતાએ કહ્યું કે, "સરળતા અને ભલમનસાઈપૂર્વક કામ લો, પણ એટલી સરળતા ન રાખો કે લોકો માથે ચઢી વાગી તમારૂં અપમાન કરે."

"બે પ્રકારના માણસ જગતના મોટામાં મોટા દુશ્મન છે. એક તો નિર્દય બાદશાહ અને બીજો અજ્ઞાની ફકીર—ભેખધારી."

"પોતાના શત્રુપર પણ એટલો બધો ક્રોધ ન કરવો કે જેથી મિત્રોના મનમાં પણ આઘાત થાય. ક્રોધાગ્નિ પ્રથમ તો તેના જન્મદાતાના શરીરનેજ બાળે છે અને તે પછી તે શત્રુ સુધી પહોંચે છે."

"જ્યારે દુશ્મન નિરૂપાય બને છે ત્યારે તે દોસ્તી કરવા તત્પર રહે છે; કેમકે દુશ્મન તરીકેની સ્થિતિમાં તમારૂં ન બગાડી શકયો હોય તેટલું તમારૂં તે તમારો મિત્ર બનીને બગાડી શકે છે."

"જો તમારે કોઇને એવી ખબર આપવાની હોય કે જેથી તેનું દિલ દુભાય તેમ હોય તો તેવી ખબર તમારે ન આપવી એજ યોગ્ય છે. એ બૂરી ખબર તે કોઈ અન્યદ્વારા જાણી લેશે. હે બુલબુલ ! તું તો વસંતની આનંદ વાર્તાજ કહે અને ખરાબ ખબર કહેવાનું ઘૂવડ માટેજ રહેવા દે."

"જ્યારે તમારે કોઇને કંઇ વાત કહેવી હોય ત્યારે પ્રથમ વિચારી જુઓ કે તમારી વાતની અસર થશે કે નહિ. જો અસર થવાની ઉમેદ રહેતી હોય તોજ વાત મુખમાંથી બહાર કાઢો."

"દુસ્મનના દાવમાં ન ફસાવ અને ખૂશામતની ખૂશબોથી ફુલીને ઢડા ન બની જાવ. એકે તમારે માટે બારીક જાળ પ્રસારેલી છે ત્યારે બીજાએ લાલચનો ભંડાર ઉઘાડેલો છે."

"પ્રત્યેક માણસ પોતાની બુદ્ધિને પૂર્ણ અને પોતાના બાળકને સુંદર સમજે છે. એક યાહુદી અને એક મુસલમાન અંદરે અંદર લઢી રહ્યા હતા તે જોઈ મને હસવું આવ્યું. મુસલમાને ગુસ્સે થઈ કહ્યું: "જો મારૂં આ વચન પુરૂં ન કરૂં તો ખૂદા મને યાહુદી ગણીને મોત આપે!" યાહુદીએ કહ્યું: "હું કિતાબના કસમ ખાઇને કહું છું કે જો મારી વાત જૂઠી ઠરે તો ઈશ્વર મને મુસલમાન બનાવવાની સજા કરે."

"એક કથરોટ જેટલા જમીન દશ માણસો સુખશાંતિપૂર્વક

ખાઇ લેશે; પણ એક આખું મુડદું મોંઢા આગળ પડેલું હશે અને કૂતરાઓ માત્ર બેજ હશે તોપણ તેઓ લઢયા વિના નહિ રહે. તેજ પ્રમાણે અજ્ઞાની માણુસ પાસે ભલેને આખી દુનિયાનું ધન ભેગું થયું હોય, પણ તે તો સદા ભૂખ્યોજ રહેવાનો અને સમજુ માણુસ તો માત્ર એક રોટલીથી પણ સંતોષ મેળવીને પ્રભુનો આભાર માનવાનો."

"ભૂખ્યું પેટ એક સુખી રોટલીથીએ ભરાઇ શકે છે; કિન્તુ ભૂખી નજર આખી દુનિયાની દોલતથી પણ તૃપ્ત નથી થતી."

"મારા પિતાએ મરતી વખતે મને શીખામણ આપી હતી કે, "લોભ એજ આગ છે, તેનાથી બચો! નરકની આગને પ્રજ્વલિત ન કરો; કેમકે તે આગ તમે સહન નહિ કરી શકો. માટે પેદા થતાં વારજ સંતોષરૂપી જલથી તે આગને બુઝાવી દો."

"જે માણુસ શકિત–અધિકારસંપન્ન હોય છતાં ભલાઇ નથી કરી શકતો, તેને શકિતહીન–અધિકારહીન થયા પછી કષ્ટ ભોગવવું પડશે."

"અત્યાચારીથી ચઢીયાતો અભાગી કોઇ પણ નથી; કેમકે વિપદના પ્રસંગે કોઇ પણ તેનો મિત્ર નથી થતો."

"કોઇની ગુપ્ત એબ–દોષ પ્રકટ ન કરો; કેમકે સાંભળનારો માણુસ તેની ગુપ્ત વાત જાણુવા સાથે તમારી હલકાઈ પણ જાણી જશે અને આખી જીંદગી સુધી તમને તેવા ગણીનેજ તે વર્તશે."

"જે ભણ્યો છે પણ ગણ્યો નથી; તે માણુસ એવો છે કે જેણે જમીન ખેડી છે ખરી પણ બી વાવ્યું નથી."

"પ્રત્યેક સુંદર ચહેરાવાળાનો સ્વભાવ પણ સારોજ હોય એવો નિયમ નથી."

"તમે માણુસની રીતભાત જોઇને એકજ દિવસમાં તેની વિદ્યા અને બુદ્ધિની સ્થિતિ કેવી છે તે જાણી શકશો; પણ તેના હૃદયથી નિર્ભય ન રહો અને પોતાની પરીક્ષક શકિત માટે મગરૂર ન બનો; કેમકે માણુસની દુષ્ટતાનું જ્ઞાન મળવાને તો વર્ષો વીતી જાય છે."

" જે બળીયાની સાથે બાથ ભીડે છે તે પોતાનુંજ રકત વહેવડાવે છે."

" જે પોતાને માટે મોટી મોટી કલ્પનાઓ કરી લે છે, તેને બમણું જોવાનો દાવો કરનાર કાણા માણુસ જેવાજ સમજવા."

" વાઘની સાથે કુસ્તી કરવી અને તલવારને મુઠી ભરવી એ બુદ્ધિશાળીનું કામ નથી."

" બજારૂ કૂતરા શિકારી કૂતરાને જોઇને ભસે છે પણ તેની પાસે જઇ શકતા નથી; તેવીજ સ્થિતિ સજ્જન માટે દુર્જનની હોય છે."

" જ્યારે કોઇ નીચ માણુસ ગુણુમાં કોઇ એક સારા માણુસની બરાબરી નથી કરી શકતો, ત્યારે તે તેનામાં દોષ આરોપીને પુઠ પાછળ તેની નિંદા કરે છે; પરંતુ પ્રત્યક્ષ થવાનો પ્રસંગ આવે છે ત્યારે તેની વાચાજ બંધ પડી જાય છે."

" બુદ્ધિશાળી ધીમે ધીમે ખાય છે, ધર્માત્મા અર્ધો ભૂખ્યો રહે છે, રોગી માત્ર જીવન ટકાવવા જેટલુંજ ખાય છે, યુવાન થાળીમાં હોય છે તેટલું ખાઇ જાય છે અને વૃદ્ધ માણુસ જ્યાં સુધી પરસેવો નથી નીકળતો ત્યાં સુધી ખાયા કરે છે; પણ ખાઊધરો માણુસ તો એટલું બધું ખાય છે કે શ્વાસને જવા આવવાની જગ્યા પણ નથી રહેતી."

" ખાઊધરા માણસને બે રાત ઉંઘ આવતી નથી. એક તો પેટ સજ્જડ હોવાના કારણે ખાધું હોય તે રાતે અને ખાવાનું નહિ મળવાના કારણે ભૂખની ચિંતામાં બીજી રાતે."

" મૂર્ખની સાથે વિવાદ કરનાર વિદ્વાને ઇજ્જતની આશા ત્યજી દેવી જોઇએ; કેમકે એક નજીવો પત્થર પણ મોતીને તોડી શકે છે."

" અવિદ્વાનથી અપમાનિત થનાર વિદ્વાને શોક ન કરવો જોઇએ; કેમકે એક નિરૂપયોગી પત્થર સુવર્ણના પ્યાલાને ફુંદી નાખે તેથી કાંઇ તે પત્થરની કિમ્મત વધવાની નથી અને સુવર્ણની કિમ્મત ઘટવાની નથી."

" બુદ્ધિશાળી માણુસ નીચ જનો ઉપર પોતાના ઉપદેશની અસર ન કરી શકે અથવા તેમની પાસેથી પ્રશંસા પ્રાપ્ત ન કરી શકે, તો તેમાં

આશ્ચર્ય જેવું શું છે ? તમે નથી જાણુતા કે ઢોલનો અવાજ બીનના અવાજને દબાવી દે છે; લસણુની ગંધ અંબરની સુગંધને દબાવી શકે છે અને સિંહનો અવાજ રણુભૂમિના ઢોલથી દબાઇ જાય છે."

"રત્ન કીચડમાં પડી ગયું હોય છે તોપણુ તે તેવુંજ અમૂલ્ય રહે છે અને ધૂળ આસ્માનમાં ચઢી જવા છતાં પણુ પોતાની નીચતાને નથી છોડતી."

"બુદ્ધિવાન માણુસ અત્તર વેચનારની પેટી સમાન છે. વે મૌન રહે છે તોપણુ પોતાનો ગુણુ દર્શાવે છે."

"મૂર્ખ માણુસ રણુવાદ્ય–ઢોલ સમાન છે, જે શોર બહુ કરે છે પણુ અંદરથી પોલો હોય છે."

"આંધળાઓની વચમાં સુંદર સ્ત્રીની અને નાસ્તિકોના ઘરમાં કુરાનની જે ગતિ થાય છે, તેવીજ ગતિ મૂર્ખાઓની વચમાં બુદ્ધિશાળીની થાય છે."

"નીચની પ્રત્યે નમ્રતા અને મહેરબાની રાખવાથી તેની નીચતા અને ઉલટું અભિમાન વધી જાય છે."

"દુશ્ચરિત્ર મૂર્ખ દુશ્ચરિત્ર પંડિતથી સારો છે; કેમકે મૂર્ખ તો અંધ (અજ્ઞાન) હોવાને લીધે ખાડામાં પડે છે અને પંડિતો છતી આંખોએ કૂવામાં પડે છે."

"જે તમારૂં સારૂં જોઇને બળતો હોય તેનું બૂરૂં ન ઇચ્છો; કારણુ કે તે અભાગી પોતાના ઇર્ષાગ્નિમાં બળતો હોય છે. તેની પાછળ એવો સબળ શત્રુ પડેલો હોવાથી તમારે તેની સાથે શત્રુતા કરવાની શી જરૂર છે ?"

"કુરાન એટલા માટે પ્રસિદ્ધ કરવામાં આવ્યું હતું કે લોકો તેથી સન્માર્ગે ચાલતા રહે, નહિ કે લોકો તેનો પાઠ કર્યા કરે."

"નિરક્ષર યોગી પગવાળા પ્રવાસી સમાન છે અને આળસુ વિદ્વાન અશ્વપર ઉંઘતા સ્વાર સમાન છે."

"અભિમાની સાધુ કરતાં પશ્ચાત્તાપ કરીને પ્રભુની ક્ષમા માગી રહેલો પાપી સારો છે."

લોકોએ એક મોટા વિદ્વાનને પૂછ્યું: "આપ આવા વિદ્વાન શી રીતે થયા ?" તેણે કહ્યું: "હું જે વાતને જાણતો ન હતો, તે વાત બીજાઓને પૂછવામાં શરમ રાખતો ન હતો."

"જો કોઇ માણસ પ્રભુભજન કરવા માટે પણ કોઈ કલાલની દુકાનમાં જશે તો લોકો એમજ ધારશે કે તે દારૂ પીવા ગયો હતો."

"જો કોઇ ગરીબ ઉંટની લગામ એકાદ નાના બાળકના હાથમાં હશે તોપણ સેંકડો ગાઉ તે ખુશીથી ચાલ્યું જશે; પરંતુ જો રસ્તામાં એકાદ ભયંકર ખાડા તરફ તે બાળક અજ્ઞાનતાથી તે ઉંટને લઈ જવા ઇચ્છશે તો ઉંટ તે બાળકની આજ્ઞાનુસાર નહિ ચાલે; કેમકે આફતના સમયે મહેરબાની દર્શાવવી અયોગ્ય છે. કહ્યું છે કે મહેરબાનીથી દુશ્મન દોસ્ત નથી બનતો; એટલુંજ નહિ પણ દુશ્મનાઇમાં વધારો થાય છે. જે તમારા પર ઉપકાર કરે તેની સાથે નમ્ર રહો પણ કઠોર અને દુષ્ટ માણસ સાથે નમ્રતા ન રાખો; કેમકે કટાયલું લોખંડ રેતી વડે સાફ નથી થતું."

"જે સખ્શ પોતાની વિદ્વત્તા બતાવવા સારૂ અન્યની વાતમાં વચ્ચે પુરાય છે, તે પોતાની નાદાની પ્રકટ કરે છે. બુદ્ધિવાન માણસ જ્યાં સુધી કંઇ પૂછવામાં આવતું નથી ત્યાં સુધી કદિ બોલતો નથી."

"આકાશ જમીનને વૃષ્ટિ આપીને ફળદ્રુપ બનાવે છે; પરંતુ જમીન તેને ધૂળ સિવાય અન્ય કંઇજ આપતી નથી. એજ પ્રમાણે મોટા મનના માણસો બદલા તરફ ન જોતાં પોતાની મોટાઇજ દાખવ્યા જાય છે."

"જે નિર્બળપર દયા નથી રાખતો તેને બલવાનના અત્યાચાર સહેવા પડશે. નિર્બળનું દિલ દુઃખી ન કરો; નહિ તો તમારાથી કોઇ વિશેષ બળવાન અવશ્ય તમોને નીચું જોવડાવશે."

એક ફકીર ઇશ્વર ઉપાસના વખતે કહ્યા કરતો હતો કે, "હે ભગવાન ! ભૂંડાપર દયા કરો; કેમકે ભલા ઉપર તો દયા કરીને તમે તેમને પ્રથમથીજ ભલા બનાવ્યા છે."

"જેને હજારો મિત્ર છે તેને તમારૂં દિલ ન આપો. જો આપો

તો વિરહની વ્યથા સહન કરવાને તૈયાર રહો. "

" જે વાત સર્વની સમક્ષ પ્રકટ કરવાને તમે અચકાતા હો તે કોઇને એકાંતમાં પણ ન કહો. "

"જે તારા દુસ્મનો સાથે મિત્રતા રાખતો હોય તેવા મિત્રનો ત્યાગ કર."

" કોઇક મૂર્ખ માણસ કોઈ ગર્દભને બોલતાં શીખવી રહ્યો હતો, તે જોઇને એક બુદ્ધિશાળીએ કહ્યું કે; હે મૂર્ખ ! એ તો તારી પાસેથી બોલવાનું નહિજ શીખી શકે; પણ તું જો ઇચ્છે તો એની પાસેથી ચૂપ રહેવાનું શીખી શકે ખરો. "

" જે સચ્ચાઈ માટે પ્રસિદ્ધ હોય છે તેમની જૂઠ પણ સાચી બની જાય છે અને તે જૂઠ ક્ષમ્ય પણ છે; પરંતુ જે માણસ જૂઠ માટે પ્રસિદ્ધ છે તે કદિ સાચું બોલે તોએ તે જૂઠું ગણાય છે. "

" સુખ આવવા પહેલાં દુઃખ ભોગવવું પડે એ બહુજ વસમું થઇ પડે છે. "

" કંજુસ માણસ ગમે તેટલો વિદ્વાન્ હોય તોપણ લોકો તેનામાં દોષ બતાવ્યા વગર નથી રહેતા; પણ કોઇ ઉદાર પુરૂષમાં કદાચ સેંકડો દોષ હોય છે તોપણ તે તેની ઉદારતા નીચે ઢંકાઈ જાય છે. "



બીજી આવૃત્તિ છપાઇ ચુકી—તરત માટે ખાસ લાભ

---

# વીરકેસરી શિવાજી મહારાજના ગુરુવર્ય સમર્થ રામદાસ સ્વામી રચિત

# શ્રીદાસબોધ.

**ઉત્તમ ભાષાંતર, સમર્થનું ભવ્ય ચિત્ર તેમજ અસામાન્ય ચરિત્ર, ગ્લેજ કાગળ અને મજબૂત પાકા પૂંઠા સાથે પૃષ્ઠ ૬૨૦ નો સુંદર ગ્રંથ માત્ર રૂ રા, પો. ૦|=**

મહારાષ્ટ્રના વેદરૂપ ગણાતા ચાર મહાન ગ્રંથોમાંનો આ સર્વથી છેલ્લો ગ્રંથ હોઇને તેમાં સમર્થે શિવાજી મહારાજને આપેલા ઉપદેશ ઉપરાંત અન્ય પણ અનેક પ્રકારના વ્યાવહારિક, રાજકીય તથા આધ્યાત્મિક ઉપદેશ સમાયલા છે. આ ગ્રંથમાં ૨૦ મુખ્ય પ્રકરણોના પેટામાં સમર્થની પ્રાસાદિક વાણીથી ઉભરાઈ જતાં ૨૦૦ પેટા પ્રકરણ આવેલાં છે.

પહેલી આવૃત્તિ સત્વર ખપી જઇ બહોળી માગણી જારી રહેવાથી તે ફરીથી વધુ સારી ગોઠવણપૂર્વક છપાવવામાં આવ્યો છે.

આ ગ્રંથનું મૂલ્ય અમદાવાદના કાર્યાલયમાં રૂ. રા અને મુંબઇમાં તથા બહાર ગામના વેચનારાઓને ત્યાં રૂ. રાા રાખવામાં આવ્યું છે. પરંતુ વૈશાખ આખર સુધીને માટે તે અમદાવાદના કાર્યાલયમાં રૂ. ૨—૩—૦ અને મુંબઇના કાર્યાલયમાં રૂ. ૨—૫—૦ થી મળશે.

**સસ્તું સાહિત્ય વ૦ કા૦ અમદાવાદ અને મુંબઇ—૨**

# આદિ અને સભાપર્વ.

---

મહાભારતના પહેલા ભાગરૂપ મોટાં ૬૦૦ પૃષ્ઠનો
દળદાર ગ્રંથ ઉત્તમ નવીન ભાષાંતર,
જાડા કાગળ તથા પાકા પૂંઠા સાથે
માત્ર રૂ. ૨ાા, પોસ્ટેજ ૦ાાન

આ ગ્રંથ, પુષ્કળ પ્રાચીન બોધદાયક ચરિત્રો,
આખ્યાનો, કથાઓ, ઉપદેશો, સંવાદો,
સમાગમો, યજ્ઞો, યુદ્ધો, સભાઓ,
જય પરાજય, ઈત્યાદિનાં વર્ણનોથી
ભરપૂર છે.

# પચાસ હજારની ચોરી

આઠેક દહાડા ઉપર ભાત બજારમાં એક તીજોરી ચોરે તોડી પચાસ હજારની રકમ કાઢી લીધી, તે બાબે એક મિત્ર ગોદરેજને લખે છે કે એ તીજોરી ગોદરેજની બનાવેલી હતી એવી વાત ગામમાં ફેલાઇ છે. તે ઉપરથી પ્રજાને જણાવવાની જરૂર છે કે એ તીજોરી ગોદરેજની બનાવેલી હતી નહિ.

ગોદરેજની તીજોરીઓ કેવી હોય છે તેની સમજ કારખાને આવનારને આપવામાં આવશે. એવી સમજ આપવામાં આવવાથી બગદાદ માટે સરકારને જોઇતી લગભગ પોણોસો તીજોરીનો ઓર્ડર ગોદરેજને મળ્યો હતો.

કારખાનું–

ગેસ કંપની પાસે, પરેલ, મુંબઇ.

# પુસ્તકમાંનાં થોડાંક વચનામૃત.

"જે પોતાના દેશબંધુઓના દુઃખથી દુઃખી થતો તે પશુથી પણ નીચ છે."

"પ્રભુની ઉદારતા ઇચ્છનારે ને પ્રભુનાં રૂપ આ સૃષ્ટિની સાથે ભલાઇ કરવી જોઇએ."

"મોટાઇનું માપ ધન ઉપર નથી, પણ હૃદય ઉપ

"ધનના વધવાની સાથે તૃષ્ણા પણ વધતી જ જા

"પ્રભુ સર્વની સંભાળ લઇ રહ્યા છે તે. .. સમજુ માણસનો તો (તેના પોતાના કલ્યાણને ખાતર) ધર્મ જ છે કે સહાયપાત્રને સહાય આપવી."

"સંપત્તિ જીંદગી માટે છે, જીંદગી સંપત્તિ માટે નથી."

"બે માણસોએ વૃથાજ શ્રમ ઉઠાવ્યો છે. એક તો એ કે જેણે ધન એકત્ર કર્યું છે પરંતુ તેને ભોગવ્યું કે દાનમાં આપ્યું નથી; અને બીજો એ કે જે ભણ્યો છે ખૂબ પણ જેણે અનુભવ મેળવ્યો નથી. આવા માણસો સોનાથી અને પુસ્તકોથી લાદેલાં ખચ્ચરો જેવા છે."

"બે માણસ જગતના મોટામાં મોટા દુશ્મન છેઃ એક તો નિર્દય રાજકર્તા અને બીજો અજ્ઞાની ભેખધારી."

"હે બુલબુલ! તું તો વસંતની આનંદ વાર્તાજ કહે અને ખરાબ વાત કહેવાનું ઘુવડ માટેજ રહેવા દે."